# તકદીરની તકલીફ.

## ( ૨૦ ચીત્રો સાથની )

એક વાર્તા

•

લખનાર—સોહરાબ શહેરિયાર ઇરાની

" મશરેક "

તે

'[illegible] મજાહ' અઠવાડીક પત્રના અધિપતિ અને માલેક, તથા 'પરસ્તાને અકરમ,' 'બેચેન દુન્યા,' 'ઘેલા ઘાંચીનું કુટુંબ,' 'જેહાંગીરનામું,' 'હમશીર કે શમશીર?', 'અકકલમંદ બેવકુફ,' 'કીસમતની કીશતી,' 'તલવારની ધાર,' 'શયલા કુંવારી,' 'ઝાલીમ ખબીસ,' 'અહડા અહડી,' 'દેખાવલી દાકણ,' 'દુરવંદી કીનો,' 'નીતીમાન નરગીઝ,' વીગેરેના લેખક.



આ પુસ્તક મી૦ સોહરાબ શહેરિયાર ઇરાનીએ નવા આતશબેહેરામ પાસેના "બીમરડીવાલા હાઉસ," ધોબીતળાવ મુંબઈમાં પ્રગટ કર્યું છે; અને "નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ," બજારગેટ, કોટ, મુંબઈમાં મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ છાપ્યું છે.

ઓકટોબર ૧૯૧૮.

કીમત રૂ. ૨ા.

# અર્પણ.

મ્હારા મહેરબાન ભાઇજી

**પેસ્તનજી બેરામજી ભેસાણીયાને**

આ મ્હારૂં નાચીઝ પુસ્તક

મ્હારા તરફની એમની ભલાઈ, દીલસોઝી, અને

સાચ્ચા મીત્ર તરીકેની એક કદી નહીં ભુલાય એવી

ભાઇબંધીની અદના ઇંધાણી દાખલ ઘણા

મોટા માન સાથે

**અર્પણ કરૂં છું**

"મશરીક."

# મ્હારા બે બોલ.

પાક પરવરદેગારનો હું શુક્રગુઝાર બન્યો છું કે આ મ્હારૂં નવું પુસ્તક મ્હારા મ્હેરબાન વાંચનારાઓનાં મુબારક હાથોમાં આજે મુકી શકાયું છે.—અગાઉ ઝમાનો એવો હતો કે જેમાં લોકો સંપીલાં હતાં અને પોતાની જાતવાલાંઓને આગલ વધારવાને મનમાં ખુશી થતાં હતાં, મગર આ ઝમાનો તો તેથી ઉલટોજ છે: આજે તો એક જાતી હુસ્યારીથી વધતા માણસને તોડી પાડવાને સૌ આગેવાની લેશે, એકનું ભલું બીજાથી જોવાશે નહીં, વેપારી બીજા વેપારીના નાશની રાહ જોશે, પૈસાવાલા બીજા પૈસાવાલાની નીંદા કરવા તૈયાર થશે અને મુફલીસને કચડવા નીકલશે, જાતીલા બીરાદરોજ કાતીલા બનશે, અને, ચોકકસ લેખકો જો બીજાને પાયરી દર પાયરી વધતો જોશે તો તેઓની આંખોમાં અદેખાઇનો આતશ સળગશે, અને પછી વાત આગલ વધશે——

આજ કાલ રીવ્યુઓના હમબગ એટલા તો વધી પડયા છે કે નહીં બોલવાના નવ ગુણ, ઉપલા તાઇપના કેટલાક અદેખા લેખકો બીજા લેખકોને દાબી દેવા માટે પરદા પછવાડ છુપામને પોતે રીવ્યુઅર થઇ નીકલે છે, સામેવાલાના ખરાબ રીવ્યુ કપટથી લઇને પોતાના પેટની આગને સમાવે છે અને પોતે કેવાંક તીસમારખાં લેખક હોય તેમ પોતાનો રીવ્યુ પોતેજ (બેશક, ઘણોજ મસાલેદાર) લે છે!! અપવાદો સીવાયના કેટલાક અધિપતિઓબી 'મસકા-પસંદ' હોવાથી તેઓબી જેઓ તરફથી ખુબ મસકો પોતાને મલે છે તેઓના રીવ્યુ ઘણાજ સારા લે છે.

હું એવા મસકા લગાડવાની આદત ધરાવતો નથી અને તેથી જો મ્હને કાંઇક ખમવુંબી પડયું હોય તો તેની મ્હને પરવાહ નથી. સોના પર ઢોળ ચઢાવવાની જરૂર નથી, મશરેક જે છે તે છે અને લોકોબી તે શું છે તે મનમાં અચ્છી રવેશે સમજે છે.—ઇંગલેન્ડ જે ઘણો આગલ વધેલો મુલક છે ત્યાંબી એવા મસકા રીકેશન્યા રીવ્યુ-હમબગો હસ્તી ધરાવે છે અને તેથીજ તો જાણીતી લખનારી "મારી કોરેલી" એ ન્યુસપેપરોના એડીટરો પર રીવ્યુ માટે પોતાની ચોપડીઓ મોકલવાનું સદંતર બંધ કીધું. "મારી કોરેલી" કાંઇ જેવી તેવી લેખક બાનુ નથી, તેની નોવેલો હીન્દુસ્તાનમાં તરજુમાં મારફતે જુદી જુદી બાષામાં લખાઇ છે અને તેના પ્લોટ પરથા નાટકો વટીક સ્ટેજ થયા છે, અને તે છતાંબી તે જાણીતી લખનારી પર અદેખા લેખકોએ અને મસકા માંગુ અધિપતિઓએ કપટથી હુમલા કીધા ત્યારે તેણે રીવ્યુ માટે ચોપડીઓ મોકલવીજ સદંતર બંધ કીધી.

ઇંગ્રેજીમાંથી તરજુમા કરવાનો ચાલ આ દેશના ઘણા ખરા લેખકોમાં જારી છે. અને એકજ ઇંગ્રેજી પ્લોટમાંથી ચાર લેખકો ચાર વખ્ત લખે તો તેમાં તેઓ કાંઇબી ખોટું કરતાજ નથી. એક લેખક જો બીજા કરતાં દશ વીસ વરસ અગાઉથી જન્મયો હોય અને તેણે એક ઇંગ્રેજી પ્લોટને વહેલો હાથ કરીને તરજુમો કીધો હોય તો તેની પછી જન્મનારો લેખક જો

તેજ ઇંગ્રેજી પ્લોટને પોતાની શૈલીમાં રજુ કરે તો તેમાં તે કોઈ ગુન્હો કરતોજ નથી. વલી, મેં પોતે એવી કેટલીક ટુંકી વાર્તાઓ ઇંગ્રેજી ઉપરથી લખી છે જે વાર્તાઓ મ્હારી પછી મ્હારેથી મોટી ઉમરના બીજા લેખકોએબી લખી છે, તો શું તેમાં મ્હારે તેઓનો દોષ કાઢવો ઘટે ? નહીંજ. મ્હારી નોવેલો મેં માત્ર તરજુમાઓ કરીને નથી લખી પણ ઇંગ્રેજી નોવેલોને આધારે મોટા ફેરફારો સાથે એડપટેશન કર્યા છે અને તે મ્હને ખુશી કરવાને પુરતા છે કે વાંચનારાંઓને ઘણાજ ઘણાજ પસંદ પડયા છે. જેનો એકજ દાખલો લઇશું તો "રેનોલ્ડઝ"ની "વેગનર-ધી વુલ્ફ" મેં મોહમેદન સંસારમાં "હમશીર કે શમશીર !" ને નામે લખી અને તે ઘણી ફ-તેહમંદ ઉતરી.

કેટલાકો કહે છે કે મેં મ્હારી કેટલીક નોવેલો રેનોલ્ડઝના પ્લોટપરથી લીધી છે અને તેથી તેઓ મ્હને ટોકે છે. તેઓનું કહેવાનું જો મતલબ વગરનું હતે તો હું જવાબબી નહીં આપતે, પણ ખાસ આ પ્રસંગે મ્હને બે બોલ બોલવા પડે છે તેનું કારણ એ છે કે આજની મ્હારી આ નોવેલબી "રેનોલ્ડઝ"ની "ધી કોરલ આયલેન્ડ" ઉપરથી છે. હા, આ એક તરજુમો છે પણ તે બોહલા ફેરફાર સાથનો છે, અને જો એમાં મ્હને અસલ ચીત્રોને છાપવાના નહીં હતે તો એ વાર્તાનેબી હું અચ્છી રીતે બીજા સંસારમાં ફેરવી નાંખતે-રેનોલ્ડઝના લખાણો [illegible]ગી કાંઇ મેં એકલાએજ તરજુમા કર્યા અને એડપટેશન બનાવ્યા નથી. પણ ઘણા સારા સારા લેખકોએ તેમ કર્યું છે, અને રેનોલ્ડઝનું નામ સાંભલીનેજ કમકમવાળી કોશીશ ક[illegible]રાઓ પોતેબી દીલમાં તો સ્હમજે છેજ કે રેનોલ્ડઝની ભાશા અને વર્ણન કરવાની શૈલી [illegible] ખુબી ધરાવે છે. રેનોલ્ડઝે "લંડનના ભેદ ભરમો અને લંડનની [illegible]ના ભેદભરમો" લખીને ખરેખરજ મોટામાં મોટી એક ભુલ કીધી હતી, પણ તેની તે એક ભુલને ખાતીર તેને એક લેખકની ગણત્રીમાંથી તો દુર નહીંજ રાખવો જોઇએ. તે એક લેખક હતો અને ખરેખરો ઘણો સારો લેખક હતો, એમ તેની ભાષા રચના અને ચીતાર આપવાની શકતીથી કહી શકાશે. રેનોલ્ડઝે બુરા અને ભલા પાત્રોનું વર્ણન બારીકમાં બારીક રીતે ચીતારવાની કોશીશ કરી છે, અને તેમ કરવા જતાં જો તેને ખરાપણું બતાવવું પડયું હોય તો તે માટે તેને એકદમ વખોડીજ કાઢવો ઠીક નહીં થઇ પડે કેમજે તેણે અંજામ તો બુરાનો બુરોજ બતાવ્યો છે અને ભલાનો ભલોજ ચીતાર્યો છે. રેનોલ્ડઝે એક પાપી પાત્રને પાપ કરતાં તેના ગંદીલા હાથોથી તહમારી સનમુખ રજુ કીધું હોય તો તે કાંઇ તે પાપીનું સેન્ટ ભલું નહીંજ બતાવશે કે જેથી તહમે રેનોલ્ડઝને ધીકકારો, તે એક પાપીને તેનાજ પાપોમાં એવું દુખી થતું બતાવે છે કે દુન્યાનું કોઇબી માણુસ તે વાંચીને એમજ ચાહે કે એવા દુખમાં ગારત થવા કરતાં તેવું પાપ કરવુંજ નહીં. રેનોલ્ડઝે પાપીઓનાં કામોનું જેમ વર્ણન કીધું છે તેમજ બલકે તેથીબી વધારે નેકીના કરનારાંઓનું વર્ણન આપ્યું છે, અને આપણે એ વાત તો સારી રવેશે જાણીએ છીએ કે જ્યાં સુધી દુખનો ચીતાર ન જણાય ત્યાં સુધી સુખના ચીતારની અસરજ નહીં થાય: નીમક કે જે એક ચમટીભાર ખાલી ખાવાને માટે તહમે હસીને ના પાડો છો, જે અતીષ્ય ખારૂં છે, તેબી જો તહમારા ઘીના અગરતા પલાવમાં નહીં નાંખવામાં આવે તો તહમને તે સુન્ના જેવો પલાવ છોડી દેવો પડશે—દુખનાં દીવસો જો નહીં જોવામાં આવે તો સુખના દ[illegible]વસોની કદર કોઈ નહીં કરે, અને તેથીજ જો આખી નોવેલમાં ભલા અને ભલાઇનાજ

ચીતાર ચીતારવામાં આવે તો પછી ભલા અને બુરા વચ્ચેનો તફાવતજ કેમ સમજાશે ? સારા વર્ણનોની અસર નહીં થાય અને બુરા વર્ણનોનીજ વાંચનારાંપર અસર થાય એવું કહેવું કેવળ મતલબી છે. અગર જો બુરાઇના ચીતારોથી માણસ બુરું થઇ શકતું હોય તો તેજ નોવેલમાંના ભલાઇના ચીતારોથીબી તુરત ભલા થઇ શકે એમ છે, અને છતાંબી જો કોઇ એમ કહેવા નીકલશે કે માણસપર બુરાઇની અસર ઝટ થઇ શકે છે તો પછી તે માટેબી રેનોલ્ડઝને ધીકકારી શકાશે નહીંજ કેમજે તેણે તો બુરાંઓનો આખીર નાશ થતો બતાવી ખરાબ માર્ગે જતાં અટકવાની ગોયા સલ્લાહ આપી છે. જો કે રેનોલ્ડઝે પોતાના દેશના વાતાવરણને અનુસરીને કેટલીક ચીઝો લખી છે જે મેં ગોયા ગાળણીમાં ગાળી નાંખી ગુજરાતીમાં લખી છે. મ્હને ઘણીવાર અસલ પ્લોટમાં ફેરફાર કરવો પડયો છે જેમ મેં આ વાર્તામાંબી કીધું છે. અને, તેથી, જો આપણી આબોહવાને નહીં અનુસરતી ચીઝો લખવામાં સંભાળ લીધી હોય તો પછી એડપટેશન કરનાર અમો લેખકોને દોષ કેમ ઘટે ? એકાદ ખામીને લીધે આખી ચીઝ રદ કરવી નહીં જોઇએ. કોઇ માણસના હાથપગમાં ખામી હોય તેથી તે માણસને પોતાને આખું માખ બહાર ફેકીજ દેવુ,—છાંડી દેવું-તેમાં શું દાનેશમંદી છે ? અને હું કહું કે ત[illegible] એકતરફી બોલનારાંઓના બોલવાને કદીબી વઝન મલી શકતું નથી.

[illegible]રે આ પુસ્તક મ્હારા એક મ્હેરબાન બીરાદરને અર્પણ કરું છું જેવણ મ્હારા એક ખરા દોસ્ત છે. મ્હારા સાચ્ચા મીત્ર તે ભાઇ પેસ્તનજી બેરામજી ભેસાણીયા છે જેવણ સ્વાર્થ વગર મ્હારા ભલામાં છે. એ બીરાદર આપણા ધર્મનું અચ્છું જ્ઞાન ધરાવવા ઉપરાંત ભાશાની બાબદમાં મરાઠીમાંબી હુસ્યાર છે. એ બીરાદરનું એટલું તો કામેલ ભેજું છે કે જો એવણને ઇંગ્રેજીનું જ્ઞાન હતે તો કમાલ કરતે. આ ભાઇ કવિતાની સ્હમજ ધરાવે છે, કવિતા અચ્છી રીતે જોડી શકે છે, અને પોતાની ઝઇફીના વખતમાં એક વાર્તા લખવાં માટેબી પોતાની કલમ આઝમાવવાની આશા રાખે છે. પાક ખુદા એ ભલા ભાઇની દરેક મુરાદો પાર પાડે અને એવણની બોહલી રોકાણવાલી કીમતી ઝીંદગી લાંબી બનાવે.

હવે, હું મ્હારા કદરદાન ધરાકોનો ઉપકાર માનવાની ટક ચુકવા માંગતો નથી. મ્હારી નોવેલો શૌકથી વાંચનારાંઓને પાક પરવરદીગાર સલામત રાખે તે તેઓ હંમેશા મ્હને ઉતેજન આપે છે અને મ્હારી નોવેલો છપાયા પછી બે ત્રણ મહીનામાંજ એ મ્હેરબાન મદદગારો બધી ઉપાડી લે છે.

તે બાદ, આ મ્હારું પુસ્તક છાપનાર મ્હારા મીત્ર ભાઈ અરદેશર ખરશેદજી દેસાઇને હું ભુલવા માંગતો નથી. એ પારસી જવાન મ્હારા જેવા સાદા માદા છે અને હીમતમાં ભરપુર છે. આ દુન્યામાં હીમત અને કોશીશથી જેટલા લોકો વધ્યા છે તેટલા બીજા કશાથી વધ્યા નથી. પાક ખુદાપર વીશવાસ અને નેકીભરી હીમત એ બેની જોડીમાં એક મોટો ખઝાનો

છે અને તેવા ખઝાનાનો માલીક તે એ મ્હારો મદદગાર પારસી જવાન છે. પાક ખુદા એના ધંધામાં એને વધારે.

અને છેવટે, હું મ્હારી એક ઉમદા ફરજને વીસારી દેવા માંગતો નથીઃ આ મ્હારી વાર્તા એક સારૂ દામ મ્હને આપીને "પ્રજામીત્ર અને પારસી"ના અધિપતિ સાહેબ શેઠ મેહેરજીભાઇ પાલનજી માદને પોતાના પત્રની કટારોમાં છાપી છતાં મ્હને તેવણે ચોપડી આકારમાં છાપવાનો હક આપ્યો અને તે ઉપરાંત ચીત્રોના બ્લોકો મ્હને વાપરવા માટે આપ્યા જે માટે હું એ બુઝોર્ગ નેક ગ્રહસ્થનો ઘણોજ આભારી છું.

લી૦ દુવાગીર,

સોહરાબ શહેરિયાર ઇરાની

"મશરેક."

"બીમરડીવાલા હાઉસ,"
ધોબીતળાવ, મુંબઇ.
ઓકટોબર ૧૯૧૮.

"મશરેક" નું રવિવારીયું રમુજી

અઠવાડીક પેપર




વારસીક લવાજમ મુંબઈ અને બાહરગામમાં માત્ર રૂ. સવાત્રણ.

૧૯૧૯ ના ઘરાકોને તદન નવી નોવેલ




ભેટ.

☞ એક પોસ્ટકાર્ડ નીચલે સરનામે મોકલી નામ નોંધાવો, ભેટની નોવેલ રૂ. ૩ા માટે વી. પી થી મોકલવામાં આવશે, અને આખું વરસ "મુંબઈ મજાહ" દર રવીવારે નીયમીત ટપાલ મારફતે તહમને મલશે.

નામ નોંધાવવાનું ઠેકાણું-  "મુંબઈ મજાહના" મેનેજર,
"મુંબઇ મજાહ" ઓફીસ,
ક્રાફર્ડ માર્કેટ ગારડન,
મુંબઈ.

બનામે પાક ખુદા.

# તકદીરની તકલીફ.

ઉર્ફે

## ફીતરતી ભારજા !

રચનાર—મશારેક.

### શુરૂઆત.

" હય ઝાતે-વાહેદ ઇબાદતકે લાયક, ઝબાન અઉર દીલકી શહાદતકે લાયક,
ઉર[illegible] ફરમાન, ઇતાઅતકે લાયક, ઉસીકી હંય સરકાર, ખીદમતકે લાયક,
લગ એ, તો, લવ, ઉસ્સે અપની લગાઓ; ઝુકાઓ, તો, સર, ઉસકે આગે ઝુકાઓ."

શાયર કહે છે કે " પાક ખુદા બંદગીને લાયક છે, ઝબાન અને દીલથી સ્વીકારવા જોગ છે, તેનાજ હુકમો માનવા વાજબી છે, તેજ સરકારની ખીદમત કરવી લાયક છે, જો ઇશક કરો તો તેનાથીજ કરો, અને જો માથું નમાવો તો તેજ પાક ખુદા આગલ નમાવો"—અને ત્યારે આપણી વાર્તાની શુરૂઆત એવીજ છે, તો આપણે શાયરના સુનહેરી સુખનોની યાદ કરીને હવે આપણી વાર્તામાં ચાલીશું:——

તે સહવાર હતી—ચલકતી અને વાદલાંઓના ઘેરણઘારણ વગરની ચલકાતભરેલી સહવાર હતી; અને પાસીફીક મહાસાગરના દક્ષીણ દરીયાવની છાતીમાંથી નીકલેલા ધુમમસને વીખેરી નાંખવા માટે, ખુરશીદ રફતા રફતા પુર પ્રકાશીત થતો હતો.

આપણને પાસીફીક મહાસાગરના દક્ષીણ તરફના દરીઆવમાં આવેલા એક ટાપુ સાથ કામ છે, જે ટાપુ દુન્યાના લોકથી બેખબર હતો; વલેકીન, સીર્ફ એકજ આદમીને તે માહીતગાર હતો જે આદમી વરધ અને તેજ ટાપુનો એકપુરો રહેવાસી હતો!—આપણી વાર્તાની શુરૂઆત ૧૩૨૫ના સાલમાં થાય છે, જે વખ્તે તો ખુદ અમેરીકાબી કોલમબસે શોધી કાઢયો નહીં હતો, કોલમબસ હજી જનમવાનો હતો, અને યુરોપ, એશીઆ, અને આફ્રીકાના ત્રણ ખંડો માત્ર જણાયલા હતા.

હાલમાં દક્ષીણ અમેરીકા જ્યાં છે તે જગ્યાએથી પશ્ચિમ કોસ્તા તરફ લગભગ એક હજાર હરલંગ દુર પાસીફીકના મહાસાગરમાં તે ટાપુ હતો, તે પર સીર્ફ તે એક

રહેતો હતો, અને તે ટાપુ વસ્તી વગરનો હોવા છતાંબી તમામ ફળદ્રુપ હતો!—પાક ખુદાની શાન!

તે ટાપુના પુરવ કીનારા તરફની એક ઝુંપડીમાંથી, સહવારું પડતાંજ, તે બુઢ્ઢો શખ્સ બાહર નીકલી પડયો અને બાહર નીકલતાંજ તેણે પાક ખુદાનું નામ લીધું, અને પસ્તાવો કરતો હોય તે મીસાલ તેણે ગાલપર તમાચા મારીને તૌબા કીધી!—તે બુઢ્ઢાએ વાંસના કપડાં પહેરેલાં હતાં! તેણે પોતે વાંસને ચીરીને પાતલી સલીઓથી એવો તો તે પોશાક બનાવ્યો હતો કે જાણે એ કામના કોઈ હુન્નરમંદ અને કારીગરેજ તે બનાવ્યો હોય!

તે વીચીત્ર શખ્સ હતો! જો કે તે જાણતો હતો કે તે ટાપુ ઉપર પોતેજ એકેલો હતો, છતાંબી જો તેના વાંસના કપડાંમાં કોઇ ઠેકાણે ફાટતુટ થતી તો ઝટ તે બાહર હોય તો ઝુંપડીમાં ભરાઈ જતો અને કપડાંને રફુ કરી લીધા બાદ તે પાછો બાહર નીકલતો! તેની ચામડી સુફેદ દુધ જેવી હતી; તેના અરધા માથાપર જોકે બાલ નહીં હતાં છતાંબી માથાના પાછલા ભાગપર જે બાલ હતા તે રેશમની માફક સુંવાલા અને બરફની મીસાલ સુફેદ હતા. તે વરૂધ શખ્સ ઘણો બુઢ્ઢો થઇ ગયો હતો, તોબી તેનું શરીર બાવળની ગાંઠ જેવું મઝબુત હતું.

તેણે જેમ પોતાના કપડાં પોતાને હાથે બનાવ્યાં હતાં, તેમજ પોતાને હાથે મઝબુત એક ઝુંપડીબી બનાવી હતી; પત્થર અને મીટ્ટીએ તેણે દીવાલ ઉઠાવી હતી, સુકકા લાકડાંનું છાપડું કરયું હતું, અને ધુપ તથા વરસાદથી બચવા સારૂ પામના પાંદડાંની જાળ . તે છાપડાંપર નાંખી હતી.

વલી, તે ઝુંપડીને મઝબુત એક દરવાઝા ઉપરાંત બે નહાની બારીઓ હતી અને તે બારીઓને કાચને બદલે ચોકકસ ઝાડના સુફેદ ગુંદરના આયના બનાવીને તેથી તઇયાર કીધી હતી! ઝુંપડીની અંદર ઝમીનપર નારીયળીના રેશાઓથી જાડી ચટાઇ બનાવીને પાંથરી હતી, અને બુઢ્ઢાએ પોતાના બીછાના વાસ્તે જાનવરોના ચામડાંનો ઉપયોગ કર્યો હતો!

ઝુંપડીની અંદર અભરાઇ ઉપર કેટલાંક વાસણો હતાં: નારીયળના અરધાં કોટલાંમાંથી બનાવેલુ પ્યાલું—કાચબાની પીઠની રકાબીઓ—શાર્ક માછલીના જડબાંમાંથી બનાવેલી છુરીઓ—અને એવીજ તરાહના બીજાં વાસણો તેણે પોતાને હાથે જાતે તઇયાર કીધાં હતાં! તે પીરમરદે પોતાના બાલ સફા કરવા વાસ્તે એક નીબીઓમી બનાવ્યો હતો, જેથી માથાના રેશમ જેવા બાલોને હોળીને તે રોઝ સફા રાખતો હતો! માછલી પકડવા સારૂ તેણે મચ્છીના દાંતનાજ ગલ બનાવ્યા હતા! અને વલી, તે ટાપુ ઉપરના છોડવાઓના મુલીઆંમાંથી ખુશબુદાર અત્તરબી બનાવ્યું હતું, અને હરરોઝ તેના પમરાતથી તે બ્હેક બ્હેક મારતો હતો!

રહેવા માટે ઝુંપડી—પહેરવા માટે કપડાં—અને વાપરવા માટે વાસણો તેણે પોતે તઇયાર કીધાં હતાં, અને એ સઘલી ગયબી મદદ સાથ તેને પાક ખુદાએ ખોરાકબી પુરતો ત્યાં આપ્યો હતો. પીવા માટે તે ટાપુપર એક મીઠાં પાણીનું નાળું જતું હતું અને ખોરાક માટે ત્યાંના તરેહવાર ફળફળાદીના દરખ્તો જાતજાતના ફળોથી લચી પડતાં હતાં—મગર, તે ઉપરાંત વલી તે બુઢ્ઢા પોતાના ખોરાક તરીકે નવી નવી ચીઝોનો ભક્ષ કરતો હતો. નાલાં અને દરીયાવ- માં માછલીઓ પકડતો, અને કાચબાના ઇંડાંનો ઉપયોગ કરતો!

તે, ગોયા તે ટાપુનો રાજા હતો!—તે ટાપુની ઝમીનપર તેનાજ પગલાં ફકત પડતાં—તેનોજ આવાઝ સીધું ત્યાં વાગી રહેતો હતો—અને તે અકેલોજ ત્યાંની ફલફળાદીની મઝાહ ભોગવતો હતો!

મગર, દુન્યા, દુન્યા!!—ને જો જંજાલથી આદમને નીરાલી રાખતે તો પછી શું જોઇતું હતું? તે બુઢઢો જો વીપતીથી બાકાત હતે તો તેના જેવો સુખી બીજો કોણ હતે? લેકીન તે કોઈ દર્દ અને ડાઘથી પીડાતો હતો, અને તેજ કારણથી તેને મોટું દુ:ખ થતું, મોટી જંજાલ રહેતી, અને તે આહોઝારીનો દમ ભરતો!

"ઓ પાક ખુદા! હું ત્હારો ફરમાબરદાર બંદો છું, અને મેં કદી અલફાઝોથી યા કામોથી ત્હારી સામે ગયરસુલુકી વાપરી નથી. તઉબા, તઉબા, મ્હારા વડવાના જે પાપથી હું હયરાન હોઉં તે માટે હવે તઉબા! ઓ પાક ખુદા, હવે તું મ્હારા દર્દને દુર કર, અને મ્હારા શરીરને એ નહેસ્ત ડાઘથી સફા કર! તું ઝમીનો—ઝમાનનો માલીક છે, તું હસ્તી ને નીસ્તીનો માલીક છે, તું જે છે તે તું છે."

અને તે પીરમર્દે તેટલું બોલીને પાક ખુદાની યાદ કરતાંજ પોતાનું સર નમાવ્યું, જે કરવા કટરા વાજબી હતું, પાક ખુદા સીવા કોણ બીજો હોય જેની આગળ નમવાથી આલામ આલા તંદોરસ્તી મલે, આલામાં આલા ઇઝઝત મલે, અને આલામાં આલા ન્યામત મલે?—પાક [illegible] પાક ખુદા, અને તેનાં સીવા બીજો કોઇજ નહીં—કોઇજ નહીં.

* * *

સન ૧૩૨૫ના સાલની તે સ્હવાર હતી, જ્યારે તે પીરમર્દ પોતાની ઝુંપડીમાંથી બાહર નીકલીને દરીયાવના કીનારા તરફ ચાલ્યો. કીનારાપર પહોંચ્યા પછી તે ત્યાંના એક પત્થરપર બેઠો અને પવીત્ર કુદરતનો સુંદર દેખાવ નીહાલવા લાગ્યો.

ફુલના ઝાડોની ડાંખલીઓ પોતાના પાંદડાંઓથી ગુલેલાલાને, પ્રકાશીત થતાં તડકાથી, બચાવવાની કોશીશ હવે કરી રહી હતી!—દરખ્ત પોતાના પત્તાઓને કહેતા હતા કે "સુંદર ફલોને ધુપથી મીઠાંમીઠાબી થવા દો અને તેને બચાવોબી!!"

પવીત્રકુદરતનો રમણ્ય દેખાવ નીહાલતા નીહાલતા ત પીરમરદના વીચાર બહુ દુર અને દુર પોતાના માદર—વતન તરફ ગયા, અને તે વીચાર આવતાંજ તેની છાતીમાંથી એક "આહ" નીકલી પડી! તેનું ધ્યાન પોતાના દેશ ઇટાલી તરફ ગયું, અને તેથી જાણે તે હમણાંબી ઈટાલીમાંજ હોય તેમ તેની આંખોની આગલ અનગુરની વેલોથી મચી પડતાં માંડવાઓ જણાયાં!—આહહા! શું સુંદર દરાક્ષોના ગુચા ગુચા તે માંડવાપરની વેલોથી લટકતાં હતાં!

મગર, તેનું ધ્યાન પાછું આવ્યું, અને ઇટાલીના ખ્યાલ દુર થઈ ગયા.—તે પેલા પત્થરપરથી ઉઠયો, તેણે પરોશમાની કોઇ વેલનાં થોડાંક પાંદડાં તોડયાં, અને તે પાંદડાં તોડીને તે પોતાનાં ઝુંપડાની તરફ આવેલાં એક મોટા ગારમાં ઉતર્યો—અને તે મોટા ખાડાની અંદર બે કલાક સુધી તે રહયો!

તે પીરમરદે પેલા ખાડામાં બે કલાક સુધી શું કરયા કીધું તેની વીગત જાણવાને માટે આપણને હાથમાં કોઈ મકો નથી, મગર આપણે હમણાં એટલુંજ જાણીશું કે જ્યારે તે

ઉંડાણથી તે બુઢો ફ્રીથી બાહર નીકલી આવ્યો ત્યારે જાણે તેના દીલને રાહત, આરામ, અને અચ્છી તસલ્લી મલી હતી.—તેના માથાના સુફેદ બાલ અને ઝબફ દાઢી, જાણે તે પીરમરદ નહાવા ગયો હોય તેમ, તમામ ભીંજાયાં હતાં, અને તેના શરીરમાંથી કોઈ જાતની ખુશબુ નીકલતી હતી!

જેવો તે પેલા ખડડાથી બાહર આવ્યો કે તે ગુઠનયે બેસીને પાક ખુદાની ઈબાદત કરવા પડી ગયો, અને બોલ્યો "પાક ખુદા, તેં સઉથી દુખીઓને માટે દુ:ખહરણ દવાઈઓ પયદા કીધી છે. અને તેં મહનેબી હવે આરામ બક્ષયો છે. મગર, પરવરદેગારે પાક, મારા શરીરપરનો ડાઘ હજુણુ પુરો મટી ગયો નથીજ, મહારા દરદની જડ પુરી કપાઇ નથી, માટે હવે તો તું કાંઈ એવું કર જેથી માહરાં દરદો—દાઘથી હું તમામ રીહાઈ મેલવું."

ખુરશીદ મગરીબમાં ગુરૂબ થતો હતો જ્યારે તે ટાપુના દરીયાવની દ્રષ્ટીમર્યાદાએ જાતજાતના રંગોની એક કમાન દેખાવા લાગી. પહેલા તો તે કમાને કુસુમબી રંગ લીધો, પછી રફ્તા રફ્તા બદલાઇને તે રંગ ઝફરાન થઈ ગયો, તે બાદ ગુલાબી રંગમાં તે કમાન બદલાઈ ગઈ, પછી કમાનના રંગે કીરમીઝી રંગ પકડયો, અને તે કીરમીઝી રંગ બદલાઇને એકદમ લાલ થઈ ગયો—અને સુર્ખ રંગ કમતી કમતી થતો થતો ઝઝકલાને મલી ગયો, અને ઝઝકલા પછી [illegible] થઈ.

હા, તે શુરૂઆતની સ્હવાર હવે રાતમાં બદલાઇ ગઈ, જ્યારે આસમાનપર લાખો તારા હીરાની મીસાલ ચકચક ઝકઝક ઝલકી રહયા, અને પાસીફીક મહાસાગરની છાતી [illegible] પ્રકાશ ઉડી રહયો. આહહા! શું સુંદર દેખાવ તે હતો! તે પીરમરદ પવીત્ર કુદરતની, દ્રષ્ટીએ પડતી, આલા સુંદરતાની વચમાં વસ્તો હતો, તે તે ટાપુના રાજા મીસાલ હતો, અને તે છતાંબી તે દુ:ખી હતો! દુ:ખના પુકારોથી આહપર આહ મારતો હતો, અને પોતાના દરદ તથા ડાઘથી રીહા થવા તે ખ્વાહીશમંદ હતો!!

તે પીરમરદ પોતાની ઝુંપડીની બાહર નીકલીને હવા ખાતો ખાતો દરીયાવને કીનારેના ખડકપર જઈ બેઠો અને થોડો વખત થયો નહીં કે હવામાં એકદમ મોટો ફેરફાર થઇ ગયો, દરીયાવના મોજા ઉછલવા લાગ્યા, તુફાન થઇ રહયું, અને વીજલી પડવા લાગી!—બુઢ્ઢો તો તે એકાએક થયલા તુફાનને જોઇને દહેશત ખાઇ ગયો, અને એવી ધાસ્તીએ તેના દીલમાં જગ્યા કીધી કે તે પેલા ખડકપર બન્ને હાથો મુકી દઇને પત્થરને પકડવા લાગ્યો! જાણે કે તે ભારી તુફાનથી ગોયા તે પોતેજ હમણાં ઉડીને પડી જવાનો હોય!!

વીજલીના કડાકા ધડાકા તો એવા મોટા થવા લાગ્યા કે જાણે વાદલ આખું હમણાંજ તુટી પડવાનું હોય, અને તેના ચમકારા એવા થયા કે જાણે આંખને ચીતરી આવે!—દરીયાવના તુફાની મોજા તો ખડકનેબી ઉડારી દે તેવા ઝોરથી લાગવા માંડયા, અને વરસાદથી ગભરાયલો તે બુઢ્ઢો ઝુંપડીમાં જવાનો વીચાર કરતો હતો, તેટલાં દુરથી કોઇ ઝબરદસ્ત મોટો કાલો અઝદાહ આવતો હોય તેવું કાંઇ જણાયું!!

મગર, નઝદીક આવીને તે કાલો આકાર ગાયબ થઈ ગયો! અને તેના ગાયબ થવા સાથેજ રફતા રફતા પેલું તુફાનબી નરમ પડતું ગયું!!—વીજલીનો કડાકો દુર અને દુર હવે

છેલ્લો સંભલાયો-તુફાની હવા અને વરસાદ બંધ પડયો—ઝાંખો ઝાંખો મહાતાબ જણાવા લાગ્યો-સીતારાઓ પાછા ચમકવા લાગ્યા-અને તે દરીયાવ શાંત પડતો ગયો.

તે પીરમરદ હવે કીનારેના તે ખાડકપરથી ઉઠયો, અને પોતાની ઝુંપડીમાં જઇ કપડાં બદલી બીછાને ગયો, અને ઘણી જલદીથી ખાબે તેને પોતાના હાથોમાં ગીરફતાર કરી નાંખ્યો.

મગર, એ એકાંત ટાપુનો આ પીરમરદ છે કોણ?—પાસીફીકના તે મોટા ખડક તરફ કેમ ઘસડાઈ આવ્યો!—અને તેના દરદ તથા ડાઘ એવા તે શું હતા કે રાત દીવસ તે પાક ખુદા પાસે માંગતો હતો કે તે આઝાબથી રીહા થાય?—આપણે રફતા રફતા આ ભેદને પહોંચીશું, અને પાક ખુદા તેની બંદગીનો કેવો ઉમદા બદલો આપે છે તે આપણે આપણી નઝરોથી જોઈશું:

•

---

# પ્રકરણ ૧ લું.

## શ્રાપ પામેલો વારેસ!

આપણી વારતાનો પરદો સન ૧૩૨૫ ના જાનેવારી માસમાં ઉંચકાય છે.

ઇટાલીનાં મોટા અને સુંદર શહેર નેપલ્સમાં આપણને કામ છે, જે શહેરના 'મારકવીસ ઓવ અલતમારા'ના મહેલમાંની બારીઓ રાતના બે વાગ્યાનો વખત છતાંબી ચલકાત ભરેલી રઉશનીથી ચકચકી રહેલી છે. જોકે ત્યાં ઝકઝકતી રઉશની થઈ રહેલી છે, છતાંબી ત્યાં કોઈ જલસો કે નાચ નથી, ઉલટું આખા મહેલની અંદર બધું સુનસાન અને ચુપચાપ છે!

મહેલમાંનાં માણસો કાંઇબી ગડબડ નહીં થાય તેની કાલજી લે છે-દરવાઝા જો બંધ કરવાના અને ખોલવાના હોય તો તેબી ઘણીજ હલવેથી, અને જો વાતચીત કરવાની હોય તો બહુજ બહુજ ધીમેથી; તે ચુપકીદીનો બાયસ એ છે કે તે મહેલમાં રાતને તે વખ્તે જવાન સુંદર મારશીઓનેસ ઓવ અલતમારા હમેલથી છુટનાર છે. ડોકટર અને નર્સની દોડાદોડી છે, અલતમારાનો અમીર કોઇ સોચમાં ગીરફતાર થયલો હીંયાથી ત્યાં પગલાં ભરે છે! તેની અઉરત હમેલથી છુટીને તેને જો એક બેટાની નવાઝીશ કરે તો ખુશાલી ઉપજવાની હતી, પણ નહીં, તે બીચારો તો ગમગીન અને દીલગીર છે!

"ઓ ખુદા પાક!" તે જવાન અમીરે એક કોચપર ઢબ દઇને બેસી જતાં પુકાર્યું "એક ગરીબમાં ગરીબ માણસને ત્યાંબી બચ્ચાંની આમદ થવાની હોય તો કેટલી બધી ખુશી તે મુફલીસના દીલમાં પયદા થાય! મગર, મહારે ત્યાં જ્યારે મ્હારૂં પહેલવહેલું બચ્ચું જો એક વારેસ છોકરો જનમે તો તેનાપર તે દર્દ અને ડાઘ ગાલીબ કરશે! હા, જો મ્હારી વહાલી મહેરદાર આજે એક છોકરાને બદલે એક બેટીનોજ જનમ આપે તો તો કેટલું સારૂં!-કેવું બનેવું? અમારા વંશમાં છોકરીઓ તો એ બુરા શ્રાપથી દુર રહેલી છે, અને તેઓ ઉપર કદીબી દર્દ-ડાઘે પોતાનો હાથ માર્યોજ નથી; અને તેથીજ, હું ઇચ્છુંછ કે

આજ રાતના મ્હારી મ્હોરદાર એક વારેસ બેટાનો જનમ નહીં આપે, પણ એક બેટી અમારે ત્યાં આવે! જે વડવાએ પાપ કીધુંછ તેના બીજા અને ત્રીજા વારેસને તે શ્રાપ નડતા નથી, અને ચોથાનેજ તે નડે છે; મ્હારા પીતા અને હું બચી ગયાછ, પણ મ્હારા બેટાને તે ઝુરરજ પકડશે, અને અફ્સોસ કે મ્હારા બેટાની જવાની તેનાથી નાતવાની થઈ જશે!"

તે હજુણુ પોતાનું દુઃખ પોતાની આગલજ રડી જતો વધારે બકવાત કરવાનો હતો, તેટલાં તેના ઓરડામાં કોઈ મોટી ઉમરનો શખ્સ દાખલ થયો. તે ડોકટર ત્રેસપેલો હતો. અને તેને જોઇનેજ તે જવાન અમીર ઉઠી ઉભો થયો, અને તેનો હાથ પકડીને પુછવા પડયો. "શું ખબર છે, ડોકટર? પાક ખુદાને ખાતર જલદી બોલો, અને મહને વધારે વખ્ત આતુર ન રાખો."

"હજુણુ તો કાંઇબી કહેવા જેવું નથી." ડોકટર ત્રેસપેલો બોલ્યો "મહને લાગેછ કે મારશીઓનેસ બીજા એક કલાક પછીજ હમેલથી છુટી શકશે."

"બીજે એક કલાક?" અમીર બોલી પડયો "અને તેટલો વખ્ત સુધીની બેચયની? અરે, આપ જો મ્હારા દીલની આતુરતાને જાણો તો? ડોકટર, તહમે તો તે શ્રાપની વાતથી જાણીતા છો."

"ધીર ધર, મ્હારા અઝીઝ દોસ્ત જુલીઅન, ધીર ધર." ડાકટર ત્રેસપેલોએ તે જવાન અમીરના ખભાંપર હાથ મુકીને તેને દીલાસો દેતાં કહયું "કદાચ તે કોઇ જાતનો વહેમજી છે!"

"ઓ, નહીં-નહીં." ડાકટરની છાતી પર દયાના ભેલ સાથે તેના શબ્દો જઇને વાગે તેવી અદાથી તે જવાન અમીરે નાનું ડોકું ધુણવતા જઇને ગલગલા સાદે કહયું "અફ્સોસ, કે તે વહેમ નથીજ. અને જો માહરે ત્યાં છોકરોજ જનમશે, તો હું નકકી માનુંછ કે માહરા વડવાના પાપના શ્રાપ તે બચ્ચાને લાગશે, ને ફ્રર લાગશેજ."

"મહને નહીં લાગતું."

"તહમને હજુણુબી વાત ખરી નથી લાગતી?" અમીરે ડાકટરનો હાથ પકડતાં કહયું "એમજ છે, તો ચાલો હું તહમને તે તસ્વીરખાનામાં લઈ જાઉં, અને ત્હમારી ખાત્રી કરી આપું."

એમ બોલીને તે અમીર ડાકટર ત્રેસપેલોનું પાખડું પકડીને તેને એક ઓરડા તરફ લઇ ગયો, જે ઓરડામાં પંદર મોટા કદનાં ચીત્રો ઓલવેલાં હતાં.

તે પંદરે પંદર ચીત્રો મરદોના હતાં, અને તેઓના ચહેરા એકબીજાને મલતા જુલતા હતા!—તે બધા ચહેરામાં દમામનો દેખાવ હતો, મગર પહેલાં અને છેલ્લાં ચીત્ર તરફ અમીર અને તેના તબીબ મીત્રનું ધ્યાન વધારે ખેંચાયું: પહેલા ચીત્રના ચહેરામાં ગુસ્સો અને જુનુન જણાતું હતું, જ્યારે છેલ્લા ચીત્રની નઝરોમાં નરમાસ અને મીઠાસ જણાતાં હતાં.

"ડોકટર, આએ પંદર ચહેરા અમારા અલતમારા વંશના છે, અને તહમે જોઈ શકશો કે કોઈ કોઇ ચીત્રોની ફ્રેમપર ફુલકી મારેલી છે." અલતમારાના તે જવાન અમીરે પોતાના રફીકને કહયું "ચાલો ડોકટર આપણે પહેલાથી માહરા વડવાઓના નામ વાંચતા આવીએ.—જુઓ, આએ પહેલું ચીત્ર જેરોનીમોનું છે, જે અમારા વંશનો પહેલો શ્રાપ પામેલો વડવો હતો.

એના નામ આગળ ફુલકી છે. અને એને લીધે અમારા કુટુંબના વારેસોને ઘણું ખમવું પડેછે. એની પછીના બે વારેસ અમીરોપર દરદ અને ફંડાઘના શ્રાપ ઉતરતા નથી, મગર ચોથાપર ઉતરવાથી તેના નામ આગલબી ફુલકી છે. હવે હું જે બીહુંછ અને ધરૂજુંછ તે એજ કારણથી કે મહારા બપાવાપર એ કડકડતા શ્રાપ ઉતરયા હતા અને હવે તેથી ચોથા વારેસ તરીકે મહારો બેટો જે જનમશે, તેની ઉપરબી તે શ્રાપ ઉતરશે!"

"જો ત્યારે એમજ છે તો તું દીલગીર બને એમાં કોઇ શક નથી, મહારા દોસ્ત." ડોકટરે વાતપર ગઉર કરીને પછી પોતાનું મત આપ્યું.

"ડોકટર, લોકો તો પોતાને ઘેર છોકરો આવે એમ ઇચ્છે, પણ હું તો માગુંછ કે મહારે ત્યાં છોકરી પયદા થાય—કેમજે, અમારા વંશની કોઇબી છોકરીપર એ શ્રાપ લાગ્યાજ નથી, અને લાગી શકનારબી નથીજ." અમીરે કહયું.

"અને ત્યારે જો છોકરોજ આવે તો તે શ્રાપ પામેલા બેટાને માટે આપણે જે ગોઠવણ કીધેલી છે તે પ્રમાણે અમલ કરશું." ડોકટરે સમજાવ્યું "કેમ મરઝી છેની?"

"મગર, તહમે જે નર્સને તે કામ સોંપવા માગોછ તે નર્સ ઉપર તહમારો ભરૂસો છે કે, ડોકટર?" અમીરે કાંઇક શંકાથી સવાલ કીધો.

"તે નર્સપર મહારો પુરો ભરૂસો છે."

"અને તહમારા ભાઈ એડરીઅન નેસપેસો ઉપર?" અમીરે બીજા માટે સવાલ રજુ કીધો.

"ઓહો! એમજ સ્હમજ કે હું તેજ મહારો ભાઈ, રશીક તહારે બીલકુલ સોચ કરવી નહી." અને તે બુઝર્ગ થવા આવેલા તબીબે જવાન અમીરના ખભાં આગલ હાથના બે નરમ ઠોકા બે વાર માર્યા, અને પુરી ખાત્રી રાખવાની તેમ કરીને પોતાની શહાદત આપી.

"બસ, હું એટલુંજ માંગુછ" અમીરે કહયું "મગર જો મહારે ત્યાં છોકરો આવે તો મહારી ધણીઆણીની જાણ વગર તે છોકરાને આપણી ગોઠવણ મુજબ—"

"બસ, બસ, વધારે બોલવાની ઝુરૂરતજ નથી. મહને શીખવવું પડે તેટલો હું કાચો નથી." ડોકટરે કહયું, અને હવે તે જગ્યા છોડી જવાની કોશીશ કરતાં તે બોલી પડયો "મહારે હવે મારશીઓનેસની પાસે જવુંજ જોઇએ, કેમજે નર્સ એકલી છે."

"ડોકટર, ખુબ સંભાલજો" અમીરે કહયું "આપણો ભેદ તહમે, નરસ, તહમારા ભાઈ, અને મહારા સીવાય બીજું પાંચમું માણસ નહીંજ જાણે—આપણા ચારપર મહને ભરૂસો છે બીજું જો કોઈ જાણે તો પછી—"

"દોસ્ત, વધારે નહીં બોલ, કદાચ દીવારનેબી કાન હોય અને તે સાંભળી લે." તે તબીબે અમીરનો હાથ પકડી લેતાં તેનાં કાનમાં કહયું "મહારી પાસે એક જાતની ગોલી એવી છે કે જે મારશીઓનેસને ખવડાવી દઇશ તો તે ચાર કલાક ખુબ ઉંઘશે, અને તેની ઉંઘ દરમ્યાન આપણે છોકરાને—"

"વાહ અચ્છી તરકીબ છે." અમીર સ્હેજ હસ્તે ચહેરે બોલ્યો, પણ પાછો જલદીથી તેનો ચહેરો ફીક્કો મારી ગયો.

તે પછી ડૉક્ટર ત્રેસપેલો ગયો, અને તે જવાન અમીર ધડકતી છાતીએ બેઠો!

"મ્હારા પીદરે મરતી વખ્તે મ્હને જણાવ્યું હતું કે મ્હારા બપાવા પોતાના વારેસો ઉપરથી એ શ્રાપ દુર કરવા માટે પશ્ચાતાપ કરવા અને પાક ખુદાની એકચીત ઇબાદત કરવા કેઠે કુરદરાઝ ચાલી ગયા હતા" જવાન અમીર એકેલો પડતાંજ પાછો મનમાં બોલવા લાગ્યો "અને ત્યારે શું મ્હારા બપાવા હજુસુધી જીવતા હશે? શું તે બુઢ્ઢા શખસની બંદગી પરવરદેગારે પાકની હુઝુરમાં કબુલ થઇને અમારા વારેસો ઉપરનો શ્રાપ નાબુદ થઇ જશે!—આહહા! અગર જો તેમ થાય તો કેવું સારૂ? લેકીન, મ્હરે પાક પરવરદેગારના ઇનસાફ તરફ આંગલી ઉંચકવી, કે તેની દયા તરફ શક બતાવવો લાઝેમ નથીજ, તે પાક બાપ ચાહે તે કરે."

અને અમીર બડબડતો ચુપ થઇ ગયો.

તે હવે ચુપચાપ સોચમાં ગીરફતાર થયલો બેસી રહયો અને તેવી ચુપકીદીમાં લગભગ વીસ પચીસ મીનીટ પસાર થઇ ગઇ હશે કે દરવાઝો કોઇએ ખોલ્યો. અમીરે ઘણી મોટી જીજ્ઞાસાથી જોયું તો ડોકટર ત્રેસપેલો પોતેજ પાછો આવ્યો હતો. ડોકટરનો ચહેરો ઉતરેલો હતો અને તે જોઇનેજ બેચયન તે અમીરની ઝબાનજ જાણે ટાલવે ચીટકી ગઇ, અને તેના ગલામાં જાણે ધુમાડો ઘેરાયો હોય તેમ ગમથી દબાઇને તે એક શબ્દબી પુછી કે બોલી શકયો નહીં!

"બધું ખલાસ થયુંછ રફીક, અને તું મીત્રને માટે જેમ મોટી ખુશાલી છે તેમજ મોટી દીલગીરીબી છે!" ડોકટરે દરવાઝો બરોબર બંધ કર્યા પછી ધીમેથી કહયું.

"એટલે! હું સ્હમજી શકતો નથી. ડોકટર, ત્હમે એમ બોલીને શું કહેવા માંગોછ?" અમીરે ગલગલા સાદે સવાલ કીધો.

"ત્હારી મુબારક મહોરદારે જોડ બચ્ચાંને જનમ આપ્યો છે, અને તે વાતની તેને ખબર મેં પડવા દીધી નથી." ડોકટરે સ્હમજાવ્યું "એક છોકરી આવીછ, અને એક છોકરો."

"અને તે છોકરો?" ડોકટરનો હાથ પકડી લેતાંજ અમીરે પુછયું.

"અફસોસ કે શ્રાપ ફલ્યાછ, અને ડાઘ મઉજુદ છે!"

"લાખ અફસોસ." અને તેમ બોલતાંજ ઢબ દઇને અમીર કુરસીપર પાછો પકડાઇ પડયો.

"નાઉમીદ ના થા, મહારા દોસ્ત" ડોકટરે કહયું "છોકરીબી સાથે સાથે આવીછ એ કેટલું બધું નેક થયુંછ?"

"પાક ખુદાનો ઉપકાર!" તે અમીરે કહયું, અને પછી વધાર્યું "અને સારે મહારા શ્રાપ પામેલા વારેસ બેટાને માટે આપણે ગોઠવણ કરવા માંગીએછ તે અમલમાં મુકો."

"તું ફીકર ના કર, ત્હારૂં કોઇબી કામ તે હું મ્હારા પોતાના કામ તરીકે સ્હમજું છ, અને હવે હું તેજ કામની ફીકરમાં છેઉં."

અમીરે પોતાના તે તબીબ મીત્રનો હાથ, ઉપકાર માનતાં, દાબી દીધો, અને પછી પોતાની ચશમોમાં ખુશી તથા ગમીના મેલના એકદમ ભરાઈ આવેલા આંસુ છુપાવતાં તેણે ચહેરો ફેરવ્યો. અને જ્યારે, તેણે ફરીથી ડાકટર તરફ ચહેરો પાછો ફેરવ્યો, ત્યારે ડાકટર ત્યાં હતો નહીં!

ઘણો વખત ગયો નહીં કે ડોકટર ત્રેસપેલો અમીર આગલ પાછો આવ્યો, અને આ વખતે તેના હાથમાં જભ્ભાની નીચે કાંઇ ચીઝ છુપાવેલી તે લઈ આવ્યો હતો! અલતમાસનો તે જવાન અમીર હજી તો ધરૂજતો હતો!!

"હીમ્મત, મ્હારા અઝીઝ દોસ્ત, હીમ્મત!" ડાકટરે કહયું "હવે તો ત્હારે હસ્તો ચહેરો રાખીને દોસ્તો અને સગાંઓની આગલ ઝાહેર કરવું જોઇએ કે ત્હારે ત્યાં એક છોકરી જનમી છે, અને તું તે સુંદર બચ્ચાંથી ખુશી છે; જ્યારે હું આએ કમનસીબ ત્હારા બેટાને કોઇ નહીં જાણે તેમ ચુપચાપ ચોરી જાઉંછ, અને આપણી ગોઠવણ મુજબ એને વાસ્તેનું કામ કરી દઉંછ."

"એક મીનીટ, ડોકટર" એકાએક કાંઇ વીચાર આવતાંજ અમીરે તે તબીબને ચાલી જતો અટકાવીને કહયું "મ્હારા પીદરે મરતી વખતે મહને કહયું હતું કે તેવણના પીતાજી એ શ્રાપ દુર કરવા માટે કોઈ કામ કરવા કેડે દુરના મથકમાં ગયાછ, અને જો તેવણ તે "કોઈ કામ" કરી શકશે તો એકાએક પેલા શ્રાપ દુરબી થઈ જશે અને અમારા વારેસ તેથી રીહા થશે.–તેથીજ, ડોકટર, કદાચ મ્હારો બેટો કોઈ દીવસે વડવાના પાપથી મોકલોબી થઈ જાય, તો તે વખતે તે ઓલખાઇ આવે તેથી હું કોઈ નીશાની આપવા માંગુછ. લેઓ આએ મારી પોતાની સોનાની સાંકલી છે અને તેને બે છેડે બે યાકુત અજાયબ તરાહના જડેલાં છે. એ સાંકલીને વચમાંથી બરોબર બે કટકા કરાવજો અને અકેક યાકુત સાથનો અકેક ટુકડો મ્હારા બન્ને છોકરાંઓના ગળામાં હમેશાં રહે તેવું કરજો. મ્હારી છોકરી તો મ્હારાજ મેહેલમાં રહેશે એટલે તેને તો હું કાલજીથી એ યાકુતની સાંકલી પહેડાવીશ, પણ મ્હારો બેટો જ્યાંબી હોય ત્યાં તેની પાસેબી એ યાકુતવાલી સાંકલી નીશાની દાખલ મલી આવે તો કદાચ કોઇ મેલાપ થતાં ભાઇ–બહેન પોત પોતાને હમશીર અને બીરાદર તરીકે તો ઓલખી કાઢે; અને બીજી કોઈ ભુલ તો નહીં કરે—"

"ઘણી નેક અક્કલ દોડાવી, પ્યારા દોસ્ત." ડોકટરે અમીરના વખાણ કરતાં કહયું "લાવો એ સાંકલી. એના બે અરધીઆં હું કરીશ, અને અકેક યાકુત સાથનો અકેકો કટકો ત્હારા અકેક બચ્ચાં પાસે રહે તેવી ગોઠવણ થશેજ."

"તમારો ઉપકાર મ્હારા દોસ્ત." અમીરે આભારી થતાં જણાવ્યું "તમે મ્હને એક ભાઇ તરીકે ગણોછ તેવીજ મહેરબાની સદા રાખજો."

"હવે હું જાઉંછ." ડોકટરે જાણે તે શબ્દો સાંભલ્યાંજ નહીં હોય તેમ કરી નાંખતાં કહયું "પણ મ્હારા અઝીઝ, મ્હને એક વીચાર આવેછ."

"તે શું છે?" અમીરે પુછયું.

"ત્હારા બેટા તરફ઼ એક નઝરબી તો નાંખ, રફીક!" ડાકટરે કહયું.

"હા, હું મ્હારા તજાયલા, શ્રાપ પામેલા, વારેસ તરફ઼ એક ઉડતી નઝર નાંખી લેવા કબુલ છું."

તે સાંભલીને ડોકટર ત્રેસપેલોએ પોતાનો જભ્ભો બીજા હાથથી ઉંચકયો, અને જમણા હાથમાં પકડેલું તે બાલક અમીરને બતાવ્યું.

અમીરે જેવી નઝર પોતાના તે બેટાપર નાંખી કે તેના હાથ પગ ધરૂજી આવ્યા, તેનું માથું ફરવા લાગ્યું, અને તેનો ચહેરો મઉત આવ્યું હોય તેમ ફીકકો મારી ગયો.

"ઉફ્ !" અમીરે પોતાનું માથું બેઉ હાથોમાં પકડી લઇને એક આહ મારતાં પુકાર્યું "મ્હારા સુંદર બેટાના શરીરપર કેવું ખરાબ દરદ? કેવો ખરાબ ડાઘ? અફસોસ, કયા પાપનો આએ આઝાબ ?—ડોકટર ત્હમે જો મહારા મીત્ર હોવ તો જાઓ, એ બચ્ચાને જેમ બને તેમ જલદીથી લઈ જાઓ, એને જોઇને હું શુરીદા થવશ-પાગલ બનશ-દીવાનો થઈ જવશ! જાઓ, મહારી સામેથી એને લઈ જાઓ!"

અને તે અમીર બાપે પોતાના શ્રાપ પામેલા વારેસના ચહેરાપરથી દુખ અને ધીકકારથી નઝર ફેરવી લેતાજ પોતાના કપાલપર ઝોરથી હાથ મારયો, અને ઢબ દઇને તે એક બેઠકમાં તુટી પડયો!-જ્યારે ડોકટર ત્રેસપેલો તે તજાયલા છોકરાને છુપાવી લઇને ત્યાંથી ચાલી ગયો!!

## પ્રકરણ ૨ જું.

### સારજન એડ્રીઅન.

ડાકટર ત્રેસપેલો અમીરના બચ્ચાને લઇને ત્યાંથી પસાર થલો પેલા તસવીરખાના તરફ ગયો કે જ્યાંથી પાછલે રસ્તેના દાદરેથી ઉતરી જાય, પણ તસવીરખાના આગલ પહોંચતાજ તેણે કોઈ મોટો આવાઝ થતો સાંભલ્યો, ડાકટરે તસવીરખાનામાં તેથી એક નઝર નાંખી તો જણાયું કે અમીરના પહેલા વડવા જેરોનીમોની તસવીરની રસી તુટી જવાથી છબી ભોંયપર પડી હતી અને તેની ફ્રેમના કટકા છુટા પડી ગયા હતા! ડોકટર ત્રેસપેલો તઅજ્જુબ થયો, મગર તે એક પળબી ત્યાં ખોટી થઈ શકતો નહીં હતો, તે તો પેલા બચ્ચાને વગેસગે ગોઠવી દેવા આતુર હતો, જેથી તે ગયો.

અલતમારાના અમીરનો બગીચો ચુપચાપ તેણે પસાર કીધો, અને શાંત તે રાતના અંધારા વચ્ચે રસ્તાપર પુગ્યો. રસ્તાપર પહોંચ્યા બાદ તે ઝડપથી હવે ચાલવા લાગ્યો, તે પગેજ રસ્તો કાપતો ગયો, અને જ્યારે કોઈ ગલીને નાકે એકાદ સંત્રી કે પહેરેગીર જણાતો તો તે શકનો સવાલ કર્યા વગરજ ડોકટર ત્રેસપેલોને ઓલખીને સલામ કરીને ઇઝઝત આપતો. ડોકટર ત્રેસપેલો નેપલસમાં ઘણો જાણીતો હતો, અને રાજદરબાર અને સંત્રી સીપાહો તો ઘણુ ખરા તેને ઓલખતા હતા. અને તેથી, પહેરેગીરો કે પોલીસની દહેશત વગર તે પેલા બચ્ચાને છુપાવી રાખેલું ચુપચાપ પોતાનો મારગ વટાવતોજ ગયો!

ડોકટર ત્રેસપેલો લગભગ એક કલાક સુધી ચાલ્યો, અને તે કલાકને છેડે તે એક મોટી ઇમારત આગળ આવી થોભ્યો, અને ત્યાં બાંધેલી એક રસી ખેંચી, જેથી ઇમારતની અંદરના કુશાદે એક કમરામાં ઘંટી વાગી રહી. ઘંટી વાગી રહી કે એક શખ્સ ઘણી ઝડપથી ચાલતો દરવાઝા આગલ આવ્યો, જેણે હાથમાં એક ફાનુસ પકડેલું હતું.

"કઉણુ ? એડરીઅર્ન કે ?" તે ફાનુસવાળા શખસ તરફ નઝર નાંખીને ડોકટર ત્રેસ-પેલોએ પુછ્યું.

"હા, ભાઈ, હુંજ છું" ડાકટરના ભાઇએ કહયું "હું ત્હમારીજ રાહ જોતો બેઠેલો હતો, અને આજે આખી રાત મ્હને ઉંઘ કયાં આવીછ જે !"

ડોકટર ત્રેસપેલો તુરતજ અંદર ગયો, અને તેનો ભાઈ એડરીઅન જેવો દરવાઝો બંધ કરતો હતો કે કોઈ એક બીજો શખ્સ હાંફતો હુંફતો ત્યાં ધસી આવ્યો, અને બોલ્યો "શું આએજ મકાન સીનોર એડરીઅન ત્રેસપેલોનું છે ?"

એડરીઅને તુરતજ તે નવા આવનાર શખ્સના ચહેરા તરફ ફાનુસ પકડીને કહયું "હું પોતે એડરીઅન ત્રેસપેલો છું, અને હું ધારૂં છું કે તું ફીલીપાનો શૌહર છે, કેમ ?

"હાજી, ફીલીપા મહારી મ્હોરદાર થાય." અને તેટલું તે બોલી રહયો કે એડરીઅન તે નવા શખસને અંદર લઇ લીધો, અને પછી દરવાઝો બંધ કીધો.

એડરીઅન અને તે કોઇ શખસનો મેલાપ થયો તે વાતની ખબર ડોકટર ત્રેસપેલોને પડીજ નહી, કેમજે તે તો ઉતાવળે કદમે એક કમરા તરફ ગયો. તે, ડોકટર ત્રેસપેલો, તે કમરામાં દાખલ થયો જ્યાં પુરતી રૌશની ઝકઝકી રહી હતી, અને અંદર પહોંચતાજ તેણે પોતાના જભ્ભા નીચેથી પેલાં બાળકને બહાર કાઢયું અને તેને એક કોચપર મુકયું. તે બચ્ચું હજુણુબી ભર ઉંઘમાંજ હતું.

અને હવે, એડરીઅન પેલા કોઈ શખસને બીજા એક ઓરડામાં બેસાડીને પોતાના ભાઈ પાસે આવ્યો, અને બોલ્યો "ત્યારે આખીર તે કમનસીબી અમીરના બચ્ચાને નડી, કેમ ભાઈજી ?"

"હા, બીરાદર એડરીઅન" દીલગીર ચહેરાએ ડોકટર ત્રેસપેલો બોલ્યો "તેમજ થયુંછ, અને તેથીજ હું તહારી મદદ માંગતો ત્હારે મકાન આવ્યોછ."

એડરીઅને મેજપરથી રૂપેરી એક ઘંટી ઉંચકી, અને દરવાઝો ખોલીને તેણે હલવેથી વગાડી. થોડીજ પલમાં, તે ઘંટીના જવાબમાં એક અધેર અઓરત ત્યાં દાખલ થઈ, જેને એડરીઅને ઇશારતથી પેલું બચ્ચું બતાવ્યું, જે બચ્ચાંને તે અઓરતે કોચપરથી ઉંચકી લીધું.

"એક મીનીટ" ડોકટર ત્રેસપેલોએ તે અઓરતને ત્યાંથી ચાલી જતી અટકાવીને કહ્યું "આએ સાંકલી જેમાં યાકુત છે તે સાંકલી હમેશા એ બચ્ચાંએ પહેરવીજ જોઇશે તેની ખુબ સંભાલ રાખજે, અને આએ બચ્ચાંના બાપે એવી મરઝી બતાવી છે કે એનું નામ "વેલેન-તીનો સપીનોલા" રાખવું."

"આપ જે કહો છો તે તમામ અમલમાં મુકાશેજ" એડરીઅન બોલ્યો, અને પછી તેણે પેલી અઓરત તરફ નીગાહ કરતાં કહયું "તું હવે એ બચ્ચાને લઈ જા."

અને તે અઓરત, અલતમારાના અમીરનો તે તજાયલો બેટો તથા યાકુતવાળી સાંકળીનો પેલો એક અરધો ટુકડો લઇને ગઈ.

"અને હવે, જ્યારે આપણે બેઉ ભાઇઓ અકેલા છઇએ ત્યારે એડરીઅન હું તુંને ફરીથી મ્હારા શબ્દો કહી જવા ઇચ્છુંછ." ડોકટર ત્રેસપેલોએ પોતાના ભાઇની પાસે બેસતાં કહયું

"યાદ રાખજે, એડરીઅન, કે એક અમીરની આબરૂ ત્હારા હાથમાં છે. ત્હારા હાથમાં અલતમાસના જવાન અમીરને ઘરનો મોટો ભેદ છે. તું અમીરની આબરૂ અને અમીરનો ભેદ ઘણીજ સંભાળથી સાચવજે, અને એટલુંબી યાદ રાખી લે કે કદાચ જો એ બચ્ચાને લાગેલા શ્રાપ દુર થઈ જાય, અને તેના દર્દો-ડાઘ——"

મગર, ડોકટર ત્રેસપેલો બોલી રહે તેટલાંજ તેનો ભાઈ એડરીઅન વચ્ચે બોલી પડયો "એ હવે કેમ બને, ભાઈજી? એ બચ્ચું તો તે દર્દો ડાઘ સાથેજ જનમ્યુંછ, તો પછી હવે એ નાબુદબી તે કેમ થશે ? એ બનવાજોગ છેજ નહીં."

"ચુપ, પાક ખુદાની આગલ કોઇબી ચીઝ નહીં બનવા જેવી છેજ નહીં-તે પાક પરવરદેગાર જો ચહાશે તો એ બચ્ચાના દર્દો-ડાઘ એક પળમાં નીસ્તો નાબુદ થઈ જશે. વાસ્તે, જો કદાચ કુદરતની મહેરથી તે શ્રાપ નાશ પામે અને એ છોકરો તેથી રીહા થાય તો તે વખ્તે અમીરના હાથમાં તેનો બેટો સહીસલામત આપવામાં આવે તેની તું દરેક ફીકરમાં રહેજે. મેં તો એ બચ્ચું હવે તુને સોંપ્યુંછ, અને તું એ બચ્ચાંનો બાપજ હોય તેમ એની ઉપર દયા અને માયા રાખજે, એ મ્હારા દોસ્તનો બેટો છે, અને હું ચાહુંછ કે તું એની બહુ હીફાઝત કરે."

"એ બચ્ચાનો બાપ ત્હમારો અઝીઝ દોસ્ત છે, અને ત્હમે પોતે મ્હારા માઝાદ ભાઇ છો, તમારા અહેશાનમાં હું દબાયલો છું, અને તમો કહેશો તે કરવા હું સરોચશમથી તૈયાર છું." એડરીઅન બોલ્યો.

"ભાઈ, અગર જો તું માનતો હોય કે તું મ્હારા અહેશાનમાં છે, તો પછી હું કહું તેજ પ્રમાણે ચાલવા ખરા દીલથી તું ખુશી થશે." ડોકટર ત્રેસપેલોએ જણાવ્યું "એ બચ્ચાનો ભેદ કદીબી તું ત્હારી ઝબાનથી બાહર પડવા દેતો ના. વલી તુને દર વરસે અમીરના વકીલ તરફથી એક મોટી રકમ એ બચ્ચાંને ઉછેરવાને માટે મળશે અને તું તે રકમમાંથી એ બચ્ચાંને ઘણી મઉજમઝાહમાં રાખજે અને ઉંચી કેળવણી આપજે. તેં ત્હારા અસલી લક્ષણો તજી દીધાછ અને હવે તું બદ કરતુકોમાં શામીલગીરી આપતો નથી એ મેં ઘણા વખ્તથી જોયલું છે, અને તેથીજ હું તુંને એ બચ્ચું સોંપવામાં કશુંજ ખોટું સ્હમજતો નથી."

"ખાત્રી રાખો" એડરીઅને કહયું "હું હવે તદનજ સુધરી ગયોછ, અને ત્હમે મ્હારી ઉપર ભરોસો મુકીને એ કામ મ્હારા હાથમાં આપ્યુંછ તો યાદ રાખો કે ત્હમને કદીબી તે માટે પસ્તાવું નહીં પડશે. ત્હમે મ્હને છેલ્લી વખતે જુગારમાંથી બચાવ્યો તે પછી મેં કદીબી આડે રસ્તે મ્હારો પગ મુકયોજ નથી. ત્હમે મ્હને આએ મોટી ઇમારત અપાવી, ત્હમે મ્હને તમારો હુન્નર શીખવ્યો, ત્હમારા ધંધાનાં વહાડકાપના કામમાં હું ઘણો ચાલાક થયા પછી ત્હમે વળી મ્હને ત્હમારીજ મહેરબાનીથી આપણા રાજા રોબર્ટને ત્યાં એસીસ્ટંટ સરજનનો હોદો અપાવ્યો, અને મ્હને ત્હમે એક લુચ્ચા આદમીમાંથી એકદમ એક મોટો ઇઝઝતદાર સરજન બનાવ્યો—એ બધી, એ બધી, આપ વહાલા ભાઇજીની મહેરબાની કાંઈ થોડી હતી અને છે કે હું આપનું આએ આટલું એક કામ નહીં કરૂં ?"

"જેમ તું રાજાના મહેલમાં હાલ માનીતો છે તેવોજ જો સદા રહેવા માંગતો હોય તો હવે અગાઉની બુરાઇઓનો પલ્લો પાછો કદીબી ના પકડતો. ત્હારી ભલાઇઓથીજ તું હવે રાજાના મહેલમાંનો મહેલમાંજ રહેજે, અને આપણા ખાનદાનના નામને એવુંજ ઉમદા રીતે

ટકાવેલું રાખજે. હું લાંબી મુસાફરી પછી આવ્યોછ અને તેવીજ એક લાંબી મુસાફરીએ મ્હને પાછું જવું પડશે, અને હું આશા રાખુંછ કે એ મુસાફરીથીબી હું જ્યારે પાછો ફરૂં ત્યારે હું હમણાંનીજ માફક તદનજ આબરૂ ઇજ્જતમાં રહેલો જોઇને ખુશી થવશ. તું મ્હારા અમીર દોસ્તના તજાયલા બાળકને જો ઘણા સુખથી રાખશે તો હું મુસાફરીથી પાછો આવીને તુને એક મોટી રકમ ઇનામ આપશ. ભાઈ, જો આએ ત્હારી ચીઠી છે, જેમાં હું ત્હારીપર જે મોટી રકમ માંગુછ તે લખેલી છે-તેં મ્હારૂં કહ્યું કીધું અને અમીરના બેટાને પાલવા કબુલ્યું, તેથી આજે હું આએ ત્હારી ચીઠી ફાડી નાંખુંછ. તું મ્હારો માઝાદ ભાઈ છે, તુને સુધારવા અને મ્હારા કહયાસરનો કરવા મેં તુને દબરાવવા આએ ચીઠી લખાવી લીધેલી, પણ હવે તું ઘણો મોટો અને ઘણો બુઝોરગ થયોછ તો મ્હારા દબાણની કોઇ ઝુરરત હવે હું જોતોજ નથી.”

અને એટલું બોલીને તે ભલો ડોકટર ત્રેસપેલો પેલી ચીઠી ફાડી નાંખીને ભાઈના ઉપકાર શબ્દો સાંભળવા અગાઉ ત્યાંથી ચાલી ગયો.

“મુર્ખો કંહીનો!” ડોકટર ત્રેસપેલો ત્યાંથી ચાલી ગયો કે તેના ભાઇએ તેની ઠેકડી કરતા હસીને મનમાં વમાસ્યું “એ મ્હને બચ્ચું સમજતો હોય તેમ બધી શીખામણ આપેછ! મ્હને? મ્હને એ શીખામણ આપવા માંગેછ! હવે? આએ ઉમરે? એ શું ભુલી જતો હશે કે ગમે તેટલોબી એ મ્હારેથી મોટો હોય તો સીર્ફ પાંચજ વરસ ઉમરમાં વધારે છે. એને ગમ નથી ખાધો તેથી એના બાલ ઓછાં સુફેદ દેખાયછ, અને મેં દુન્યાના સદમાઓ વધારે જોયાછ તેથી મ્હારા બાલ વધારે સુફેદ દેખાયછ, અને જો બાલની સુફેદીથી શીખામણ આપવી જોઇએ તો ઉલટી મ્હારે એને શીખામણ દેવી જોઇએ! તો લેઓ, સાહાઠ વરસના ભાઈજી પોતાથી ફક્ત પાંચ વરસ ઓછી ઉમરના એડરીઅનને વાતો શીખવવા આવ્યાછ! મુરખ, જા, ગયો તો ઠીકજ થયું, નહીં તો મ્હારૂં માથું તારી કોહેલી કોહેલી શીખામણોથી સરી ગયું હતે! તેં મ્હને જુગારથી બચાવ્યો, ઘર અપાવ્યું, સરજનનો હુન્નર શીખવ્યો અને સુધાર્યો એ વાત ખરી, પણ તેથી તું ઘડી ઘડી એજ તાણા તપલાથી મને વીંધ્યા કરે તે કેટલી મુર્ખાઈ! તેં મારૂં સારૂં કીધું, તો તું મોટો ભાઇ હતો અને તારી ફર્ઝ હતી, એમાં કોઈ મોટો વાઘ તેં નથી માર્યો. તું તારા પઇસાપર ફુલાઈ તો નહીંજ જતો હોય, ત્હારી પછી ખાનાર તો કોઇજ નથી, સીવાય કે હું. પણ——” અને અહીંયા વધારે બોલતો સરજન એડરીઅન અટકી પડયો, કેમજે તેને એકદમ વીચાર આવી ગયો કે પેલા કોઈ નવા આવેલા શખસને તે બાજુમાંના એક કમરામાં બેસાડી આવ્યો હતો.–તે ઉઠયો, અને પેલા શખસ આગલ ગયો.

તે નવો શખસ દેખાઇતો કોઇ ગરીબ વરગનો હતો, કેમજે તેણે પોતાના શરીરપરનો જબ્બો ઉતારીને મુકી દીધો હતો, અને પોતાના કપડાંમાં તે એક માછીમાર તરીકે હવે સ્પષ્ટ ઓળખાતો હતો. તે ત્રીસની ઉમરનોબી નહીં હતો, અને તેનું શરીર ગંઠાયલું મઝબુત હતું. તે શખસ પોતાની સામે મુકેલાં બચ્ચાંને અદબવાલીને ટગર ટગર જોતો હતો, અને તે નીરહોશ બચ્ચું જે માત્ર ત્રણ દીવસનું બાળ હતું તે ગુપચુપ ઉંઘતું હતું.

“હું તુને છોડી ગયો પછી થોડાક કામમાં ગુંટાયો, અને હમણાં સુધી હું ત્હારી આગલ આવી શકયો નહીં, લુપો.” સરજન એડરીઅન બોલ્યો “તું પોતે બહુ મોડો આવ્યો. ત્હારી

મ્હોરદારને મેં કહયું હતું કે હું ત્હારી રાહ જોતો ફકટ મધરાત સુધીજ બેસસ. એ તો સારું થયું કે મહારો બોલાવેલો એક દોસ્ત કોઈ કામના સબબથી મોડો આવ્યો અને તેથી મ્હને જાગતું બેસી રહેવું પડયું, નહીં તો લુપો ત્હારો આએ રાતની વખતનો ફેરો કદાચ ફોકટબી જતે."

"શું કરૂં? મ્હને એક તવંગર ઓળખાણવાળા પાસેથી આએ જબ્બો ઉછીનો લેવો પડયો, અને તે પીછાણવાળો પોતેબી મોડોજ ઘરે આવ્યો, તેની પાસેથી મેં જબ્બો લીધો અને જબ્બો ઓઢીને તેની નીચે આએ બચ્ચાંને છુપાવીને લાવ્યો ત્યારે!" માછીમાર લુપોએ સ્હમજાવ્યું "જબ્બો જો મેં પહેર્યો નહીં હતે તો આવી રાતની વખ્તે તો નેપલ્સના સંત્રી અને પહેરેદારો મ્હને વગર ભાડાની કોટડીમાંજ પુરતે અને પછી આપદાપર આપદા વધીજ જતે કેની?" અને એટલું બોલીને માછીમાર લુપો સ્હેજ હસ્યો.

"ત્યારે જબ્બાએ તુને બચાવ્યો, લુપો" સરજન એડરીઅનબી હસ્તો ચહેરો રાખીને બોલ્યો "વારૂં, ત્યારે હવે તું તે બચ્ચાંને લાવ્યોછ ખરો. ત્હારી મહોરદારે તુને કહયું હતું, કેમ વારૂ?"

"હા, મ્હારી મહોરદાર ફીલીપાએ મ્હને કહયું કે ગઇ કાલે જ્યારે હું માછલી પકડવા દરીયાવમાં ગયો હતો ત્યારે ત્હમે અમારા મોહલ્લામાં આવ્યા હતા અને ત્યાં મ્હારી મહોરદાર સાથે વાત કરીને ત્હમે એ ગરીબ કંગાલ બચ્ચાંને ત્હમારા આશરામાં લેવાની ખવાહીશ બતાવી. મ્હારી મહોરદારની વાત સાંભલીને હું ઘણો ખુશી થઈ ગયો, અને ત્હમારા જેવા મોટા માણસની ઉદાર માંગણી કબુલ કરીને ત્હમારા ફરમાવ્યા મુજબ હું એ બચ્ચાંને લાવેલો છઉં."

"ગરીબોને મદદ કરવી એ તો તવંગરોની ફર્ઝ છે." એડરીઅને વડાઈ લેતાં કહયું.

"આહહા! જો સઘળા તવંગરો ત્હમારી માફકજ નેક વીચાર ધરાવતા હોય તો ખચીતજ કેવું સારૂં થાય!" લુપો ખરા દીલથી બોલ્યો "જુઓની, આપણો રાજા રોબરટ, તે ભલો છે પણ મૌજમઝાહમાં મશગુલ છે—તે જો ત્હમારી માફકના વીચારવાલા ઉમરાવો ધરાવતો હોય તો તેનું રાજ્ય કેવું સુખી નીવડે. આજના કેટલાક ઉમરાવો તો ગરીબોના ઘરની અઓરતો, બહેનો, અને બેટીઓની આબરૂને કુચ્છ બીસાદની સ્હમજતા નથી, અને ઝુલ્મ કરીને કેટલીક નેકીની પુટલીઓને હયરાન હયરાન કરે છે! રાજાએ પોતે એવા ઝુલ્મી ઉમરાવોને ઝુલ્મ કરતા અટકાવવા જોઇએ અને ગરીબોની મદદે જવું જોઇએ."

ત્યારે ત્હારાં બોલવાપરથી હું અનુમાન કાઢી શકુંછ કે તું પોતેબી ત્હારી ખુબસુરત મહોરદારને વાસ્તે દીલમાં ધાસ્તી રાખેછ, કેમ?" એડરીઅને ચલાવ્યું.

"હા, અમીરોના ઝુલ્મની ધાસ્તી તો છેજ. હું તો સહવારના દરીયાવમાં માછલી પકડવા જાઉંછ ત્યારથી કે ઘરે આવીને મ્હારી અઓરતને જોઉંછ ત્યાં સુધી મ્હને પેટમાં ધરકો પડેલોજ રહેચ કે કદાચ મ્હારી સુંદર ધણીઆણીને કોઈ બુરો ઉમરાવ ઉઠાવી ગયો હોય અને મ્હારા સુખી ઘરને દુઃખમાં સબડતું કરી ગયો હોય!"

"તું ધાસ્તી રાખે તેમાં કાંઇ નવાઇ બી નથીજ" બદમાશ એડરીઅન તાલથી બોલ્યો "ત્હારી ધણીઆણીની તો ખુબસુરતી રાજાના મહેલ સુધી વખણાઇ અને મ્હારે કાને પહોંચી

ગઈ, ત્યારે તો હું ગઈ કાલે મકકો મલતાંજ ત્હમો માછીમારોના મોહલ્લામાં આવ્યો કેની?" અને ખરેખરજ, હું તો ત્હારી ધણીઆણીની ખુબસુરતી જોઇને છક થઇ ગયો! હું તો કહુંછ કે આખા નેપલ્સમાં ત્હારી મહેરદાર માફક કોઇ ઔરતની ખુબસુરતી નહીંજ હશે. લુપો લુપો, ત્હારી મોહરદાર તો ગોયા 'નેપલ્સની નરગીઝ છે.'

"મ્હારી મ્હોરદાર મ્હને ઘણી ચાહેછ" તે ભોલા માછીમારે નીરદોશતાથી ખુશી ખુશી થઇને કહયું "એ નેપલ્સની નરગીઝને મેળવવા માટે હું મ્હને મોટા નસીબદાર સ્હમજુંછ! પણ, અફસોસ કે હું ઘણોજ મુફલીસ છું. આએ બચ્ચું!" લુપોએ હવે પોતે મુકેલા તે બચ્ચા તરફ જોઇને કહયું "એનાથી છુટા પડતાં મ્હારૂં કલેજું કપાઇ જાયછ, પણ શું કરૂં કે લાચારી–મજબુરી! વ્હાલા બચ્ચા, ત્હારા મોટા ભાઈ કરતાં તું જો કે તવંગરના આએ મહેલમાં ઉછરશે, તોબી મ્હારૂં તો દીલ તુને છોડતાં દુઃખી દુઃખી થાયછ."

"ત્હારી મહોરદારે તુંને એ બચ્ચું મ્હારે ત્યાં છોડવા કહયુંછ, તો તું હવે દીલગીર ના થા, લુપો."

"મ્હારી મહોરદારનું કહયું મેં કીધું છે, અને મ્હને હવે આશા છે કે એ બચ્ચું અમારી ગરીબ ઝુંપડી કરતાં ત્હમારા તવંગર મકાનમાં વધારે મઉજથી મોટું થશે."

"તું તેની ખાત્રી રાખ, લુપો" એડરીઅને કહયું "અને હવે, તું જા."

અને લુપો, તે બચ્ચાંપર છેવટની એક નઝર નાંખીને ભારે દીલે તે મકાન, એડરીઅનને સલામ કરીને, છોડી ગયો.

---

## પ્રકરણ ૩ જું.

### માછીમારની ભારજા.

---

અફસોસ, આએ દુનીયામાં ઘણા મરદો જો હયરાન થયા હોય તો તે બુરી અઓરતો-થી હયરાન થયા છે!–દુનીયા, સેત્રંજનું એક પાતીઉં છે–તેનીપર મરદ શયતાનની જંજાલો સામે લડતની રમત ચલાવે છે–મરદ શયતાનને હરાવવાપર તૈયાર થાય છે–ત્યારે તેની ઔરત તે મરદના ગલાંપર હાથ નાંખીને તેને ખરી રમતથી આડો લઈ જાય છે–અને ઘણા મરદો એ રીતે અઓરતોની ફંદા ફરેબથી ફસીને જીતેલી બાઝી હારી જાય છે!!

અને આપણે, એવીજ એક ફીતરતી મહોરદારનો કીસ્સો આપણી આ વાર્તાના સફાઓપર ઘણા અફસોસ સાથે જોઇશું:

સરજન એડરીઅન ત્રેસપેલોના ઘરમાં બનેલા ઉપલા બનાવ પછી ત્રણ મહીને એપ્રીલ મહીનાની એક સ્હાંજના ઝઝકલાંને શુમારે મુફલીસ માછીમાર લુપો પોતાની અતીશય ખુબ-સુરત મ્હોરદાર ફીલીપા અને છ વરસના તેમના બેટા સાથે દરીયાવને કીનારે અકેલાં બેઠાં હતાં. તેઓ હવા ખાતાં હતાં, અને વાતો કરતાં હતાં.

તે મુફલીસ માછીમારની મહોરદાર ખરેખરજ ખુબસુરતીનો એક ઉમદા નમુનો હતી. તે જોકે લગભગ ચોત્રીસ વરસની હતી તોબી સત્તર વરસની કુંવારીકાને ટક્કર મારે તેવો તેનો બાંધો હતો, અને સુંદરતામાં તો પવીત્રકુદરતે કમાલજ કીધી હતી. તે માછીમારની ખુબસુરત ભારજાને નેપલ્સની નરગીઝ તરીકે એડરીઅને કહી હતી અને ખરેખરજ તે નેપલ્સની નરગીઝજ હતી, તેમાં કાંઇ શકબી નહીં હતો–તેની કાલી કાલી ખેચાણકારક આંખો ઘણીજ મનહરણ દેખાતી હતી, મગર, બારીકીથી જુઓ તો અફસોસ કે તે આંખોમાં હવસ સમાયલી હતી!!

તે ખુબસુરત હતી, ઘણીજ ખુબસુરત, લેકીન અચ્છી સુરતને શું કરો, અગર જો સીરત ખરાબ હોય તો?–બધું ફોકટ.

લુપો ઘણો ભલો, નમનતાઇ ભરેલો, અને મહેરબાન હતો. તે પોતાની ભારજાને બહુજ ચાહતો હતો, અને તેનો પડયો બોલ ઉપાડી લેવા આતુર આતુર રહેતો. તેબી જવાન અને દેખાવડો હતો, મગર તે મુફલીસ હતો.

લુપો પોતાની મુફલીસીમાંબી સંતોષી હતો, મગર તેની ભારજા સંતોષી નહીંજ હતી: તે તો ઘણીવાર ચાહતી કે નેપલ્સના મોટા કોઈ એક મહેલમાં તેનો જનમ કાંય નહીં થયો હતો? અથવા તો કાંય નહીં તે કોઇ મોટા અમીરની મહોરદાર બની હતી?

"વહાલા ધણી" ફીલીપા બોલી "આએ સામે જે મોટા મહેલોના મીનારાઓ જણાય છે, તે કેટલા બધા દમામદાર અને સુશોભીત છે?"

"તું ઘડી ઘડી એ દમામદાર મહેલોની વાત કરેછ, ફીલીપા, તો તું શું તહારી ઝુંપડીની ઝીંદગી પસંદ કરતી નથી?" લુપો બોલ્યો "આપણા તકદીરમાં ઝુંપડી છે તો એની ઉપર પુરતો સંતોષ પકડવાથીજ ખુશાલી હાંસલ થઈ શકે, વહાલી ફીલીપા."

"મહને તો બાવા જો પુછો તો આપણી ઝુંપડી કરતાં એ મ્હોટા મહેલમાં રહેવાનું ઘણુંજ પસંદ છે." હવે નહાનો રોબરટ પોતાના બાપ લુપોના પાસાંમાં ભરાઈ જઈ કહેવા લાગ્યો "બાવા આપણે સામેના મકાનોમાં નહીં જઇશું?"

"મુંગો બેસ, દીકરા" બેટાનું માથું પસવારતાં પસવારતાં લુપોએ સ્હમજાવ્યું "આપણી ઝુંપડી આપણને ભલી. દુન્યામાં જેટલાં પાપ ઝુંપડીમાંથી બનતા નથી, તેટલાં અને તેથી હઝાર ઘણાં વધારે પાપ મોટા મકાનોમાંથી પયદા થાય છે."

અને તે સાંભળીને જાણે તેને ગમ્યું નહીં હોય તેમ રોબરટ બાપના પાસાંમાંથી મોકળો થઇને ખેલવા ગયો, જ્યારે લુપોએ પોતાની ભારજા ફીલીપાને સ્હમજાવ્યું "વહાલી ફીલીપા, તું આપણા નીરદોશ બચ્ચાંને એ મહેલ અને મકાનની વાતોમાં ઉત્તેજન નહીંજ આપે તો હું ઘણો ખુશી થવશ."

અને આના જવાબમાં તે કાંઈ બોલવા જતી હતી, તેટલાં રોબરટ દોડતો દોડતો આવીને બોલ્યો "પપ્પા, મમ્મા, સીપાહો આવેછ."

"સીપાહો!" લુપોએ અજાયબી બતાવી, અને જોઇને પછી તે બોલ્યો "એ લોક તો આપણીજ તરફ આવેછ."

અને તે બોલી રહયો તેટલાં તો તેઓની નઝદીક ચાર સીપાહો હતીઆરબંધ થયલા આવીને ઉભા રહયા!

"તહારૂ નામ રીલીપા છે, કેમ બાનુ?" સીપાહોમાંના એક અફસરે પુછયું.

તે સાંભલીને લુપો એકદમ ઉઠીને ઉભો થઇ પુછવા પડયો "તહમે મહારી બહોરદારથી શું માંગો છો?"

"એક મીનીટ મહારૂં સાંભલી લે, દોસ્ત" પેલા અફસરે લુપોને સહમજાવીને કહયું "થોડા કલાકને વાસ્તે તહારી ધણીઆણીને અમારી સાથે આવવું પડશે, હું કસમ ખાઇને કહુંછ કે તેની ઇઝઝતની પાસબાની કરવામાં આવશે, અને સહવારૂં પડતા સુધીમાં તેને હીંયાં છોડી જવામાં આવશે. ફકટ એ બાનુનું એક ઝુરૂરી કામ છે, એને કાંઇબી ઇજા પહોંચાડીશું નહીં, અને એની દામનને કોઈ ઈલઝામ નહીં પહોંચે તેની ખુબ સંભાલ લઇશું."

"એ ઘણુંજ તઅજ્જુબ કરનારૂં અને વીચીત્ર છે!" લુપો બહુ ઉશકેરાઇ જઇને બોલ્યો "મ્હારી બઇરીને તહમે શું કામને માટે લઇ જવા માંગોછ?"

"તે કામ તો હું પોતેબી જાણતો નથી!"

પણ હવે લુપો વધારે ગુસ્સે થઈ ગયો અને તેણે પાસે ઉભેલા એક સીપાહનું ખંજર ખેંચી લેતાંજ બુમ પાડી "તહમે જો મ્હારી બૈરીને લઈ જવા માંગતા હોવ તો ઝોર આઝમાવીને લઈ જાઓ."

લેકીન, તેનું ખંજર ત્યાં ચાલી રહે તેટલાંજ એક બીજા સીપાહે પોતાની શમશીર મ્યાનમાંથી ખેંચી કાઢી અને બે સીપાહોએ લુપોની પાછલ જઇને તેના હાથ-પગ બાંધી લીધા, લુપોના હાથમાનું ખંજર પડી ગયું, અને તે બીચારો લાચાર થઈ રહયો!

"રીલીપા!" લુપોએ પુકાર કીધો "તું આએ બદમાશો સાથે ના જતી. એ લોક ઝુરૂર તુને બદદામનીનો ઇલઝામ પહોંચાડશે. ન્હાસી જા,-દોડ,-પાડોશીઓને કહે,-અને તે લોકની મદદ લે."

"ખામોશ" સીપાહોના તે અફસરે ગડગડાટ કર્યો "નહીં તો જાનથી જશે."

"લડવું, ઝગડવું, અને પુકાર મારીને પાડોશીઓને બોલાવવા, એ તો સામી ફજેતી કરાવવા જેવું છે. મહારા ધણી." રીલીપા બોલી "સીપાહો મારી ઈઝઝતની પાસબાની કરવા કહેછ તો પછી કોઇ હરકત નથી."

"મારા જાનથી હું પાસબાની કરીશ." તે અમલદારે ભાર મુકીને સધ્યારો આપ્યો.

"ત્યારે તો લાચાર છું" લુપો બોલ્યો "લેકીન, પ્યારી રીલીપા, મહને ભેટીને જા, આપણાં બચ્ચાંને ભેટીને જા."

"તહમે બીલકુલ ફીકર ના કરો, મહારા ધણી" રીલીપાએ કહયું "હું થોડાજ વખતમાં પાછી તહમારી આગલ આવીશ."

"અને જો આપણી ફુઝ નહીં પકડે તો લુપોને હું હમણાં છુટો કરવા ખુશી છું." તે સરદાર રીલીપા તરફ જોઇને બોલ્યો.

અને તે સાંભળીને તુરતજ લુપોએ કહયું "હું ત્હમારી પુઠ નહીં પકડીશ."

તે ખાત્રી માનીને તુરતજ લુપોને રીહા કરવામાં આવ્યો. અને ફીલીપાને લઇને તે ચારે સીપાહો ત્યાંથી રવાના થયા!

મગર, તેઓ ઘણા દુર ગયાં નહીં તેટલાં લુપોએ પોતાના છ વરસના બેટા રોબરટને પાંસામાં લઇને કહયું "મ્હારા બેટા, ત્હારાં આંસુને નુંછી નાંખ, અને ત્હારી માયને ઉડાવી જનાર એ ચાર બદમાશોની તું પુઠે લાગ. જોજે, સંભાલજે, તે લોકની નઝર તહારીપર નહીં પડે, દુર દુર ચાલતો રહીને તું તેઓની હીલચાલ તપાસજે—અને જો, કે તેઓ તહારી માયને કયા ઘરમાં લઇ જાયછ. તું તે ઘર જોઇને એકદમ મહારી પાસે પાછો આવ."

"વારૂ, બાવાજી." રોબરટે આંસું નુછતાં નુછતાં કહયું, અને તે પોતાના બાપે કહેલું કામ ઘણી ખુશીથી કરવા માટે તુરતજ ચાલ્યો!—રોબ્બરટ માત્ર છ વરસનો હતો, પણ તે દશ વરસની ઉમરના છોકરા જેટલી ચાલાકી ધરાવતો હતો, અને તે રૂર મારતો કે પેલા સીપાહોની પુઠે લાગ્યો!

મગર, લુપોએ પોતાને જ્યારે ત્યાં અકેલો જોયો ત્યારે તેનું હઇયું ઘણું ભરાઈ આવ્યું અને તેનું લહુ બહુ ઉશકેરાઇ ગયું. તે દરીયાવને કીનારે એમથી તેમ સોંચમાં અને સોંચમાં આંટા મારવા લાગ્યો અને દુખથી ઉભરાયલા તેના જીગરમાંથી આહ ઉપર આહ નીકલતાં, તે રડવા પડયો!—તે પછી તે પોતાની ઝુંપડીમાં ગયો, તેને ગળે જાણે કાંચકી બાઝી હતી, અને ગુંગલાયલો ગુંગલાયલો તે રડી રડીને પોતાની નવી એક જાળ બનાવવા લાગ્યો; પણ તેનું ધ્યાંન કામમાં લાગ્યુંજ નહીં!

કલાકોના કલાકો ઉંઘ વગર તેણે ગુઝાર્યા, અને દર કલાકે તેણે આશા રાખી કે તેનો છોકરો કે તેની મહોરદાર આવશેજ, લેકીન તે બેમાંથી કોઇ જણાયું નહીં!—રોબર્ટબી કયાં ગયો હતો?

તેને ઘણી મોટી ફીકર પયદા થઇ, તેણે ઘણીવાર બાહર નીકળીને તેમની શોધમાં જવાનો વીચાર કીધો, મગર 'હમણાં આવશે'ની આશામાં અને આશામાં સહવારબી પડી!

હજુણ વધારે તે થોભ્યો—મગર, જ્યારે સહવાર થયા પછીબી ચાર કલાક વહી ગયા, ત્યારે તે ઘણો અધીરો પડી ગયો, કેમજે તેની ભારજા ફીલીપા આવી નહીં અને તેનો છોકરો રોબર્ટબી પાછો ફરયો નહીં!

તે મુફલીસનું દીલ હવે ફરીયાદ—ફરીયાદ—ફરીયાદથી દબાતું અને ઉશકેરાતું ગયું!!

---

## પ્રકરણ ૪ થું.

### પાપીઓની મતલબી ભલાઈ!

---

સીપાહોની સાથે જતાં રસ્તામાં માછીમારની ભારજા ખુબસુરત ફીલીપાએ સીપાહોને સવાલ કીધો કે તેને કયાં લઇ જવામાં આવતી હતી, જેના જવાબમાં અફસરે કહયું: "હવે

અમે કહેવાને આંચકો ખાતા નથી કે ત્હમને રાજાના મહેલમાં લઇ જવામાં આવે છે, મગર ત્યાં આપનું શું કામ પડેલું છે તે બીનાથી હું માહીતગાર નથીજ. મ્હને એક નામ કહેવા માટે હુકમ થયલો છે, અને તે ત્હમારા ધણીથી ત્હમે અલગ હો ત્યારેજ—અને હવે હું તે નામ ત્હમને કહેવાને બીલકુલ અચકાતો નથી કે ત્હમને મહેલમાં લઈ જવા માટે સરજન એડરી-અન ત્રેસપેલો તરફથી અમને હુકમ પહોંચાડવામાં આવ્યો છે."

"ઓ, મેં ધારેલુંજ." ખુશીથી ફુલાઇને ફીલીપા બોલી પડી "સરજન ત્રેસપેલો રાજાના મહેલમાંજ છે કેમ?"

"હાજી" સીપાહોના તે અફસરે જણાવ્યું "સીનોર એડરીઅન રાજાના સરજન છે, તેવણ મહેલમાં ઘણા માનીતા છે, અને હાલમાં રાજાની બીમારી સબબથી તો રાજાની પાસેના પાસેજ એવણ રાત દીવસ રહેલા છે. રાજા નામદારની બીમારી સખત પ્રકારે વધી ગયલી છે."

"અને જો ખુદા ના કરે ને આપણા રાજાને કાંઈ કશું થયું તો પછી આપણી ઉપર રાજ્ય કોણ કરશે?" ફીલીપા અચકી અટકીને બોલી, અને પછી તેણે એકદમ વધાર્યું "આપણા રાજાને કાંઇ બચ્ચું નથી એમ મેં સાંભળ્યું છ."

"જો હમણાં ને હમણા કાંઈ કશું બુરૂં બને તો પછી રીઆસત નેમાઇને આપણીપર રાજમંત્રીનું ચલણ ચાલશે, કેમકે આપણા રાજાની પછી રાજ્યવારેસ એવણની એક ભત્રીજી શાહઝાદી જેના—છે, અને એ રાજ્યવારેસ તો હજુણ થોડા મહીનાની એક નન્નીસી બચ્ચી છે!" અને તે અફસરે હસવાના અને સોચના બેલ સાથનો ચ્હેરો કરતાં કહયું. "મગર, પાક ખુદા નામદાર રાજાને સુલામત રાખે અને તેવણની તબીયત સુધરે."

"હુંબી એમજ ખરા દીલથી ઇચ્છુંછ." ફીલીપા બોલી..

અને એટલી ગુફતેગો પછી તેઓ ચુપ ચાપ ચાલ્યાં કીધાં.—લગભગ એક કલાકની ચાલ પછી તેઓ રાજાના મહેલની નઝદીક આવી લાગ્યાં, બાગમાં દાખલ થયાં, અને મહેલને પાછલે દરવાઝેથી તેઓ અંદર ગયાં. થોડુંક ચાલીને પેલા અફસરે એક દરવાઝો ઠોકયો, જેના જવાબમાં એક ઝઈફ નઉકર ચલકાત ભરેલી રૈશનીનું એક ફાનુસ લઈ દરવાઝો ખોલી બહાર નીકલ્યો.

"સીનોરા, હીંયા અમારી ફર્ઝ અદા થઈ જાય છે." સીપાહોના તે અફસરે છાતીએ હાથ દઇને નમીને કહયું "અને હવે અમે જતા રહેવાની રજા લઇએ છીએ."

"સલામ" ફીલીપાએ કહયું "આપની મ્હારા તરફની લાયકી માટે બહુ આભારી છું."

તે ઝઈફ નઉકરે એક શબદબી બોલ્યા વગર ઇશારતથી ફીલીપાને પોતાની પુઠે ચાલવા કહયું, તેઓ સંગેમરમરનો દાદર ચઢીને ઝલકાત ભરેલી રઉશનીવાલા એક આરાસ્તા ઓરડામાં ગયા, જ્યાંની ખુશબુથી મગઝ તર થઇ જતું હતું, અને સંગેમરમરના પુતલાંઓથી ફીલીપાની આંખો અંજાઇ જતી હતી!

નઉકર ફીલીપાને ત્યાં છોડીને ચાલી ગયો. અને ફીલીપા ત્યાંના સુંદર કોચ અને કુર-સીપર બેસવાનું હશે કે નહીં તે ખ્યાલ કરતી ત્યાંજ ઉભી હતી!—થોડીજ મીનીટમાં તેની આગલ સરજન એડરીઅન ત્રેસપેલો આવી લાગ્યો.

"ઓ નેપલ્સની નરગીઝ" સરજને ફીલીપાનો હાથ પકડીને તેને એક મખમલની કુરસીપર બેસાડતાં કહયું "આજે રાતના તુને આએ મહેલમાં એદી રીતે લઇ આવવાના મ્હારા વીચીત્ર કામે જો તુને અચંબામાં નાખી હોય તો ત્હારી પાસે માફીનો તલબગાર છું."

"માફી, આપ નહીં માગો." કોઇ ખેંચાણકારક લાગણીથી દોરવાઇ ગઇ હોય તેમ એકી તગરે ફીલીપાએ એડરીઅનની નઝરમાં પોતાની નઝર નાંખીને કહયું "આપ તરફથી મહને દીવસો ટક ઘણી મહેરબાની મળી છે તો પછી મહારે આપની માફી માંગવી સઝાવાર છે."

"અને તે મહેરબાનીના બદલામાં શું મેં આપ તરફથી વળતી મહેરબાની મેળવી નથી?" એડરીઅને પ્યાર ભરી આંખો બતાવી નરમ સવાલ કર્યો.

"ખામોશ!" સરજન એડરીઅન તરફ લુચ્ચાઇભરેલી એક નઝર નાખતાં નાંકપર આંગળી મુકી દઇને ફીલીપા બોલી પડી "દીવાલનેબી કાન હોયછ—અને આએ સામે જે દરવાઝો જણાયછ ત્યાંથી બીજા કમરામાં જવાતું હોય તેવું લાગેછ, અને તે બીજા ઓરડામાં જો કાંઇ હોય તો પછી આપણી વાત સાંભળી લે-અને—"

"અરે, એ ઓરડો તો રાજાનો સુવાનો ઓરડો છે" એડરીઅને સમજાવ્યું "અને હાલમાં રાજા ત્યાં અકેલાજ છે-અને ખાબમાં ગીરફતાર છે."

"ઓ ત્યારે આએ તરફ નામવર રાજા રોબર્ટની ખાબઘાહ છે, અને હમણાં તેવણ ઉંઘમાં ત્યાંજ છે!" ફીલીપા બોલી "વારૂ તો મ્હને સમજાવોની કે આપે મ્હને અહીં શું કામ બોલાવી મંગાવી?"

"સાંભળ, તું મ્હારી પ્યારી ફીલીપા" એડરીઅને નેપલ્સની તે નરગીઝની બાજુમાં બેસી જતાં કહયું. "આપણી છુપી મુલાકાત દરમ્યાન તેં મ્હને જણાવ્યું હતું કે તુ મહેલમાં સરજાવાને લાયક હતી, અને હવે, વહાલી ફીલીપા, ઓ નેપલ્સની પ્યારી નરગીઝ, હું તુને ત્હારી મુફલીસીમાંથી ઉડાવી લઇને તવંગરીમાં રોલતી કરવા માંગુછ. હાલમાં ઘણો એક સારો મઉકો મલેલો છે, અને તે ટકનો લાભ લઇને હું તુને આએ મહેલમાં માનીતી બનાવવા ઇચ્છુંછ."

"ઓ અગર જો, તું પ્યારો મ્હને એવી તવંગરીમાં ખરેખરજ લાવવા માંગતો હોય, તો કેટલું સારૂ?" તેણે પોતાના હાથો એડરીઅનના ગલાંપર મુકી દેતાં કહયું "હું મ્હારા મુફલીસ માછીમાર ધણી લુપોને મુકી દેવા-તેને તજી દેવા-તેની મુફલીસીને ઠોકરે મારી દેવા-અને તું પ્યારાની પ્યારી પનાહમાં આએ મહેલમાં આવી રહેવા હું મ્હારા સરો ચશમથી ખુશી છું."

"બસ, પ્યારી ફીલીપા, મ્હને એજ જોઇએછ." તે બદમાશ સરજને પાપી તે અઉર-તના હોટપર પોતાના હોટ દાબી દેતાં કહયું.

"અને હવે પ્યારા એડરીઅન, તે મઉકો શું છે જેનાથી હું મહેલમાં માનીતી બની શકું?" ફીલીપાએ એડરીઅનના ગલાંપર પોતાનો ડાબો હાથ મુકી રાખીનેજ પુછ્યું.

"તું મ્હને ઘણીજ વહાલી છે, પ્યારી ફીલીપા" એડરીઅને જણાવ્યું "અને જો હું કોઇ જરા બીકટ કામબી તુને કહું તો જરાકબી ફીકર ના કરતી, હું ત્હારા બલામાં છેઉ-ણુરામાં નથી."

"હું સમજુછ પ્યારા એડરીઅન, હું સમજુંછ, અને આશા રાખુંછ કે તું હવે મારા કામનો ખુલાસો કરી દેશે." ફીલીપા બોલી "અગર જો હું રાજાની માનીતી બની શકતી હોઉં, તો ત્હારૂ જરા તો શું પણ ઘણું બીકટ કામ હશે તે માટેબી હું તઇયાર છું. મ્હારા જેવી અઉરત શું નહી કરી શકે? હું ત્હારે ખાતર અને તવંગરીને ખાતર મારા ધણીને છોડવા ખુશી થઇ ગઇ, તેને અને તેની ગરીબ ઝુંપડીને તજીને ઠોકરે મારવા તઇયાર થઈ, તો શું આએ મહેલમાં મઉજમાં મહાલવા હું તું પ્યારાનો સખુન પાછોબી કરશ કે!–બોલ, પ્યારા એડરીઅન, બોલ, બોલ, જે કહેવાનું હોય તે કહી દે, અને હું તે મારા ભલામાંજ સમજીશ."

"ત્યારે તો સાંભલ, ફીલીપા" તે સરજને સમજાવ્યું "રાજાનું લહુ દર દીવસે વધારે અને વધારેજ સુકાતું જાયછ–અને જો એમનું એમજ ચાલ્યું તો રાજા આપણા હાથમાંથી ચાલી જશે. રાજા તો મ્હારા હાથમાં એક રમકડું છે, અને એ રમકડું જો તુટી જાય તો પછી હું પોતે કેમ ખેલીશ, અને તુને જે ખેલ બતાવવા માંગુછ તે કેમ બતાવીશ?–વાસ્તે, રાજાને બચાવવાને ખાતીર તેના દીલમાં નવું લહુ આમેઝ કરવું જોઇએ—"

"અને તે લહુ?" જાણે સમજીજ ગઈ હોય તેમ તે ફીતરતી અઉરત બોલી પડી.

"ત્હારૂં પોતાનુ" એડરીઅને ફીલીપાના માથાપર પોતાનો હાથ મુકતાં તેની આંખમાં પોતાની આંખ નાંખીને કહયું "પ્યારી ફીલીપા, તે લોહી ત્હારૂં પોતાનું, તુને કાંઇ અડચણ નહીં પડશે, તું જવાન છે, ત્હારૂ લહુ ચહતું છે, અને જો થોડુંક લહુ ત્હારા શરીરમાંથી ઘટ્યુંબી તો કોઇજ અડચણ નથી–અચ્છા મેવા મીષટાણ ખાશે તો થોડાજ વખતમાં નવું લહુ પાછું ત્હારા શરીરમાં આવશે. મગર જરાક જેટલાં લહુને ખાતર તું કેટલું બધું બજાવી શકશે? રાજાની તબીયત તાહરા જવાન નવા લહુથી સુધરી ગઈ તો રાજા ત્હારો અહેશાનમંદ થશે, પોતાની ઝીંદગી તહારી ઝીંદગીના ભોગે બચેલી સમજશે, અને તે છાપ આખી ઝીંદગી સુધી તેના મગજપર રહેશે–જેથી, મહેલમાં તું ચહાશે તે થશે, મહેલમાં તું અમનોચમન ગુઝારશે, મહેલમાં તું ગોયા પુજાશે."

"મગર, મ્હારા જાનને કોઇ—"

તે બોલી રહે તેટલાંજ એડરીઅને કહયું "ત્હારા જાનને કોઈજ અડચણ થવાની નથી, ત્હારો જાન તે મ્હારોજ જાન સમજ. હું એવી તો કુશલતાથી ત્હારા હાથપર હતીયાર:મુકીને તાહારૂં લોહી રાજાના શરીરમાં ઉતારીશ કે તુંને કોઇ ઇજા નહીંજ નડશે–તું જીવશે, પ્યારી ફીલીપા, તું જીવશે, અને આએ મહેલમાં તું અમનોચમન ગુઝારશે. અને આપણો પ્યાર દરરોઝ વધતો અને વધતોજ રહેશે."

"પ્યારા એડરીન, ત્હારૂં કહયું માનવાને વાસ્તે હું તઇયાર છું–મ્હારા સરોચશમથી કબુલ છું."

"હવે હું ત્યારે રાજાના ઓરડામાં જાઉંછ, અને તેવણ આગળ વાત કરૂંછ, અને પછી તેવણ પાસે જઈશું." આપણે એમ બોલીને એડરીઅન ત્યાંથી રાજાના સુવાના ઓરડામાં ગયો.

દશેક મીનીટમાં તે પાછો આવ્યો અને બોલ્યો "રાજા નામવર જાગેછ, તેવણુની ઝીંદગી બચાવવાનો છેલ્લો ઇલાજ મેં તેવણને સમજાવ્યો છે, અને તેવણે હા પાડીછ. ચાલ ત્યારે, ફીલીપા, રાજાની પાસે હવે જઇએ."

સરજન એડરીઅને પોતાના હાથમાં કોઇ જાતનું હતીઆર લીધું, અને ફીલીપાને સાથે લઇને તે નેપલ્સના રાજા રોબર્ટની ખાબગાહમાં દાખલ થયો.

તે ઓરડો એટલો બધો તો આરાસ્તા હતો કે ભલા મુફલીસ માછીમાર લુપોની તે ફીતરતી ભારજા તો જોઇનેજ તઅજ્જુબ અને હયરત અંગેજ બની રહી! રાજા રોબર્ટનો પલંગ અબનુસનો બનાવેલો હતો અને ઠામઠામ તેના પર મોતીની શીપો જડેલી હતી, ઉંચામાં ઉંચી મખમલથી મઢેલા કોચો અને કુરસીઓ ત્યાં હતાં, અને ઓરડાની બરોબર વચ્ચેની છતમાંથી તમામ રૂપાનું બનાવેલું એક જુમર લટકાવેલું હતું જેમાં ઝકઝકતા ચીરાગ જલતા હતા—મગર રાજાના ચહેરાપર ઉજાસ નહીં પડે તે માટે રાજાની તરફના જુમરના ભાગપર કપડાંની આડ કીધેલી હતી.

કીમતી મોટા કોચપર નેપલ્સનો તે રાજા સુતો હતો--તેની ઉમર પચાસને શુમારેની હતી, તેનો દેખાવ કરડો મગર ફીકકો હતો. રાજાએ ફીલીપાની તરફ નઝર નાંખી, અને તે મુફલીસની આવી તઅજ્જુબ કરનારી ખુબસુરતી જોઇને તે અજાયબ રહયો; થોડીજ પળ સુધી તેણે તેમ ટીકાયા કીધું, કેમજે જલદીથી રાજા નસોસ થઈ ગયો, અને તેણે આંખ બંધ કીધી.

સરજન એડરીઅન એકદમ રાજાની છેક નઝદીક ગયો, અને તેણે રાજાનો હાથ પકડી તે પર પેલું પોતાનું હતીઆર મુકયું અને તે હતીઆરનો બીજો છેડો ખુબસુરત ફીલીપાના હાથમાં ઘોંચ્યો.—તેણે બંને હાથોમાંની ચોકસ નસ આગળ તે હતીઆરના છેડા ખોસ્યા હતા, અને હવે એક ચાંપ દાબીને તેણે લહુ ખેંચવા માંડયું. ખુબસુરત ફીલીપાનું જવાન અને જોશદાર લહુ નીકલીને તે હતીઆર મારફતે રાજાના શરીરમાં દાખલ થતું ગયું.

પંદર મીનીટ પછી તે હતીઆર ઉંચકી લેવામાં આવ્યું અને સરજને તૈયાર કીધેલો કોઈ મલમ બેઉના હાથપર લગાડયા પછી તેણે બેઉ હાથોપર પટા બાંધ્યા, અને ફીલીપા જે કુરસીપર લગભગ બેહોશ જેવી થઈ ગઈ હતી તેના ગલામાં તે સરજને કોઇ પ્રવાહી રેડી દીધી.—થોડીજવારમાં તે ખુબસુરત અઉરતને પોતાની ગયલી થોડીક તાકત પાછી આવતી હોય તેવો ખ્યાલ થયો, કેમજે પેલી પ્રવાહી તેને હુશયાર કરી શકી હતી!

રોબર્ટને હવે નીંદ આવી, અને તે ખાબમાં ગીરફતાર થયો. તેને ઉંઘાયલો જોઇને એડરીઅને ફીલીપાને કહ્યું. "પ્યારી ફીલીયા, હવે ચાલ આપણે ફરીથી પેલાજ ઓરડામાં જઇએ, મ્હારી પાસે ત્હારે માટે બીજી એક દવાઈબી છે જે થોડો વખત પછી તુને હું પીવડાવીશ, ચાલ પ્યારી."

અને હરામ-પ્યારના તે બે પાપીઓ એકબીજાની સોડમાં દબાઇને ત્યાંથી પેલાજ કમરામાં ગયા, જ્યાં એડરીઅને ફીલીપાને એક કોચપર તબીઅતના આરામ માટે સુવાડી, અને પોતે પાસે બેઠા, અને તેઓ હવે વધારે વાતચીત કરવા લાગ્યાં.

---

# પ્રકરણ ૫ મું.

## એક સુફેદ જુઠ!

"ત્રણ મહીનાની વાતપર લુપો જ્યારે બચ્ચાંને લઇને આવ્યો ત્યારે મેં તેને એમજ સમજવા દીધેલું કે તેની આગલે દીને હું એકાએક માછીમારોના મોહલ્લા તરફ ગયો હતો અને મહોલ્લાને વટાવીને એકાંતમાં આવેલા ત્હારા ઝુપડાંમાં હું પહેલવેહલોજ તે દીવસે માત્ર તુને મલ્યો હતો, અને ત્હમારી મુફલીસીમાં બચ્ચું પાલવાનું ભારી નહીં પડે કરીને મેં બચ્ચું માંગી લીધેલું" બદમાશ સરજન એડરીઅને ચલાવ્યું "પણ ત્હારા અજાણ શઓહરને શું ખબર કે આપણે તો છુપી રીતે ઘણી વખત એક બીજાને મળેલાં, અને આપણી દોસ્તી તો મહીનાના મહીનાઓની હતી!"

"આપણી છુપી મહોબ્બતની વાત તેને કયાંથી ખબર હોય!" ફીતરતી તે અકરત બોલી "તે દરીયાવમાં માછલી પકડવા જાય તે કયાંથી જાણે? તે તો ભોલીઓ ડોલીઓ ધબ્બુ છે, મ્હારી પર તેનો ઘણોજ વીશવાસ છે, અને તેણે મ્હારી વાત સાંભળીને ખરૂંજ માન્યું કે તે દીવસે પહેલવહેલીજ વખત તું મ્હને મલ્યો હતો અને અમારાં બચ્ચાંને પાલવાપોશવાની તેં માંગણી કીધી હતી! તેણે તો પહેલાં બચ્ચું તું પ્યારાને આપવાની નાની નાજ પાડી, એડરીઅન; પણ, મેં તેને એવો તો ગોલગોલ સમજાવીને શીશામાં ઉતાર્યો કે પીગલાવીજ દીધો."

"તેણે શું કહયું હતું, વારૂ?"

"એક બચ્ચું પાલવાનું કંઈ ભારી નહીં પડે અને ગમે તેવા મુફલીસ હોય તોબી એક બચ્ચાંની પરવરીશ કોઈબી માબાપને ભારી નહીં પડે તેમ તેણે કહયું." ફીલીપા બોલી "પણ, મેં ત્હારી મતલબને બરતું કરવા માટે એ મ્હારા માટી થતાને એવો તો બનાવ્યો અને સમજાવ્યો કે તે ઝટ પીગલી ગયો. મ્હારો બોલ તો એ કદીબી પાલ્યા વગર રહેજ નથી એટલે મેં નકકીજ કરાવ્યું અને બચ્ચું ત્હારે મકાન મોકલાવ્યું."

"લુપોને આપણે વાસ્તે તો કાંઇ વહેમ છેજ નહીં કેમ?"

"અરે નહીરે, વહેમ શાનો બરીગોછ!" ફીતરતી ફીલીપા બોલી "એ તો તદનજ મ્હને સતનું પુતલું માનીને ગોયા મારી પુંજા કરેછ."

"ત્હારે ત્હારા એવા મોટા પુંજારીનેબી તું બનાવી આવી એ કેટલી બધી ચાલાકી?" સરજન એડરીઅને લુચ્ચાઇથી સહેજ હસીને કહયું, અને પછી વાત ફેરની તોલતાં તેણે ફીલીપાના માથાપર એક બોસો લઇને વધાર્યું, "તું મને કેટલીબધી પ્યારી પ્યારી લાગેછ, કે હવે તો મને જાણે તારા વગર એક દિવસબી ચયન નહીં પડશે, મ્હારા જાન."

"કયાંથી પડે? આપણું બેઉનું દીલ લગભગ એક વરસ થવા આવ્યું એવું મલી ગયુંછ કે આપણને એકબીજાને મલ્યા વગર ચાલેજ નહીં-હું તો તારા વગર જીવીજ નહીં શકું, પ્યારા એડરીઅન, હું ઇચ્છું છું, એડરીન, કે હવે તો આપણે સાથે રહીએ તેવી ગોઠ-

વણુ તેં કીધીજ હશે, અને હવે મને તું મ્હારા મુફલીસ માછીમાર સાટીને ત્યાં જવા નહીંજ દેશે."

"એમ એકદમ જો તેને તું તજી દેશે તો શહેરમાં હોહા થઇ જશે, હું તો આપણી પહેલી દોસ્તીના દીનથી એવી કોઈ તક જોતો રહયોછ કે તું વહાલીને મારી આંખોની પાસેની પાસેજ રાખું. પણ આજ સુધી તેવી તક મળી નહીં, હવે આએ મઉકો ઠીક મલ્યો, રાજાના હાથથી આપણે બકરું કપાવશું, અને તે પછી આપણે એકબીજાની સોડમાંજ પ્યારથી ઝીંદગી ગુઝારશું."

"ત્યારે મ્હારે શું હમણાં પાછી તે મુફલીસ માછીમારની ઝુંપડી પુજવી પડશે કે ? હવે તો રાજાનું કામ મ્હારે હાથથી થયુંછ, તો એજ બહાણાએ મ્હને અહીં રાખી અને ઝીંદગી સુધી આએ મહેલની પનાહ અને મજાહમાં શામીલ કર."

"ધીરે, ધીરે, ફીલીપા, પ્યારી, ધીરે" એડરીએને મમતાથી સમજાવ્યું "રાજા એક વખત સારા થઈ જાય પછી એ મઉકો તમામ આપણુને મળેલો કહેવાય, પણ રાજાના સારા થવા અગાઉ હમણાં જો કંઈ ગડબડ થઇ જાય તો કંઇક બડબડાત થાય. હવે તેજ વખત આવેછ કે જે વખતે આપણે એકબીજાની નઝરોમાં દર પળે રહીશું, તેટલાં જરા ધીર પકડ અને આજે તું જા અને ત્હારા શઉહર આગળ કાંઈ બાહણું કાઢીને કેહજે કે તુંને સીપાહો કોઇ અમીરને ઘર લઈ ગયા અને તે અમીરના કોઇ તબીબે ત્હારા હાથમાંથી થોડુંક લહુ કાઢી લીધું અને તેના બદલામાં તુને પચાસ સોનાના સીકકા આપ્યા" અને એમ બોલતાંજ એડરીઅને પોતાની જેબમાંથી સીકકાઓની એક ઠેલી કાઢીને તેમાંથી પચાસ ગણીને એક રૂમાલમાં બાંધી ફીલીપાને આપતાં વધાર્યું "મ્હારૂં નામ તું દેતી ના. તું ત્હારા ધારા મુજબ આ વખતબી ત્હારા ધણીને રમાડી બનાવી લેજેની, એટલે થયું."

અને તે પછી હરામ-પ્યારના થોડાક બોસાઓ બાદ તે ખુબસુરત ચુરેલની બારી દીલે રાજાના મહેલમાંથી પોતાની ઝુંપડી તરફ જવા માટે નીચે ઉતરી અને સરજન એડરીઅન તેને નીચેના દરવાઝા સુધી પહોંચાડવા અને તેની સાથે એક પોતાનો ખાસ નઉકર મોકલવા હેઠળ ઉતર્યો.

તેઓ નીચે આવ્યા કે ફાનુસના ઉજાસથી ત્યાં કોઇ છોકરો જણાયો, તે ફીલીપા અને લુપોનો છ વરસનો બેટો રોબરટ પોતે હતો જે પોતાના બાપના ફરમાવ્યાથી સીપાહો તેની માને કયાં લઈ જાય છે તે ઘર જોવા આવેલો, હજુણુબી ત્યાંનો ત્યાંજ ફરતો રહેલો હતો!

"હું જોઇને ખુશી છું વ્હાલી માદર, કે તમે આખરે આએ મોટી ઈમારતમાંથી બહાર આવ્યા છો" રોબરટે માની આગળ દોડી જતાંજ કહી દીધું.

"શું? રોબરટ તું છે?" ફીલીપાએ રોબરટને ઓળખીને પુછયું "તું અહીં કેમ આવ્યો ?"

"ત્હારા બાવાએ આવવા કહયું." રોબરટે બાફી નાંખ્યું "બાવાજીએ કહયું કે મ્હારે તમારી ને સીપાહોની પુઠ પકડવી અને જોવું કે સીપાહો તમુને કયા મકાનમાં લઇ જાય છે. મને તો બાવાએ ઘેર જોઈ પાછો જવા કહયું, પણ હું તો તમારી સાથે જવા સારૂં અહીં થોભ્યો."

"તું થોભ્યો તો તેં ઘણુંજ સારૂં કીધું" ફીલીપાએ રોબરટના માથાપર હાથ ફેરવીને તેને પાસાંમાં લઇ દઇ કહયું "બેટા, બોલ, તુને હું વધારે ચમુંછ કે તારા બાવા ?"

"મ્હને તો ત્હમે ઘણાજ ગમોછ, મમમાજી" જલદીથી જવાબ તેણે આપી દીધો.

"કાંય ?"

"કાંયજે હું જ્યારે છોકરાઓ સાથે રમતાં રમતાં તે લોકને મારૂંછ તો તમે મને કંઇજ કહેતા નથી, પણ બાવા તો મ્હને ધમકાવેછ." તે છોકરાએ જવાબ આપ્યો.

"વારૂ," ફીલીપાએ કહયું "ત્યારે સાંભલ મારા દીકરા, તું ત્હારા બાવાને એમ ના કેહતો કે આએ મોટા ઘેરમાં તેં મ્હને જતી જોઇ, અને તું બાવાને રસ્તોબી અહીંનો કદી ના બતાવતો, મ્હારો ડાહયો દીકરો."

"અને જો તુને ત્હારા બાવા કંઈ વધારે પુછે તો કહેજે કે તાહરા માય મારકવીસ ઓવ અલતમારાના ઘરની સામેનાં ઘરમાં ગયા હતા". એડરીઅને હવે રોબર્ટને જુઠુ શીખવ્યું "શું કહેશે ?"

"મારકવીસ ઓવ અલતમારાના ઘરની સામેના ઘરમાં." રોબર્ટે કહયું.

"શાબાસ" એડરીઅને તેને એક કીસ લેતાં વધારે સમજાવ્યું "અને જો નામ પુછે તો કહેજે કે તે ઘર ડાકટર ત્રેસપેલોનું હતું."

"ડોકટર ત્રેસપેલોનું ઘર, અને મારકવીસ ઓવ અલતમારાના ઘરની સામે, એટલું યાદ રહેશેની ?" ફીલીપાએ રોબર્ટને સવાલ કીધો.

"હા, માયજી, યાદ રહેશે."

અને તે માદર પોતે જે દગલબાઝીનું શીક્ષણ તેના બેટાએ લીધું હતું તેનાથી ખુશી થઇ!

"મહને તો લાગેછ કે હવે જ્યારે એ એટલો ખધો આતુર છે તો ત્યારે એને આતુરતાથી અર્ધો મારીજ નાંખીએ." બદમાશ એડરીઅને કહયું. "આવ ફીલીપા, છોકરાને લઇને પાછી ઉપર આવ, અને છેક સહવાર પડયા પછી હું તુને મોકલવા માંગુંછ, એવી રીતે મોકલશ કે સંસારો કોઇને જશેબી નહી."

* * *

પેલી તરફ રાહ જોઈ જોઇને ઠાકી ગયલો લુપો હવે શહેરમાં શોરોગુલ મચાવવાપર આમદા થઇને જેવો ઝુંપડીની બાહર નીકલ્યો કે સામેથી તેણે પોતાની ભારજા અને બેટાને સાથેજ આવતાં જોયાં.

"તેં બહુ મોટી ભુલ કીધી કે બચ્ચાંને અમારી પુઠે મોકલ્યો" ફીલીપાએ ધણીનેજ ઉલટો દમ ભરાવી દીધો. "એતો ત્યાં આવીને મહને બોલાવવા લાગ્યો અને બધાએ જાણ્યું. ખયર, હવે આખી રાત મહને અને એને ત્યાંજ રહેવું પડયું."

"પણ તમે બેઉ હતાં કયાં ?" લુપોએ જીવમાં જીવ લાવીને હવે શાંતીથી સવાલ કીધો.

"મારકવીસ ઓવ અલતમારાના ઘરની સામેના ઘરમાં ડાકટર ત્રેસપેલોને ત્યાં" રોબર્ટે શીખવ્યા મુજબનું બાપ બોલે તે અગાઉ પોતેજ ચંચલાઈ બતલાવવા ભણાવેલા પોપટની મીસાલ કહી દીધું.

"ડોકટર ત્રેસપેલો ?" યાદ કરીને લુપો બોલ્યો "તે તો ભલા ને નેક સરજન એડરીઅનનો ભાઈ થાય કેમ ? તેને ત્હારૂં શું કામ પડયું ?"

"સરજન એડરીઅન ભલો છે, પણ ડોકટર ત્રેસપેલો કયાં ભલો છે?" ફીતરતી ફીલીપાએ ફીતુર ચલાવ્યા "એને ત્યાં કોઈ મોટો અમીર બીમાર પડેલો છે, તે અમીરને મરતો બચાવવા, તેના દીલમાં નવું લહુ આમેઝ કરવા ડોકટર ત્રેસપેલોએ મહારા હાથમાંથી મહારા દીલમાંનુ લહુ લીધું, અને મ્હારૂ લહુ લેવાના બદલામાં તેણે મહને આએ પચાસ સોના-મોહોર આપીછ."

"આએ તો ઝુલ્મની વાત થઈ!" લુપો પુકારી ઉઠયો. "સીપાહો આવીને મુફ્લીસના ઘરની ઔરતને લઇ જાય, અને ડોકટર ત્રેસપેલો પૈસાને ખાતીર મુફ્લીસના જાનની કીંમત નહી ગણીને તેનું લોહી કાઢી લે એ ખચ્ચીતજ ઝુલમની વાત થઇ! મગર, ફીલીપા, તેં કાંય પૈસાની લાલુચ કીધી? આએ પચાસ સોના મોહરને ખાતીર તાહરા હીરા જેવા બદનનું જવાન અને જોશદાર લોહી તેં આપ્યું?"

"મહારા વહાલા ધણી, તમે મને અપમાન કરોછ." હવે ફીલીપાએ નેણ ફેરવીને તોબી ફીતુર ચલાવીને કહયું "મેં ગમે તેટલું ના કહયું, છતાંબી મહારૂં લોહી ડોકટર ત્રેસપેલોએ લીધું—"

"ફીલીપા, ફીલીપા," તે મુફ્લીસ માછીમાર ઉશકેરાઈ જઇને વચે બોલ્યો "અગર, જો તું મહારી આંખોની સામે ભુકે મરતે—અગર આપણો બેટો રોબરટ રોટીના એક લુકમાને વાસતે ટવલતે—તમે બેઉ મહારી નઝરો નઝર ભુકમરાથી મરણ પામતે—તો હું તેને બલુ માનતે, અને તમારી સાથે હું પોતેબી મહારો જાન કાઢી નાંખીને મરતે, પણ આએ સોના-મોહર મને પસંદ નથી—નથી. તું બુલબુલ સરીખી મહારી વહાલી મોહરદારનું લહુ લઇને એ સોનામોહર આપવામાં આવીછ તો એ પઇસા આપણુને હરામ છે. તહારે એ પઇસા લેવાજ નહી હતા."

"મેં તો નહી લીધા, પણ ડોકટર ત્રેસપેલોએ ઝોર ઝુલમથી મહને એ મોહર આપી, અને મહારૂ લોહીબી તેણે ઝુલમથી કાઢવા દેવાની ફરઝ પાડી."

"ડોકટર ત્રેસપેલોએ ઝેર ઝુલમથી તાહરૂ લોહી કાઢવા દેવાની તુને ફરઝ પાડી, તો હું ડોકટર ત્રેસપેલાનો જાન તેના શરીરમાંથી નીકલી જાય એવું કરવાની તેને ફરઝ પાડીશ" તે માછીમાર હવે પોતાની બારજાના થોડાસા લોહી ખાતીર એકદમ ગુસ્સે થઇને બોલ્યો. તે ઘણો ઉશકેરાઈ ગયો હતો—તેના કપાલની નસો બોલતી વખતે એટલી બધી તો ખેંચાઇને ફુલી આવી કે જાણે હમણાજ ફાટી જતી હોય, અને તેનો ખુબસુરત ચહેરો કાળો મારી ગયો "ફીલીપા, ફીલીપા, તહારે લીધે, તહારે લીધે, હું એ ડોકટર ત્રેસપેલોનું ખુન કરશ, હું આએ ઠેલી સાથે જાઉંછ, અને તેની સોનામોહર તેનાજ પગ આગલ પટકી દઉંછ, અને ઝબરદસ્તીથી તહારૂ લોહી કાઢી લેનાર તે બદમાશ ડોકટર ત્રેસપેલોનુ ખુન કરૂંછ."

અને એટલું બોલીને માછીમાર લુપો સોનામોહરની પેસી ઠેલી ઉઠાવીને અતીશય ઉશ-કેરાયલો પોતાની ઝુંપડીમાંથી બહાર પડયો, અને બહાર પડતી વખતે તેણે પોતાની કમરબંદમાં એક તેઝ છુરી છુપાવી લીધી!!

---

# પ્રકરણ ૬ ઠું.

## રાજ્યગાદીનો લોભી ડ્યુક!

લુપો પોતાને મલેલી ઉશકેરણીથી ડોકટર ત્રેસપેલોનું ખુન કરવા ઝુંપડીની બહાર તો નીકલ્યો, પણ થોડુંક ચાલ્યા બાદ તેને સારે નસીબે બીજા માછીમારો મલી ગયા, જેમણે ઉશ્કેરાયલા લુપોને પુછ્યું. લુપોએ તેઓને પોતે ડોકટર ત્રેસપેલોનું ખુન કરવા માંગતો હતો તે ગુસ્સામાં અને ગુસ્સામાંજ કહયું-જેથી, તે ભલા માછીમારોએ જવાન લુપોને પટાવ્યો, તેને ખુનના કામથી બાઝ આવવા સમજાવ્યો, અને ઠંડો પાડીને તેને તેની ઝુંપડીમાં પાછો લઇ ગયા.

લુપો, તેથી, ખુન કરી શકયો તો નહીજ; પણ, તેની શીતરતી અઉરતે અને પ્રપંચીઓની જાલમાં ફસેલા તેના બચ્ચાએ જે જુઠી વાત તેની આગલ કહી હતી અને તેથી લુપોને જે ઉશકેરણી થઈ હતી તે માટે પાછલથી આ નીરદોશ ભલા માછીમાર જવાનને કેટલું બધું દુખ ખમવાનું હતું તેનો ખ્યાલ લઇને, હવે આપણે રાજાનાં મહેલમાં પાછાં ફરીશું.

માછીમારની ભારજા શીલીપા અને તેના બેટા રોબર્ટને તેમની ઝુંપડીએ મોકલાવ્યા બાદ સરજન એડરીઅન રાજાની પાસેજ બેસી રહયો. અને તેમ તે બેઠો કે થોડો વખ્ત ગયા પછી લગભગ પાંત્રીસેક વરસની એક દમામદાર દેખાવની બાનુ તે ઓરડામાં દાખલ થઈ અને રાજા રોબરટના બીછાનાપર વાંકી વળી અને રાજાને ઉંઘતો જોઈ તથા તેના ચહેરાપર સારો ફેરફાર થયલો નીહાળીને તે ખુશ થઇ.

તે નેપલસની રાણી સાનસીઆ હતી.

"નામવર રાણીજી." એડરીઅને ઉઠીને તે બાનુને ઇઝઝત આપતા નમી નમીને જણાવ્યું.

"સીનોર એડરીઅન, આપે મ્હને જે ખુશખબરી આપી છે તે માટે હું આપની નેહાયત અહેશાનમંદ છું" રાણીએ ખુશાલીભરી ચશ્મોથી કહયું "આપે કહયું હતું કે રાજાને બચાવી શકાશે, અને તે વચન ત્હમો પાળી શકયા છો એ ખરેજ આપને શાબાશી અપાવનારી બીના છે."

"મેં ત્હમને કહયું હતું કે ગઇ રાત નામવર રાજા આગળ મ્હને અકેલોજ છોડવો. હું કાંઇ તેવણને માટે ઠીકજ કરનાર હતો, તો જુઓ તેનું પરીણામ." એડરીઅન ઉકમાઇથી બોલ્યો "મ્હારા કામમાં કોઇ દખલ નહીં મારે અને મ્હને મ્હારૂં સુજ્યું કરવા દે તો હું મ્હારૂ વચન પાર ઉતારવા વગર રહું નહીં એવો માણસ છું."

"મહેલમાંનાં બીજા અહસ્થોએ રાજાની સાથે આખી રાત આપને રહેવા દેવા માટે મ્હારી સાથે ગુસ્સો કર્યો." રાણીએ કહયું "પણ નહીં, સીનોર એડરીઅન, મ્હને ત્હમારી ઉપર પુરતો વીશવાસ હતો; અને હવેજ હું જોઇ શકુંછ કે ત્હમોએ એક આખી રાત અકેલા રહીને રાજાની તબીયતમાં ઘણો સારો સુધારો કીધોછ—એવણુ નામદારના ચહેરા ઉપર એકજ રાતમાં જાણે નવું લોહી આવ્યુંછ!"

"હાજી" એડરીઅને કહયું "મ્હને મહારી હુશયારી કોઇબી બીજા મહેલમાંનાં આદમીને

બતાવવાની નહીંજ હતી, જેથી મેં આપની એવી જાતની રજા માંગી, અને મ્હારા સાહસ કર્મથી આપ સંતોષ પામ્યાં છો તે જાણીને ઘણો ખુશી છું, નામદાર રાણી."

"અને ત્યારે મને આપ કહેશો કે આપે એવું તે શું કર્યું જેથી નામવર રાજા મઉતમાંથી બચ્યા અને આવી શાંતી ભરેલી ઉંઘ કાઢવા સાથે તેવણના ચહેરા ઉપર સુરખી છવાઈ રહી ?" રાણીએ પુછ્યું.

"જી એ મ્હારો એક ભેદ છે." તુરત એડરીઅને જવાબમાં જણાવ્યું "અને આપ નામવરનેબી એ ભેદ હું કહી શકતો નથી તેથી મહને માફ કરશો એવી આશા છે."

"કાંઇ હરકત નથી" રાણીએ સ્હેજ હસ્તાં કહ્યું "મ્હારા નામવર શઓહરની તબીઅત સુધરી એજ મહારે મન તમામ સુખ મલ્યું, મને તમારા ધંધાના ભેદને મેલવવા નહીં મેલવવાથી કોઈ ફાયદો નથી થવાનો; લેકીન, રાજાને આવી ખરાબ હાલતમાંથી સારી હાલતમાં લાવવા માટે હું આપની ફરીથી અહેશાનમંદ થઇ આપને માટે કાંઈ કરવા ઘણી રાઝી થઈશ સીનોર એડરીઅન, આજથી આપ મહેલમાં ફીઝીશયન-જેનરલના હોદાપર બહરશો."

"બડી મહેરબાની, નામવર રાંણી સાહેબા." છાતીએ હાથ દઈ દઇને નમી નમીને એડરીઅને કહ્યું.

રાણી ત્યાંથી હસ્તે ચહેરે વીદાય થઈ. અને તેણે આખા મહેલમાં તુરતજ વાત ફયલાવી દીધી કે સરજન એડરીઅન આજથી ફીઝીશીયન-જેનરલ બન્યો હતો—રાજાને લગતા બીજા તબીબોએ એડરીઅન તેમના ઉપર થયો હતો તેથી અદેખાઇ તો કીધી, જ્યારે તેઓએ રાજા રોબર્ટમાં બહુ મોટો ફેરફાર થયલો જોયો ત્યારે તેઓ એડરીઅનના કામને વખાણવા લાગ્યા.

દશ વાગતાને શુમારે રાજા ખાબથી બીદાર થયો; તે હવે બોલી શકતો હતો અને તેની આંખોમાંથી મઉતનો છાપ દુર થયો હતો. એડરીઅને રાજાને હાલમાં કોઇનીબી સાથે વાત કરવા દીધી નહીં, તેને શાંત રહેવા કહ્યું, તેને થોડોક હલકો ખુરાક આપ્યો, અને એવી એક દવા દોહવીને પીવડાવી કે રાજા ફરીથી ખાબના હાથોમાં ગીરફતાર થઇને ભર ઉંઘમાં પડયો.

તે દીવસ પસાર થયો, અને રાતના સાત વાગતાને આશરે જ્યારે રાજા પાછા બીદાર થયા ત્યારે એડરીઅને તેમની સાથે થોડીક ગુફતેગો કીધી અને તે પછી તેમને મલવા આવનારાંઓને એકેક પછી દાખલ કીધા—મલવા આવનારાઓમાં ચારલ્સ-ડયુક ઓવ ડુરા-જે રાજા રોબર્ટનો ભત્રીજો થતો હતો તેબી હતો, અને તે પહેલા રાજાની મુલાકાતે ગયો.

ચારલ્સ તો રાજાની તબીયત ઘણી સુધરેલી જોઇને મનમાં જલી ગયો, કારણ કે તે માનતો કે રાજા જો હમણાં મઉતને કરીબ થાય તો શાહઝાદી જોના મોટી થઇને રાજ્યગાદી લે તેટલાં તો તે પોતે રાજ્યગાદી મેલવી લે!

ચારલ્સ, રાજાને મળવા આવ્યો, તો તેજ વખતે નર્સ પોતાના હાથમાં શાહઝાદી જોનાને લઇને આવી લાગી! ચારલ્સ તો તેને જોઇને મનમાં બડબડવા લાગ્યો કે ક્યારે તે બાળ-શાહઝાદી મરી જાય કે રાજ્ય તેને પોતાને મળે! પણ, રાજા રોબર્ટ તે બાળકીને જોઇને ઘણો ખુશ થયો, અને પોતાની પછી રાજ્ય મેળવનાર તે બાળ-શાહઝાદીના કપાળપર તેણે એક બોસો લીધો.

ઉલટાસુલટી વીચારના તે બે સગાઓ એકમેકને મલ્યા, અને ચારલ્સે રીતુર કરીને સમજાવ્યું કે રાજાને સારા થતા જોઇને તે પોતે ઘણોજ ખુશી થયો હતો!–પણ, પચાસની ભરતીમાં ગયલો રોબરટ તેના વીચારો ઘણી સ્હેલાઇથી વાંચી શક્યો! રાજા રોબરટ સમજ્યો કે ચારલ્સના શબ્દો જુદા હતા અને દીલમાં કાંઇ જુદુંજ હતું!!

આખરે, રાજાને મલવાની અને તેના હાથને ચુમવાની ક્રીયા પુરી થઈ ગઈ કે થોડોક બીજો હલકો ખુરાક રાજાને એડરીઅને આપ્યો, તેને કેફની દવા થોડે વખતે ફરીથી પાઇ, અને રાજા ફરીથી ઉંઘમાં પડયો.

સરજન એડરીઅન હવે પોતાના ઓરડામાં જઇને બેઠો. તેટલાં એક નઉકરે આવીને તેના હાથમાં એક ચીઠી આપી. તે ચીઠી ખોલીને એડરીઅને વાંચી અને તે મનમાં બોલ્યો "મરી ગયો!–અને એટલો બધી જલદી!" અને તેટલું બોલીને તેણે પાછું ફરીને જોયું તો નઉકર દુરથી ઉભેલો હતો. ફીઝીશ્યન–જેનેરલ એડરીઅને તે નઉકરની આગલ જઇને હલવેથી કહયું "આ ચીઠી લાવનાર માણસને કહે કે હું એક કલાકમાં ઘરે પાછો ફરીશ."

તે નઉકર નમીને ગયો, કે એડરીઅને રાણી સાહેબાને અને એક બીજા તબીબને તેડાવીને કહયું કે તેઓએ રાજાની પાસે રહેવું અને તે પોતે હવે સહવારનાબી આવશે તો કોઇ હરકત રાજાને પહોંચવાની નથીજ.

એડરીઅન રાણીની રજા લઇને ઉતાવલે મહેલ છોડીને જવા ગયો, તેટલાં મહેલને નાકેના ઓરડા આગલ તેનો હાથ કોઇએ પકડીને કહયું "સીનોર એડરીઅન, હું આપ સાથે વાત કરવા માંગુછ."

"હું હાલમાં વાત કરવાની હાલતમાં નથી, ડયુક ઓવ ડુરા નામવર." ઘરપચમાં તે ફીઝીશ્યન–જેનરલે કહયું "મને ઘણા અગત્યના કામસર જવાનું છે, અને બહુ કામ છે."

"તહમે એક મીનીટ મ્હારી વાત સાંભળી લો." ચારલ્સ ડયુક ઓવ ડુરાએ માંગણી કીધી, અને તે બઝીદ થયો.

"ઠીક તો બોલી દેઓ, કાંઇ ખાનગી હશે તોબી કોઈ આજુબાજુ નથી–આપ બોલો, જલદી બોલો."

"તહમે તો જાણોછ કે રાજાએ પોતાની પછી રાજ્ય વારેસ તરીકે શાહઝાદી જેનાને પસંદ કીધી છે." ચારસલ ડયુક ઓવ ડુરાએ ધીમેથી કહયું "અને જો શાહઝાદી મોટી થાય તે અગાઉ કોઈ તક મહને મલે તો એ નનનીસી બચ્ચીના હકને તો હું મ્હારા મદદગારોની મદદથી કયાંનો કયાં ઉડારીબી મુકું."

"એટલે?" એડરીઅને ડયુક ઓવ ડુરાનો હાથ પકડી લેતાં સવાલ કીધો.

"એટલે એજ કે રાજા રોબરટ જો હમણાં મરી જાય તો મહને મંજાહ પડી જાય!" ચારલ્સે કહયું "મેં સાંભલ્યું કે રાજા મઉતને કરીબ હતા, અને તહમે કોઇ એવી હુશયારી વાપરી જેથી તેવણ જીવ્યા અને તહમે ફીજીશયન–જેનરલ થયા–સાંભલો એડરીઅન, અગર જો તહમે હજુબી રાજાને કોઈ એવી દવા આપો કે જેથી તે આસ્તે આસ્તે નબલા પડીને થોડાજ દીવસમાં મરી જાય તો હું તહમને મહને રાજ્યગાદી મલતાંજ ઘણોજ મોટો હોદો

આપીશ અને તહમને નવાઝીને માલામાલ કરીશ."

"તહમોએ મ્હારી ખાસીહતને સમજવામાં ભુલ કીધી છે, ડ્યુક." એડરીઅને ગુસ્સાની કરચલી ચઢાવીને કહયું "હું તહમારા ખુની વીચારને કદીબી ટેકો આપનાર નથી, અને રાજા નામવરને ઝહેર આપીને હું કદીબી મારનાર નથી."

"બસ, બસ, રહેવા દેવ હવે એ તહમારી લાહેરી, સીનોર એડરીઅન" ચારલ્સે ચેષ્ટા કરીને કહયું. "ત્હમારી ખાસીહત હું જાણી ચુકોછ, ત્હમે હજુણુબી મ્હારૂં માનો અને મ્હને રાજ્યગાદી આપવામાં શામીલ થાઓ તો હું રાજા થઇશ અને ત્હમે મ્હારેથીજ માત્ર ઉતરતા આખા નેપલ્સમાં રહેશો."

"ત્હમારી ખ્વાહીશને હું માન આપતો નથી, અને ત્હમને રાજા કરવામાં હું શામીલ થતો નથી." એડરીઅને કહયું, અને પછી તેણે ચાલવા માંડયું.

ડયુક ઓવ ડુરાએ તેનો હાથ ખેંચીને કહયું "હમણાની આપણી વાતચીતે આપણ એને દુશમન બનાવ્યા છે. મગર, યાદ રાખજે કે અગર મહારાપર તહોમત મુકવાની અને રાજાની આગળ ડાહયો બનીને મ્હારી વાત કહી દેવાની તેં સરકશી કીધીછ, તો હું તો સાફ જુઠ તું બોલેછ એમ કહીને કોઇબી રવેશે છુટી જવશ-પણ, તુને હું જાનથી મારી નખાવશ. આપણી વાત કોઇએબી સાંભલી નથી, સીવા કે હું અને તું આ વાતને—"

"નામવર ડયુક, વલી પાછી ત્હમે ભુલ કરોછ!" તે ફીઝીસ્યન-જેનરલે કહયું "આપણી વાત એક અઉરતે સાંભલેલી છે!"

"કઉણ છે? કયાં છે?" ડયુકે તઅજજુબ પામીને ઝડપથી પુછયું.

તે સાંભલીને એડરીઅને ચારલ્સનો હાથ પકડીને તેને સંગેમરમરના દાદર આગલ લઇ જતાં કહયું "જુઓ, નામવર, આએ રહી તે અઉરત."

ત્યાં, એડરીઅનના ઘર જવાના રસ્તામાં, દાદરના એક ખુણામાં ફીલીપા-ભલા માછીમાર લુપોની ફીતરતી બારજા ફીલીપા-અંધારામાં ઉભેલી હતી, અને ફીઝીસ્યન-જેનરલે તેને સાદ મારીને કહયું "ફીલીપા!"

"જી" ફીલીપા બોલી.

અને તાબરતોબ-ડયુક ઓવ ડુરા-ચારલ્સ અજાયબીથી બોલી પડયો "એની શું મતલબ?"

"એની મતલબ એ કે તહમોએ નામવર રાજા રોબરટનું ખુન કરાવવા માંગ્યું, અને તે ખુન નહીં કરવા માટે ફીઝીશયન-જેનરલનેબી ધમકી આપી તે સઘળી વાત મેં સાંભળી છે." ફીતરતી ફીલીપા પોતાના બદમાશ આશકથી રફતા રફતા હીમતવાન બની જતી તેઝીમાં બોલી "લેકીન બીહશો નહીં, હું એ વાત ચોથા આદમીને કહીશ નહીં, કારણ કે તહમે આએ મહેલમાંના એક શકતીવાન આણસ છો-અને કોઇ વેલા કોઈ કામમાં તહમારી શકતી મહારે કામબી આવી જાય!"

"ઘણુંજ મોટા ડહાપણની વાત કીધી ફીલીપા." ફીઝીશયન-જેનરલ એડરીઅને કહયું "મહારા નામવર ડયુક, તહમારો ભેદ અમો બેઉ છુપોજ રાખશું, કદીબી આજની વાત અમો બેઉ કોઇનીબી આગળ નહીંજ કહીશું-મગર, યાદ રાખજે કે કોઈ દીવસે તહમો જો

રમાનને આજના દીવસ માટે અમને ઇનામથી નવાઝવા પડશે."

એટલું બોલીને પ્રીઝીશયન જેનરલ એડરીઅન ફીતરતી ફીલીપાનું પાંખડું પકડીને ત્યાંથી ચાલતો થયો, અને ડ્યુક ઓવ ડુરા ચારલ્સ પોતાની અજાયબીમાં ગોયા ગાફેલ ત્યાંનો ત્યાંજ તેણે આ શું આંટો બારી દીધો હતો તેના ખ્યાલમાં સ્તમ્ભ ઉભોજ રહયો.

થોડોજ વખ્ત તે એમ થંભ ઉભો, પછી તેણે પોતાના હાથ પર હાથ માર્યો, જીભ કરડી, અને કેવો ખરાબ ધ્રોંટાલો તેનાથી થઈ ગયો હતો તેપર અફસોસ કરતો તે એમથી તેમ આંટા લેવા લાગ્યો, અને પછી તેણે વીચાર કીધો કે દાદરપર એકાએક એ નવી બલા કઉણુ ફુટી નીકલીને ઉભી હતી!—તે પોતે તે અઉરત માટે ઘણો તઅજ્જુબ થયો, અને થોડીક મીનીટ પછી તેથી ત્યાંથી ચાલી ગયો.

---

## પ્રકરણ ૭ મું.

### ડોકટર ત્રેસપેલોનું ખુન! માછીમાર લુપોની ધરપકડ!!

---

તે બેઉ પાપીઓ રાજાના મહેલનો બાગીચો છોડીને રસ્તાપર ગયા પછી વાત કરવા લાગ્યા. "એમ કેમ બન્યું વ્હાલી ફીલીપા, કે તું આએ વખતે ત્યાં આવી લાગી? ડ્યુક સાથે વાત કરતાં કરતાં એકાએક મહારી નઝર તહારીપર પડી જે વખતે તહારા ચહેરાપર બતીનો ઉજાલો પડ્યો હતો. મેં તુને ઓલખી લીધી, અને જોયું કે ડ્યુક તહારી તરફ પીઠ હોવાથી અને તું પછી અંધારા કોણામાં જઇને ઉભી રહેવાથી તુને અમારી વાતમાં સાક્ષી રાખી લેવી ઠીક થઈ પડશે. અમારી વાત ખલાસ થઈ કે મેં ત્હારું નામ લઇ લીધું અને ડ્યુકને સંકજામાં લીધો. હવે તું મને સમજાવ કે તું ત્યાં કેમ આવી લાગી?"

"થયું એમ કે આજે સ્હવારના ઝુંપડીમાં ગયા બાદ લુપોને, ડોકટર ત્રેસપેલો વીશે જે તહમે મહને અને મહારા રેબરટને કહયું હતું તે મરીમસાલા સાથે અમે જણાવ્યું! લુપો તો ડોકટરનું ખુન કરવા જાઉં છ કરીને એક છુરી તથા પેલી કેલી લઇને બહાર પડ્યો, લેકીન બીજા માછીમારોએ તેને અટકાવ્યો—"

"ત્યારે શું બીજા માછીમારોએબી જાણ્યું ખરૂં કે લુપો છુરી લઇને ડોકટર ત્રેસપેલોનું ખુન કરવા જવા માંગતો હતો?" એડરીઅને ફીલીપાની વાતમાં વચ્ચે પડીને પુછ્યું, કારણ કે તે બદમાશને કાંઈ યાદ આવી ગઈ.

"હાસ્તો, તેઓએ જાણ્યું અને તેથીજ તેઓએ લુપોને તેમ કરતો અટકાવ્યો અને શાંત પાડીને પાછો ઝુંપડીમાં લઈ આવ્યા" ફીલીપાએ ચલાવ્યું "ઝુંપડીમાં આવ્યા પછી લુપો આખો દીવસ આજે માછલી પકડવા ગયોજ નહી. અને મહને સ્હાંજ સુધી તું પ્યારાને એકવારબી મલવા આવવાની ટક મલીજ નહીં. છેક સ્હાંજના તે બહાર ગયો, અને હું બી બાહાણું કાઢીને ઝુંપડીથી નીકલી. ઝુંપડીથી નીકલીને હું તહમારા ઘર તરફ ગઈ. જ્યાં તહમે હતા નહી, અને તહમારી નઉકરડી કાંઇ સોચ કરતી મોટા અંદેશામાં બેઠેલી હતી."

"તે શું ફીકરમાં હતી તેની વાત તેણે તુને નહીં કહી કેમ!" એડરીઅને ઝડપથી કહી દીધું.

"નહીં, પણ, મેં જ્યારે તેને કોઈ મદદની ઝુરૂરત હોય તો મ્હારી મદદ આપવાની ખુશી બતાવી ત્યારે તેણે એક ચીઠી તમારી ઉપર મહેલમાં લાવવા મને કહયું." ફીલીપાએ ચલાવ્યું "મેં હા પાડી, અને તમારી નઉકરડીએ એક ચીઠી લખીને મને આપી. તેણે મને કોણ છું અને કોણ નહીં તેટલું પુછવાનુંબી ભાન રાખ્યું નહીં, અને ઘણી ગમમાં તે હોવાના સબબથી અને તમને કોઇ વાતથી વાકેફ કરવાના સબબથી તેણે ઓલખાણ પીછાણ વગર મને ચીઠી આપી અને કહયું કે રાજાના મહેલમાં તમને તે આપવાની જરા મહેરબાની કરવી. હું તે ચીઠી લઇને મહેલમાં આવી, એક માણુસ પાસે તે મોકલાવી, અને તેજ માણુસથી જ્યારે મેં જવાબ જાણ્યો કે તમે થોડાજ વખતમાં ઘરે આવનાર છો ત્યારે તમારી સાથે અહીંજ મુલાકાત કરી લેવાના વીચારથી હું પાછળને એ દાદરે અંધારામાં છુપાઇને ઉભીજ રહી—અને તે પછીથી તો શું થયું તે વાતની તમને ખબર છે, પ્યારા."

"સારૂંજ થયું કે તું ત્યાં રહી. કેમજે ચારલ્સ અને મ્હારી વચ્ચે થયલી વાતચીતની તું સાક્ષી બની!" એડરીઅને કહયું "એ ડયુક હવે આપણાં હાથમાં છે એની મુંડી સપડાયલી છે, અગર જો એ આપણને કોઇ રીતે મદદગાર થવા કદીબી ના પાડશે—તો પછી, તેને ફ્સાવી નાંખતા આપણને કાંઇજ વખત લાગવાનો નથી. રાજા સાજા થતા જાય છે, રાણીએ મહારી પર ખુશી થઇને મહને ફીઝીશયન-જેનરલનો મોટો હોદ્દો આપ્યો છે, અને હવે હું મ્હારા એ વધેલા દરજ્જાથી લાગવગ ચલાવીને તુને મહેલમાં મહાલતી કરશ, અને પછી આપણા એના જેવા સુખી આશક—માશુક કોણ હશે!—હા, પણ ફીલીપા, તું જે ચીઠી મ્હારી નઉકરદી પાસેથી લઇ આવી તે જાણેછ કે શાની ચીઠી હતી?"

"બીલકુલ નહી." ફીલીપાએ જણાવ્યું.

"તો સાંભળ." ફીલીપાનો હાથ પોતાના હાથમાં દાબી દેતાં એડરીઅન બોલ્યો "ત્હારો વર લુપો જે બચ્ચું મને સોંપી ગયો હતો તે ત્હારો બાળ-બેટો મરી ગયો!"

"અને ત્યારે શું તહમારી નઉકરડીએ મ્હારાજ બચ્ચાના મઉતની ખબર તહમને પહોંચાડવાની ચીઠી મને આપી?" ફીલીપાએ પુછયું.

"હા, અને હું ધારૂંછ કે તું તે તહારા છોકરાની લાશ જોવા માંગતી તો નહીંજ હશે, કેમ?"

"ઓ, નહીં નહીં." એક ઠંડુ લખલખું ફીલીપાના શરીરમાંથી પસાર થતાંજ તેણે કાનપર હાથ મુકીને કમકમતાં કહયું.

"અને ત્યારે, તે ત્હારા બાળ-બેટાની લાશને આજેજ રાતના મ્હારા બાગીચામાં છુપાછુપ દાટી દેવી જોઇએ." એડરીઅને કહયું, અને વધારયું "વ્હાલી ફીલીપા, હવે મહારૂં ઘર નઝદીક આવ્યુંછ, હું ધારૂંછ કે હવે તું ત્હારે ઘર સીધાર."

"મ્હારૂં ઘર? ઘર કે જહન્નમ! એડરીઅન, લુપોનું ઘર તો મ્હારે મન જીવતું જહન્નમ છે!" પાપી તે અઉરતે કહયું.

"ધીર ધર, પ્યારી શીલીપા, ધીર ધર. હું તુને એ જીવતા જહન્નમમાંથી જીવતા જન્નતમાં લઇ જવાનીજ કોશીશમાં હવે રહેવશ, અને તું જોશે કે થોડાજ વખ્તમાં તુને મ્હારી આંખની અંદર સમાવેલી મ્હારી પાસેની પાસેજ રાખશ."

અને બદમાશ તે બે હરામ–પ્યારના જીવતા પુતળાંઓ થોડીક મીઠી વાત કર્યા બાદ જુદાં પડયાં. શીલીપા પોતાની ઝુંપડી તરફ ગઈ, અને એડરીઅન પોતાના મકાનમાં.

શીઝીસ્યન–જેનરલ એડરીઅન પોતાના ઘરમાં દાખલ થાય તે અગાઉ દરવાઝો પકડીને તેની નઉકરડી તેની વાટ જોતીજ ઉભી હતી, અને તેણે એડરીઅનને જોતાંજ કહયું "સાહેબ, તમારા ભાઇ ડૉકટર ત્રેસપેલો આવેલા છે અને ઓરડામાં બેઠેલા છે."

"તો શું મ્હારા ભાઇએ પેલા મુએલા છોકરાની લાશ જોઇછ કે?" એરીડઅને ગભરાઈ અકરાઇ જતાં ઝડપથી સવાલ કીધો.

"લાશ જોઈ નથી, પણ તેવણે મરણની ખબર હમણાંજ જાણી છે."

"છોકરાના મરણની ખબર ત્યારે મહારા ભાઈ ડૉકટર ત્રેસપેલોએ જાણી ખરી!" એડરીઅને શીકર કીધી, અને તેણે મનમાં બડબડી લીધું "ઓ, ત્યારે હવે પાટીયાં ગોઠવવા પડશે!"

અને તેટલું બોલીને તે તુરતજ અંદર દાખલ થઇને જ્યાં પોતાનો ભાઇ બેઠેલો હતો ત્યાં ગયો, અને બચ્ચાંના મરણની વાત કાઢતાંજ એડરીઅને શીલીપાના છોકરાને બદલે–પોતાના ભાઇને કોઈ વહેમ નહીં જાય.તેથી—અલતમારાના અમીરનો છોકરો મરણ પામ્યો હતો તેમ જણાવ્યુ!!

"અમીરનો છોકરો બીચારો હતોજ નબલો." શીતુરી એડરીઅને જુઠુ બડાવ્યું "તેથી આંકરૂં આવતાં બીજાજ હુમલામાં તો એ બીચારૂં બચ્ચું મરણબી પામ્યું!"

"હું તુને એ બચ્ચાંનાં સંબંધમાંજ કહેવા આવેલો કે અલતમારાના અમીરે ત્હારે માટે એ બચ્ચાંને ઉછેરવાના બદલામાં એક મોટી રકમ આપવાનું કામ નકકી કીધેલું છે" ભલા ડૉકટર ત્રેસપેલોએ જણાવ્યું "પણ, હવે તો જ્યારે તેનું બચ્ચુંજ મરણ પામ્યુંછ તો નો પછી તેને ઉછેરવાની વાતજ કયાંથી હોય? અફસોસ!—ભાઇ એડરીઅન, સલામ, હું જાઉંછ અને અલતમારાના અમીરને તેનાં બચ્ચાંના મઉતની ખબર આપુંછ."

* * *

તેજ રાતના મધયરાતનો વખત થઈ જવા પછી એક સંત્રીએ કોઈ આદમીની લાશ અલતમારાના અમીરના મહેલને થોડે દુર પડેલી જોઇ!

તે પોતાના બીજા ભાઇબંધ પહેરેદારોને બોલાવી લાવ્યો, અને તેઓએ તપાસ કીધી તો તે લાશ ડૉકટર ત્રેસપેલોની હતી!!

અફસોસ, ભલો ડાકટર ત્રેસપેલો મરણ પામ્યો હતો, તેનું ખુન કરવામાં આવ્યું હતું, અને લાશની આગળ સીપાહો અજાયબીથી જોતા જમાવ થયલા હતા.

ભલા ડૉકટર ત્રેસપેલોની લાશને બાઇઝઝત તે સીપાહો તેના મકાનમાં લઈ ગયા, અને મરહુમના સઘળા નઉકરો પોતાના નેક શેઠનું ખુન થયલું સાંભળીને અને તેની લાશને જોઇને

ગભરાઈ ગયાં.–પોલીસે લાશને તપાસવા માંડી, મરહુમના ભાઈ ફીઝીશ્યન–જેનરલ એડરીઅનને બોલાવી લાવવા એક સીપાહ ગયો, અને મરહુમના જાની મીત્ર અલતમારાના અમીરને તે નાખુશ ખબર કહેવા એક નઉકર દોડયો.

પોલીસની તપાસમાં જણાયું કે ડોકટર ત્રેસપેલોના શરીરપર જે સઘળા દાગીના હતા તેને કોઇએ હાથબી લગાડયો નહીં હતો, અને પછવાડેથી ધશી આવીને કોઈએ ખભાં આગળ એકજ ઘા કરીને મરનારનું ખુન કીધું હતું! ખુની પોતાના હતીઆર સાથેજ ન્હાસી જવા પામ્યો હતો, કેમ જે ખુનવાળી જગ્યા ઉપરથી કોઇબી હતીઆર મલ્યું નહી, અને સઘળાઓએ એકકે મતે કબુલ કીધું કે કોઈએ દુશ્મનાઇથી તે પાપી કામ કીધું હતું.

અલતમારાનો અમીર તે સ્હવારેજ પોતાના મીત્રને મલ્યો હતો. અને તે પછી તેઓની મુલાકાત થઇ નહી હતી; અને અમીર એક બચ્ચાની માફક રડીને પોતાના તે અઝીઝ દોસ્તના ખુનપર વીલાપ કરતો પડયો–તેણે ખરા ખુનીને પકડી લાવે તે આસામીને પાંચસો પીઆસતલ ઇનામ આપવાનું ત્યાંને ત્યાંજ ઝાહેર કીધું.

તે પછી એડરીઅન આવ્યો. તે મોટે મોટે રડીને પોતાના ભાઈની લાશપર પડયો, ઘણા હાય અફસોસના નીસાસા તેણે નાંખ્યા, અને પછી મરહુમ ભાઇને શાંતી મલે તેથી બંદગી કરવા ગુઠન્યે બેસી ગયો!

સ્હવારના મરહુમ ડોકટરનો ધારાશાસ્ત્રી આવ્યો, તેણે બધી ચીઝોનો કબજો કર્યો, અને મરનારના વારેસ તરીકે તેના ભાઇ એડરીઅનને ઝાહેર કીધો–વારેસ થયા પછી તેની આગલ ધારાશાસ્ત્રીએ મરનારની દઉલતનો હીસાબ બતાવ્યો, અને એડરીઅને મનગાંની ખુશાલી સાથે જાણ્યું કે ધારવા કરતાંબી તેના ભાઇની દઉલત ઘણી મોટી હતી, અને હવે તે તમામ તેને પોતાનેજ મલી હતી.

તે પછી ધારાશાસ્ત્રી પોતાનું કાંઇ અગત્યનું કામ કરવા ગયો, અને તેના જવા પછી થોડે વખતે પેલોજ પહોરેદાર જેણે રાતના લાશ પહેલી જોઇ હતી તે આવ્યો, અને બધાઓ આગળ તેણે ઝાહેર કરતાં કહયું "ખુનીને શોધી કાઢવામાં આવ્યો છે, અને તેને કઇદ કરવામાં આવ્યો છે."

"કોણ તે છે?" એડરીઅને ઘણી મોટી આતુરતાથી પુછયું.

"એક માછીમાર, કે જેનું નામ લુપો છે." સીપાહે જણાવ્યું.

"લુપો?" એડરીઅને પુકાર મારતો હોય તેવો આવાઝ કાઢીને અજાયબીની ચશમો કરતાં બુમ પાડી "લુપો! તેને તો હું ઓલખું છ. તે તો ઘણો સારો માણુસ માલમ પડેલો, અને તેણે ખુન કીધું! મેં તેની મુફલીસી ઉપર રહમ કરીને તેને અને તેની અઉરતને કેટલી બધી મદદબી આપેલી, અને તેણે મહારાજ ભાઇનું ખુન કીધું! શું ઝમાનો છે!"

"મ્હને આજે સહવારના પહોરમાં લુપોની ખબર મલી, જેણે ગઈ કાલે પોતાના કેટલાક માછીમાર ભાઇબંધો આગલ બલા ડોકટર ત્રેસપેલોનું ખુન કરવાની વાત કીધી હતી." સીપાહે કહયું.

"ઓ, જો તેમજ હોય તો ત્યારે તેણેજ ખુન કીધેલું" એડરીઅને અફસોસ કરતાં

કહયું "અરે, એ લુપોને શું સુજ્યું કે તેણે મ્હારા ભલા નેક ભાઇને માર્યો! એ મુફલીસ છતાં મ્હારા મીત્ર જેવો હતો, અને એની અઉરત કેટલી બધી ભલી.—લુપોએ મ્હારા ભાઇને માર્યોછ તો હું તેને સઝા પામવા દેવશ, પણ એ મુફલીસની બઇરી અને બેટાને પાળવાની તો ફર્ઝ મ્હારેજ માથે આવી પડી! લુપોના દુર થવાથી એ બેઉ બીચારાં દુન્યામાં ફસી પડશે, તેથી દયાને ખાતીર મ્હારે તેની અઉરત ફીલીપા અને તેના બેટા રોબરટને પાળવા પોશવા જોઇશે."

તે ફીતુરીએ એવાં તો ચરત ચલાવ્યાં કે જાણે ખરેખરોજ મુફલીસો તરફ દયાથી દાઝી ગયો હોય!—અને, તેના દયાળુ દીલની વળી આજુબાજુ ઉભેલાંઓએ વખાણબી કીધી!

## પ્રકરણ ૮ મું.

### કઇદખાનામાંથી રીહાઈ!

જોકે તે સ્હવાર ચલકતી અને ખુશનુમાં હતી, અને સુંદર નેપલ્સપર ખુરશીદ પોતાના તેજસ્વી કીરણો ચમકાવતો હતો, તોબી તે કઇદખાનામાં ઝઝકળાં કરતાંબી વધારે અંધારૂં હતું જ્યાં કમનસીબ માછીમાર લુપો ગીરફતાર બેઠેલો હતો.

તે પત્થરના એક બાંકડાપર ગુંથણપર કોણી મુકીને હાથોમાં માથું પકડીને બેઠેલો હતો, અને ભયંકાર અંદેશામાં નીસાસાપર નીસાસા ખેંચતો હતો,—એકાએક કઇદખાનાના ઓરડા આગલ કોઇના પગલાં આવતાં તેણે સાંભળ્યાં, દરવાઝાનો ભારી અડગરો ખરચો, કોટડીમાં ફાનુસનો ઉજાલો પડયો, અને બીજી પળે તેની અઉરત અને બેટો અંદર દાખલ થયાં. સાથે આવેલો દારોગો દરવાઝો બંધ કરીને ગયો, અને તે ભોલા માછીમારે ઉઠીને પોતાની ભારજાને છાતીએ દાબી દીધી, પછી બેટાને દાબ્યો, અને તે વખતે નવધાર આંસુનાં રેલા તેની આંખોથી વહી જતા હતા, અને સીનામાંથી ડચકાંપર ડચકાં નીકલતાં રહયાં.

તે ફીતરતી ભારજા જો કે ચંડાલ એડરીઅનની સમજાવટથી ત્યાં ફીતુરના શબ્દો બોલવા આવી હતી, તોબી તેણે જ્યારે લુપોને આવા દુખથી રડતો જોયો ત્યારે તે સંગદીલની છાતીબી પીગલી ગઇ અને તેની સખત હીમત આંસું બનીને થોડોક વખત સુધી ઝમીનપર વહી ગઇ, મગર એક થોડોજ વખત, કેમજે તુરતજ તેણે પોતાની ભવીષ્યની મઉજ, મજાહ, અયશ ઈશરતને યાદ કીધી, અને તેના આંસું તેથી સુકાઇ ગયાં!

રોબરટનેબી તેની કમઝાત માદરે એવું શીખવ્યું કે તેનો બાપ ખરો ખુની હતો, અને તેવી સમજાવટથી તે ફીતરતી ઔરતે પોતાના નાદાન બચ્ચાંને પોતાના ભોલા-ભાલા શઓહર સામે સખ્ત દીલ બનાવ્યો હતો. મગર, બચ્ચું તે બચ્ચું, તે તો બાપને રડતો જોઇને પોતેબી ડચકાં ખાઇ ખાઇને રડવા લાગ્યો.

"ફીલીપા." એક લાંબી ચુપકીદી પછી લુપો બોલ્યો "જે ગુન્હાનું તહોમત મ્હારી ઉપર મુકવામાં આવ્યું છે તે માટે હું ખરેખરજ ગુન્હાગાર છું તેમ તું માનેછ કે, પ્યારી ઔરત?"

" ઓ મ્હારા વ્હાલા ધણી." ફીતરતી ફીલીપા ફીતુર કરીને બોલી "ત્હારો પ્યાર કેટલો બધો અથાક મ્હારી તરફ હતો તે મ્હને ખબર છે, અને તેથી તે પ્યારને ખાતીર કદાચ—"

મગર, તેના શબ્દોની વચ્ચે બોલીને લુપોએ પુછયું " ત્યારે શું તું એમ માનેછ કે મેં ડોકટર ત્રેસપેલોનું ખુન કીધુંછ? ત્હારા શબ્દોજ તે બતાવેછ" અને એક મોટા હાય નીસાસા સાથે જલી જતી છાતીએ ઢબ દઇને બાંકડાપર તે કમનસીબ માછીમાર બેસી ગયો.

" ઓ, મ્હારા વ્હાલા ધણી. તું મ્હને એ સવાલ માટે ત્યારે દબાણુજ શું કરવા કરેછ?" ફીલીપા બોલી " હું ત્હારા પ્યારથી શું વાકેફ નથી? ઓ, તે પ્યાર, હવે કયારે શાંતી સાથ મલશે?" અને અમથું અમથું તે જરા રડી!

" ઓ પાક ખુદા, આએ મ્હારી ઓરત મ્હારા બોલવાની સચ્ચાઇ માનતી નથી" લુપો ચશ્મો ઉંચકીને પાક ખુદાને કહેતો દુખ અને ગુસ્સાના ભેલથી બોલ્યો " શું, ફીલીપા, પ્યારી ફીલીપા, એટલા થોડાજ વખતમાં તું મ્હારા સખુનની સચ્ચાઈ તરફ વીશવાસ વગરની બની ગઇ? આપણે પરણ્યા તેને આજે સાત વરસોની મુદત ગુઝરી ગઈ, પણ આજના દીવસ અગાઉ તું કદીબી મ્હારા શબ્દો તરફ અવીશવાસુ બની નહીંજ હતી."

" એમ ના બોલો, મ્હારા ધણી, એમ ના બોલો." ફીલીપાએ ફીતુરથી લુપોના ચહેરા પર હાથ ફેરવીને કહયું " હવે તો આપણુને જે કામ કરવાનું છે તે તે એટલુંજ કે એવી ઝબાની મેળવવી કે જેથી પુરવાર થઇ શકે કે તેં ખુન નથી કીધું."

" મેં ખરેખરજ ખુન નથી કીધું." લુપો લાગણીથી બોલ્યો " ખુનની રાતના તું મ્હારી રજા પુછીને ત્હારા કામને માટે થોડીક બહાર ગઇ, મેં તુને દીલગીર કરવા માંગી નહી, તું ગઇ ને ઘણો લાંબો વખત સુધી નહીં આવી, ત્યારે રોબરટને ઉંઘાયલો છોડી દરવાઝો અલગો બંધ કરી હું તુને શોધવા નીકલ્યો. કોઇ રાતે નહી ને તેજ રાતે તું બહાર ગઇ, મેં તુને જવા દીધી, અને આએ મોંહકાણ થઈ. ફીલીપા, તુને શોધતાં તું નહી મલી, ત્યારે રખડી રખડીને હું પાછો મોડી રાતનાં ઘરે આવ્યો, અને ઘરે આવીને જોતાં તું સુતેલી જણાઈ. મ્હને તે રાતના કાંઈ સુજયું નહી, અને તુને સીરફ દીલગીર નહી કરવાનાજ ઈરાદાથી બહાર જવા દીધી.—મગર યાદ રાખ ફીલીપા, કે મેં ખુન નથી કીધું, હું તો નીરદોશ આવીને બીછાનામાં સુઈ ગયો."

" અફસોસ, ખુન જ્યારે થયું ત્યારેજ તમે બહાર ગયલા." ફીલીપા બોલી, અને અચકી.

" તુંને શોધવા, પ્યારી, ત્હારે ખાતીર બહાર ગયલો." લુપોએ કહી દીધું.

" મગર, શક તે કબી માને નહીં." ફીલીપાએ ફીતુરથી મોંહ કુમલાવીને કહ્યું, અને બીચારા માછીમારના જીગરપર તે શબ્દોથી ગોયા છુરી ફરી! લુપોએ ફરીથી સવાલ કીધો.

" ત્યારે તુંને એમ લાગેછ કે મેં ખુન કીધુંછ, કેમ?"

" લુપો. તું મ્હને પાગલ બનાવી દેશે!" ફીતરતી ફીલીપાએ લુપોના ગલાંપર હાથ નાખીને કહયું "હું ત્હારા સવાલનો જવાબ આપી શકતીજ નથી. તું એનો એજ સવાલ મ્હને પુછેછ તે મ્હારૂં જીગર ચીરી નાંખેછ, મ્હને દીવાની બનાવી મુકેછ!"

" બસ! બસ!" તેણે ફીલીપાના હાથ પોતાની ગરદનપરથી હલવેથી ઉઠાવીને બાજુ કરતાં

કહ્યું, અને પછી પોતાના ગુંઠણપર બેસાડી લેતાં પુછ્યું "મ્હારા બચ્ચા, બોલ, તું શું એમ ધારેછ કે ત્હારો બાપ ખુની છે?"

"હું ધારૂંછ કે ડોકટર ત્રેસપેલો ઘણો ઘાટકી માણસ હતો." તે ડચકાં ખાતાં છોકરાએ કહયું "અને—અને—"

"શું? બોલ, બોલ!" આતુરતાથી લુપોએ પુછ્યું.

"અને તે ત્હમારા હાથપર માર્યો જવાને લાયક હતો." રોબર્ટે જવાબ આપ્યો.

"ઉફ!" લુપોએ કપાલપર હાથ મારતાં તે બચ્ચાને દુર કરીને કહયું "મ્હારા દુખનું પ્યાલું નાસીપાસીના પ્રવાહીથી છલાછલ ભરાઇ ગયુંછ!"

તેજ વખતે દારોગો ત્યાં આવ્યો.

"મ્હારા, વ્હાલા ધણી," ફીલીપાએ છુટા પડતી વખતે લુપોને ફીતુરથી બગલગીર થતાં કહયું "મ્હારૂં કહયું માનો તો—"

"એક વાકયબી ના બોલ—ત્હારો એક શબ્દબી વધારે હવે હું સાંભલવા માંગતો નથી!" તે માછીમારે પોતાની બારજાને દુર કરતાં કહયું "તું મ્હને દોષીત માનેછ—તું મ્હારા નીરદોશ હાથોને ખુનમાં ખરડાયલા માનેછ—અને તેથી, બસ—બસ! જા—જા, મ્હને છોડી જા."

અને તેટલું બોલતાંજ લુપોએ પોતાની અઓરત તથા બેટા રોબર્ટને કઇદખાનાની કોટડીની બહાર હડસેલી મુકયા, અને દારોગોએ દરવાઝો બંધ કીધો.

* * *
* * *

તે રાત હતી, જ્યારે લુપોના કઇદખાનાની કોટડીનો દરવાઝો ખુલ્યો, દારોગોએ એક ફાનુસ તે કોટડીની અંદર લાવી મુકયું, અને એક પાદરી અંદર દાખલ થયો. દારોગો ગયો.

"મ્હારા બેટા." તે પાદરીએ લુપોને કહયું "ત્હને દીલસોઝીની ઝુરૂરત છે, અને હું તુંને દીલાસો આપવા આવ્યોછ."

"પવીત્ર પીતા" લુપોએ હાથ જોડીને કહયું "હું તદનજ નીરદોશ છું."

"મ્હારા બેટા, તું જુઠું બોલીને ત્હારા પાપમાં ઉલટો વધારો ના કર" તે પાદરીએ કહયું. "આએ દુન્યામાં હવે ત્હારે વાસ્તે કોઇબી આશા રહી નથી. ત્હારી સામે મઝબુત પુરાવા છે, અને હવે હું તુંને છેલ્લી શાંતી ઇચ્છવા આવ્યોછ."

"હું ફરીથી ખાત્રી આપુંછ, પવીત્ર પીતા, કે ખુન મેં નથીજ કીધું." લુપોએ ફરીથી જણાવ્યું.

"મ્હારા બેટા, તું ઘણો ઝીદદી છે." પાદરી બોલ્યો "તું મ્હારી આગલ ત્હારા તમામ પાપ કહી જા, અને હું તુંને શાંતી ઇચ્છીશ."

"મ્હને માફ કરજો, પવીત્ર પીતા, હું જે કરવા માંગુછ તે માટે! મ્હારી સામે મઝબુત પુરાવા છે—મ્હને ગોયા ફરઝ પડેછ—અને હું ત્હમને ઇજા નહીં કરશ!"

એટલા શબ્દો અતીશય ઝડપથી બોલીને લુપોએ તે પાદરીને પકડયો, તેના મોંહાપર

હાથ મુકી દઇને તેના ગલાપર નાંખેલો ગલપટો કાઢીને પાદરીનું મોઢું ડુચો મારીને બાંધી લીધું કે તે બુમ પાડી નહીં શકે, તેનો ઝબ્બો ઉતારી લીધો, તેની કમરે વીટાલેલી દોરીથી તેના હાથ પગ મઝબુત સીકડી લીધા!

"બીહતા ના!" લુપોએ પાદરીના કાનમાં કહ્યું "હું ત્હમને મારી નાખવા માંગતો નથી—અને પાક ખુદા મ્હને આ કામને માટે માફ કરે! સલામ, પવીત્ર પીતા, હું બચી જઇશ અને ત્હમ[illegible]બી તો થોડાજ વખ્તમાં કેદખાનેથી બચાવવામાંજ આવશો."

એટલુંજ બોલીને લુપોએ તે પાદરીનો લાંબો ઝબ્બો પેહેરી લીધો, તેની ટોપી ઝડપથી માથે મુકી દઇને અલગો રાખેલો દરવાઝો ખોલ્યો, અને કઇદખાનાની કોટડીથી બહાર નીકળ્યો. એક લાંબી ચાલમાં ઝાંખો એક દીવો બળતો હતો જેની રઉશનીથી તે ચાલ્યો, અને સંત્રીના દરવાઝાપર આવ્યો. સંત્રીએ લુપોને પાદરી સમજીને તેને નમી નમીને સલામ કીધી, અને લોખંડી મોટો દરવાઝો તેને રસ્તાપર જવા માટે પોતે ખોલી આપ્યો!!

લુપોની છાતી ધડક ધડક ઉડતી હતી કે કદાચ તે પકડાઈ જાય—પણ નહીં, થોડીજ વારમાં તે રીહા થયેલો, ખુલ્લા રસ્તાની હવામાં ખુશી બનેલો, ઝડપથી ચાલી ગયો!

## અઢાર વરસનો ગાળો.

## પ્રકરણ ૯ મું.

### ફીલીપાઃ કાઉનટેસ ઓવ કેબેનો!

હવે આપણી વાર્તામાં પુરો કસ આવવાનો વખત નઝદીક છે, અને ઉપલાં આઠ પ્રકરણોના બનાવ પછી અઢાર વરસો વહી ગયા છે.

તે અઢાર વરસો દરમ્યાનમાં ફીઝીસ્યન—જેનરલ એડરીઅનની મદદથી માછીમાર લુપોની ફીતરતી ભારજા રાજાનાં મહેલમાં ઘણા મોટા દરજ્જાપર ગયલી છે.—પહેલા તો એડરીઅને ફીલીપાને શાહઝાદી જોનાની નર્સ તરીકે મહેલમાં રખાવી, તે પછી રાજાનાં સાજા થવા બાદ ફીલીપાને રાજાએ મહેલમાંનીજ એક બાનુ હોય તેમ રાખી, અને રફતા રફતા ફીલીપા રાજાની મદદથી વધતી અને વધતીજ ગઇ. એડરીઅન ઉપરાંત રાજાબી હવે તેને પ્યારની નઝરોથી જોવા લાગ્યો, અને રાજા રોબર્ટે તેને "કાઉનટેસ ઓવ કેબેનો" બનાવી. મેહેલમાંના દરેક જણને રાજાને ખાતીર ફીલીપાને બહુ માન આપવું પડતું, અને રાણી સેનસીઆને તો ફીલીપા જ્યારે કાઉનટેસનો ખેતાબ મેલવવા પામી ત્યારે એક મોટો મેલાવડોબી ભેગો કરવો પડયો હતો!

એ અઢાર વરસમાં વખ્ત એવો બદલાઇ ગયો કે રાજા રોબર્ટ, ફીઝીશયન—જેનરલના હાથમાં તદ્દનજ રમી ગયો, અને મહેલ તથા રાજ્ય કારોબાર ગોલા ચંડાલ એડરીઅનના હુકમથીજ ચાલવા લાગ્યો! એડરીઅનની માંશુકા ફીલીપા એડરીઅનનેબી રાઝી રાખતી હતી અને રાજા રોબર્ટપરબી કાબુ ધરાવતી થઇ, તે એટલે સુધી કે નેપલ્સનો રાજા પોતાની રાણી

સેનસીઆનું જેટલું માનતો નહીં તેટલું બધું તે કાઉનટેસ ઓવ કેબેનોનું માનવા લાગ્યો!— ટુંકમાં નેપલ્સનું રાજ્ય ફીલીપા અને એડરીઅનની ખેંચેલી દોરી તરફ ખેંચાઇને ચાલવા લાગ્યું!!

ફીલીપાનો છોકરો રોબર્ટ એ અઢાર વરસો દરમ્યાન મહેલમાં જોના સાથે રમતો જમતો મોટો થયો, અને જોના જ્યારે અઢાર વરસની ભરજવાન શાહઝાદી થઇ ત્યારે રોબર્ટ ચોવીસ વરસનો ગબરૂ જવાન થયલો સર રોબર્ટ ઓવ કેબેનોથી ઓલખાતો હતો!—ફીલીપા ઘણી વખતે પોતાના આશક એડરીઅન આગલ બોલી કે "હું ધારૂં છું કે કોઇબી દીન મ્હારો બેટો સર રોબર્ટ શાહઝાદી જોના સાથે શાદીના ગાંઠથી જોડાઇને નેપલસની રાજ્યગાદીપર બેસીને રાજા થશે," અને તેના તે બોલવાને એડરીઅને ટેકો આપ્યો!

શાહઝાદી જોના ખરા પ્યારથી સર રોબરટને ચાહતી હતી, પણ રોબર્ટ તે ખુબસુરત સુંદરીને તેની સુરતોસીરતને લીધે ચાહવાને બદલે તેની રાજ્યગાદીને માટે વધારે ચાહતો હતો!—આખીર કરેને તે એક ફીતરતી માદરનો છોકરો હતો, જેને તમામ ઉમરભર જુઠ-જુઠ-જુઠ અને દગલબાઝીના શીક્ષણથી ઉછારવામાં આવ્યો હતો.

મગર, એકાએક મામલો ઉલટાઇ ગયો. રાજા રોબરટે શાહઝાદી જોનાને એક દીવસે હુકમ કીધો કે તેણે પોતાના ભરતાર તરીકે હંગેરીના શાહઝાદા એનડરીઆને કબુલ કરવો! આ હુકમ જ્યારે ફીલીપા, સર રોબર્ટ, અને એડરીઅનના કાનપર આવ્યો ત્યારે તે ત્રણે જણાં ચોંકયાં, અને જાણે તે ખબર તેમના દીમાગમાં વીજલીના ઝટકા સાથે દાખલ થતી હોય તેમ દાખલ થઈ!

વાત એમ હતી કે હંગેરીના શાહઝાદા કેરોબોર્ટની રાજયગાદી આનઝુના રાજાએ દગલબાઝીથી પચાવી પાડી હતી, અને તેથી કેરોબોર્ટનો બેટો એન્દરીઆ જ્યારે મોટો થયો ત્યારે પોપને તેણે અરઝ કીધી અને પોપે લોહી નહીં રેડાય તેવી ગોઠવણ કરતાં નેપલ્સના રાજા રોબર્ટને જણાવ્યું કે તેની પછી રાજયગાદી શાહઝાદી જોનાને મલનાર હતી તો રાજા રોબર્ટે એનડરીઆની સાથે જોનાની શાદી કરી આપવી. જેથી નેપલ્સની રાજ્યગાદીપર એક શાહઝાદોજ આવે અને કોઈ જાતનો ફીસાદ નહીં થાય અને કોઈ રાજ્યમાં લોહી નહીં રેડાય.—એનડરીઆએ પોપની ગોઠવણ કબુલ રાખી નેપલ્સના રાજા રોબરટેબી પોપનું કહયું માન્યું અને તેથી, રાજા રોબર્ટે શાહઝાદી જોના માટે હુકમ મોકલાવ્યો કે તેણે હંગેરીના શાહઝાદા એનદ્રીઆ સાથે શાદી કરવી.

ફીલીપા અને એડરીઅને રાજાને પોતાનો એ વીચાર ફેરવવા કહયું, પણ રાજા રોબરટ પોપનો ગુસ્સો પોતાના સરપર લેવા માંગતો નહીં હતો તેથી તેણે આ પહેલીજવાર ફીલીપા અને એડરીઅનનું બોલવું ના મંઝુર કીધું—શાહઝાદી જોનાએબી ના પાડી, પણ રાજા રોબરટે જ્યારે મકકમ રહીને તેને ફરઝ પાડી, ત્યારે તે આનાકાનીએ કબુલ થઇ; અને શાહઝાદી જોનાની શાદી શાહઝાદા એનદ્રીઆ સાથે થોડા દીવસમાં થઈ.

આ ઝબરદસ્તીની શાદીથી ઉલટો બીચારો એનદ્રીઆ ચાર જણાંઓની ખફગીમાં આવી પડયો! ફીઝીશ્યન-જેનેરલ, કાઉન્ટેસ ઓવ કેબેનો, અને સર રોબરટ તો તેના દુશમન બન્યા તો બન્યા, પણ તેની મહેરદાર શાહઝાદી જોનાબી તેને મનમાં અને મનમાં ધીકકારવા લાગી!

દગલબાઝ જોના પોતાના ભરતારને ઉપર ઉપરથી ચાહવા લાગી, મગર તેના દીલમાં તો તેને માટે કપટ હતું અને તેની તરફ નફરતની નજર રાખતી હતી! જોના ઘણો વખત સુધી પોતાના ભરતારની સાથે નહીં રહેતી, લેકીન કાઉન્ટેસ ઓવ કેમેનોના બેટા સર રોબર્ટ સાથે તે મીઠી વાત કરતી રહેતી! ફીતરતી ફીલીપા પોતાના બેટા સાથે હવેબી જોના પ્યાર કરે તે જોઇને ખુશી થતી હતી. તે કુલટી જોનાને ઉત્તેજન આપીને પોતાના ઓરડામાં રોબર્ટ સાથે પ્યારની વાતો કરવા તેને બોલાવતી, અને તેમ કરીને તે ફીતુરી કાઉન્ટેસ ઓવ કેમેનો રાજા રોબર્ટના મરણ પછી ભયંકર પ્રપંચ રચીને પોતાના બેટાનેજ રાજા બનાવવાનો ઇરાદો કરતી હતી!

ત્યારે, હવે, પાપી તે ત્રણની ત્રગડીમાં જોના ઉમેરાવાથી ચારની ફીતુરી ચોગડી બની હતી, જેઓ મહેલમાંના આગેવાન હતાં અને નસનસથી કાલા કરતુકનાં કપટી ચંડાલો હતાં!

પાપી શાહઝાદી જોના સર રોબર્ટ ઓવ કેમેનો સાથે છુપો પાપી પ્યાર રાખતી હતી તે વાતનો રાજાને અને જોનાના ભરતારને જરાકબી શક ગયો નહીં હતો, અને ફીતરતી ફીલીપા પોતાના બેટાના હાથમાં જોનાને ઝકડાયલી જોઇ એડરીઅનને કહેતી "પ્યારા, નેપલ્સની ભવીષ્યની રાણી આપણા કાબુમાં છે."

"અને તેથી, હવે તો જોના જેમ જલદીથી રાજ્યગાદી ઉપર આવે તેમ સારૂ, કેમ?" એડરીઅને કહયુ.

"હા, પ્યારા" ફીલીપા એડરીઅનના ગાલોપર હાથ ફેરવીને બોલી "હવે તો રાજા રોબર્ટે જલદીથી મરવુંજ જોઇએ, અને આપણી જોનાને વાસ્તે જગ્યા ખાલી કરવીજ જોઇએ."

"ત્યારે હવે આપણે આપણી તઇયારીમાં રહીએ." અને હરામ-પ્યારના તે બે ચંડાલ બદમાશોએ એકબીજાના કાંનમાં કાંઇ છુપી વાત કરી લીધી, અને પછી છુટાં પડયાં.

## પ્રકરણ ૧૦ મું.

## પ્રપંચ! ફીતરત!!

સન ૧૩૪૩ના જાનેવારી માસની ૧૪ તારીખની તે રાત હતી—જ્યારે મધરાતનો વખત થયલો હતો.

નેપલ્સના રાજા રોબર્ટના મેહલમાં ચુપકીદી પથરાયલી હતી, જ્યારે રાજાના સુવાના ઓરડાનો દરવાઝો હલવેથી ઉઘડયો, અને ઓરડાની અંદરથી શીઝીશીયન જેનરલ એડરીઅન બહાર નીકલ્યો. તે હવે પોણોસોની ભરતીમાં આવ્યો હતો, પણ જવાનીમાં ખાધ ખોરાકી મઝબુત તેણે ખાધી હતી તેનાથી તે હજુ સુધી ટટણુખાર ટકી રહયો હતો. એડરીઅને બહાર નીકલ્યા પછી તેટલીજ સંભાલથી દરવાઝો ધીમે રહીને બંધ કીધો, અને થોડુંક ચાલ્યા બાદ તે એક બીજા ઓરડા આગલ આવીને થોભ્યો, અને દરવાઝો ખોલી તે અંદર દાખલ થયો.

આ ઓરડો ફીલીપા કાઉનટેસ ઓવ કેમેનોનો હતો. અને જે વખતે શીઝીશીયન જેનરલ એડરીઅન અંદર દાખલ થયો તે વખતે કાઉનટેસ જાગતી હતી, અને આરસ્તા એક કોચ

પર બેસીને પોતાના બેટા સર રોબરટને શાહઝાદી જોના સાથે કાંઇક વાતો કરતો મનમાં મલકાઇને જોતી હતી.

કાઉનટેસનો ઓરડો ઘણો શણગારેલો હતો, અને મધ્ય રાત થવા છતાંબી તે જાગતી હીરાના દાગીનાઓમાં સજ્જ થઇને એડરીઅનના આવ્યાની વાટ જોતી હતી! અને શાહઝાદી જોના પોતાના પતીના ઓરડામાંથી છુપી રીતે છટકી આવીને સર રોબરટ સાથ પ્યાર કરતી ચકચકીત રોશનીના રૂપેરી જુમર નીચે ઉભેલી હતી-જ્યારે એડરીન હલવેથી અંદર દાખલ થયો.

એડરીઅને રોબરટ અને જોનાને જોયાં, અને તેણે પોતાની માશુક ફીલીપાની પાસે કોચપર બેસી જતાં કહ્યું "આજે તો ઘણી મોડી રાતેબી બેઉ જણાં વાતો કરેછે."

"આપણા રોબરટ સાથે એને કંઈ દહાડે દહાડે એવો પ્યાર બંધાતો જાયછ કે એક દહાડો એ એની સાથ વાતે નથી થોભતી તો જાણે ઘેલી દીવાની બની જાયછ" ફીલીપા ધીમેથી બોલી, અને તેણે વધારયું "તુને ખોટી કેમ થઈ, પ્યારા? હું તો એક કલાક આગમજની ત્હારા આવ્યાની આશા રાખતી હતી, અને ડોળા તાણી તાણીને તું છેક હમણા અરધી રાતે આવ્યો!"

"રાજાના એકાએક આજે સ્હાંજના બીમાર થવાથી રાણી અને ડયુક ઓવ ડુરા બેઉ હમણા સુધી રાજા પાસે બેઠેલાંજ હતાં, અને તેથી હું અકેલો પડી શકયોજ નહીં તે!" એડરીઅને કહયું.

"તેં વ્હાલાએ બપોરના રાજાના પીણામાં જે ભુકી નાંખી તેણે કામ બરોબર કારગત કીધેલું લાગેછ" ફીલીપા ખુશી થઇને બોલી "અને તેજ ત્હારી ભુકીથી રાજા ધાસ્તી ભરેલો બીમાર થઇ ગયો છે, કેમ?"

"હાસ્તો." એડરીઅને ઉકમાઇથી કહયું "મ્હારીજ ભુકીથી. પણ, તું કહેછ તેમ ધાસ્તી ભરેલો બીમાર નથી, પણ છે. બીમાર એકદમ ને એકાએક તો થઇ ગયોછ, અને ચોવીસ કલાકમાં તો તે એ ભુકીની અસરથી મોકલો થઇને સાજો થશે—સીવા કે—"

"સીવા કે, શું?" ફીલીપાએ આતુરતાથી પુછયું.

"સીવા કે, આપણે કરવા ધારેલું કામ એ ચોવીસ કલાકમાં કરી લઇએ! એટલે કે ચોવીસ કલાકમાં આપણા કામથી રાજાની બીમારીમાંજ રાજાનું કાટલું સાફ કરવું જોઇએ."

"તો કાટલું કાઢી નાંખો, આપણો રસ્તો મોકલો કરો, કાંટાને દુર કરી દેઓ, શાહઝાદી જોનાને રાજપગાદી જલદી મલે તેમ કરવાની તમામ કોશીશ કરો." ફીલીપાએ ઉશકેરણી કીધી.

"મગર, ઝહર આપ્યા વગર રાજા મરી જશે નહીં." એડરીઅને સમજાવ્યું "અને એ ચોવીસ કલાકમાં ઝહર આપતાં સંભાલ રાખવી પડશે. કેમજે, રાજાના એકાએક મરણથી રાણી તબીબો પાસે તપાસ કરશે, અને ઝહર કોઈ એવી ચીઝ નથી કે જે છુપી રહે! લાશ ચીરતાં ઝહર પકડાયું તો તપાસ ચાલશે, અને ખુનીને પકડવાની કોશીશ થશે—અને પછી આપણે પકડાઇ જઇશું, તો મોહકાણ! આપણો કેટલો બધો દરજ્જો હમણાં વધેલો છે, તે તમામ તુટવા સાથે આપણને મોટી સઝાબી કદાચ થાય!"

"ત્યારે ઝહર આપીને જો નહીં રાજાને મારી શકાતો હોય તોબી કોઇ રીતે રાજાને મારવો તો જોઇએજ, હવે એ જ્યારે જીવેલો નકામો છે." શીતરતી ફીલીપાએ કહયું.

"હા, રાજા હવે મરવોજ જોઇએ" એડરીઅને ફીલીપાને ટેકો આપ્યો.

"પણ કેવી રીતે?" વીચારમાં પડીને ફીલીપાએ પુછ્યું.

"૧૩૨૫ના સાલના એપ્રીલ મહીનાની યાદગાર રાતના મેં જે રીત વાપરેલી તેજ રીતે હું રાજા રોબરટને મારી નાંખવા માંગુંછ." ચંડાલ એડરીઅન બોલ્યો.

"અને ત્યારે હવે કયારે રાજાને ખલાસ કરેછ?" પાપી તે ચુરેલનીએ સવાલ કીધો.

"કાલે રાતના, ને તેબી સતો થઇને રાણીને રાજાની પાસે બેસાડીને તેની સામભેજ" બદમાશ ફીઝીશયન જેનરલે જણાવ્યું "રાણી જાણશે કે હું રાજાને સારો કરૂંછ, પણ હું તો તેને પોંહતો કરશ."

"પણ પેલો ચગોર ડયુક ઓવ ડુરા ત્હમે કેહોછ કે હવે રાણીની સાથેનો સાથે રહીને રાજા આગલ બેસેછ તે! તેનું કેમ કરશું?"

"તે તો આપણા હાથમાં ડબાયલો છે, વધારે ચેંચી કરશે તો તેનેજ ખુની ઠેરવશું."

"ત્યારે આપણે ડયુક કરતાં વધારે બળવાન છીએ, કેમ વ્હાલા એરીઅન?"

"હાસ્તો."

મગર, તેજ પલે દરવાઝો ખુલી ગયો, અને શાહઝાદી જોનાનો ધણી એનદરીઆ અંદર ધસી આવ્યો અને તેણે જોનાને ત્યાં જોઇ તેની તરફ જઇને પુકાર્યું "દગલબાઝ ફીતુરી! મેં આજે તુને ત્હારા પાપ સાથ પકડી! તું આવી મોડી રાતેબી એની સાથે વાત કરવાને ચુકતી નથી!"

જોના એનદરીઆને જોઇને થથરી ગઇ, સર રોબર્ટ ડઘાઈ ગયો, અને ફીલીપા તથા એડરીઅન ગભરાયલાં ગભરાયલાં તેની તરફ દોડી ગયાં.

"એ શું તહોમત ત્હમે મ્હારીપર મુકોછ?" ફીતરતી તે ભારજા—શાહઝાદી જોના—દીલમાં હીમત લાવીને ઉલટી સતી થઇ!

"તહોમત મુકુંછ? અરે વ્હારે! અરધી રાતના જવાન શખશ સાથે વાતચીત કરવા આવવું, અને પોતાના શઓહરને તજી બીજા સાથે પ્યાર કરવો, તે તો જાણે કાંઇ નવાઇની વાત નહી થઇ કેમ?" એન્દરીઆએ પોતાની ભારજા તરફ જોતા રહીને ગુસ્સાથી કહયું.

"ચુપ રહો, મ્હારા નામવર" જોનાએ પોતાના ધણીને કહયું "સર રોબર્ટ તો મ્હારા ભાઇ જેવો છે!"

અને તે ફીતરતી અઉરતના ફીતુરથી હીમતવાન થયલો રોબર્ટ હવે બોલ્યો "સાહેબ, આએ ઓરડો મ્હારી માદરનો છે, અને હું ત્હમને હુકમ કરૂંછ કે અહીંથી ત્હમે ચાલી જાઓ!"

"ખબરદાર! તું મ્હને ચાલી જવા માટે કહેનારજ કોણ!" એનદરીઆએ પુકાર કીધો જો તું ખરોજ હોય, અને ત્હારામાં ખરાપણુંજ હોય તો આવી જા મ્હારી તલવારને અટકાવવા."

અને વીજલી ચમકે તેમ તે ઓરડામાં જવાન શાહઝાદા એનદરીઆની શમશીર ઝમકી રહી, અને સર રોબરટેબી પોતાની શમશીર મ્યાનથી બહાર ખેંચી કાઢી!

# પ્રકરણ ૧૧ મું.

## રાજા રોબર્ટનું મણિત!

શાહઝાદો એનદરીઆ અને સર રોબર્ટ મ્યાનથી બહાર નીકલેલી શમશીરોથી એકબીજા પર ઘા કરવા તુરતજ તઈયાર થઇ ગયા હતે, પણ તેટલામાં એડરીઅન તેઓ વચ્ચે જઈ ઉભો રહીને શાહઝાદા તરફ જોઇને બોલ્યો "એક શબ્દ, મ્હારા લોર્ડ એક શબ્દ! હું આપને હુકમ કરૂં છું કે આપે શમશીરને મયાન કરવી અને હયાંથી ચાલ્યા જવું."

"અને કયા હકથી, સીનોર, આપ મ્હને 'હુકમ' કરો છો?" પીઝીશયન-જેનરલ તરફ ગુસ્સાથી નઝર કરતાં શાહઝાદાએ પુછ્યું.

"હું તે શકતીની રૂએ આપને હુકમ કરૂં છું જે શકતીથી આપ દબાયલા છો!" ઠંડે કલેજે એડરીઅને સમજાવ્યું.

"ત્હમે?—અને મ્હારીપર ત્હમારો હુકમ" મશકેરીના હસ્વાથી જાણે સ્હેજ હસ્તો એનદરીઆ બોલ્યો, અને તુરતજ તેણે પીઝીશયન-જેનરલ તરફથી નઝર ફેરવીને સર રોબર્ટ તરફ નાંખતાં પુકાર્યું "આવી જા, ત્હારી તલવારથી, મ્હારા મુકાબલામાં."

"આપના કાનમાં એકજ શબ્દ, મ્હારા લોર્ડ." ફરીથી પીઝીસ્યન-જેનરલ એડરીઅને કહયું, અને આ વખતે તેણે શાહઝાદાનો હાથ પકડીને તેને થોડો પોતાની તરફમાં ખેંચ્યો, અને તેના કાનમાં તેણે કાંઇ બબડી લીધું!

એડરીઅનના બોલવાની જાદુઈ અસર એનદરીઆપર થઇ ગઇ! તેના હાથમાંથી શમશીર પડી ગઇ, તેનો ચહેરો એક ધોએલી ચદદરની માફક ફીકો થઇ ગયો, તેના હોટ થરથર ધ્રુજવા લાગ્યા, અને ત્યાંની એક મેજને પકડી લેતાં તેને ચકકર આવવા લાગ્યા, અને તેની છાતીમાંથી લાચારીની સખ્તીનો એક આવાઝ નીકલી પડયો!

ફીલીપા, જોના અને રોબર્ટ તે અસાધારણ દેખાવ જોઇને તઅજ્જુબ રહયા, અને તેઓ ત્રણે જણાંએ એડરીઅનના ચેહેરાપર આતુરતાની નઝર ફેંકી, પણ પીઝીશયન—જેનરલ તો ચુપચાપ જેમનો તેમ ઉભોજ રહયો.

"હવે, મ્હારા લોર્ડ આ દુખદાયક બનેલી હાલત ઉપર ચાલો આપણે પરદો ઉતારી દઇએ." થોડીક પલ પછી એનદરીઆ તરફ જોઇને એડરીઅન બોલ્યો, અને તે શબ્દોથી જાણે તે જવાન શાહઝાદાની યાદદાસ્ત શકતી પાછી આવી હોય તેમ તેણે પીઝીશયન—જેનરલ એડરીઅન તરફ એવી નઝર ફેંકી કે તેણે તેનો ભેદ ઝાહેર નહીં કરવો, અને બીજા કોઈ તરફ જોયા વગરજ શાહઝાદા એનદરીઆએ ત્યાંથી ચાલું મુકયું.

શાહઝાદો જેવો તે ઓરડામાંથી ગયો કે ફીલીપાએ એડરીઅનને પુછ્યું "એવું તે ત્હમે એને શું કહયું કે જેથી આટલી બધી અસર એનીપર થઇ?"

"જે જાદુઈ કલામ મેં વાપર્યાં તે માટે ત્હમે કોઇ મ્હને કંઈ પુછતા ના." ફીકું હસ્તાં એડરીઅને જણાવ્યું, અને તેણે શાહઝાદી જોના તરફ જોઇને કહયું "હવે ત્હમે આએ

ઓરડામાં કાઉનટેસ ઓવ કેબેનો અને સર રોબર્ટની સાથ વાત કરવા એ ધડક આવજો, મેં ત્હમારા ધણીને જાદુઇ શબ્દથી ગોયા જકડયો છે."

જોનાએ નમીને પોતાની ખુશી દરશાવી અને તે પછી તેઓને છોડીને બદમાશ એડરી-અન રાજાના ઓરડામાં ગયો.

*　　　*　　　*

ચોવીસ કલાક પસાર થઇ ગયા—અને ફરીથી બીજી મધ્યરાતે આપણે રાજાના મહેલમાં શાંતીભરેલી ચુપકીદી જોઇએ છીએ.

રાજાના સુવાના ઓરડામાં બીમાર રાજાની પાસે રાણી, એડરીઅન ત્રેસપેલો, અને ફીલીપા બેઠેલાં હતાં, અને અઢાર વરસની વાતપર જે રીતે હતીયાર મુકીને ફીલીપાનું લોહી કાઢીને રાજાના શરીરમાં દાખલ કરવામાં આવ્યું હતું તે રીત આજેબી એડરીઅન વાપરવાનો હતો. અને રાણીને તેની બધી સમજણ આપતો હતો.

ફીઝીસ્યન જેનરલ જ્યારે હતીયાર તપાસતો હતો ત્યારે રાણીએ ફીલીપાને બાજુએ ખેંચીને તેના કાનમાં કહ્યું "મ્હારી વ્હાલી કાઉનટેસ, અઢાર વરસની વાતપર તેં ત્હારૂં લોહી આપીને રાજાને ઉગાર્યા હતા તે જાણીને હું જેટલી ખુશી થઇ તેટલીજ ખુશી હું આજેબી થવા પામીછ. મ્હારી તરફથી હું તું વ્હાલીને શાબાશી અને ઘણી મુબારકબાદી——"

"નહીં, નામદાર રાણી" ફીલીપા વચ્ચે બોલી પડી "મ્હને શાબાશી અને મુબારકબાદીની કોઈ જુરૂરત નથી. ત્હમારી તરફથી અને નામવર રાજા તરફથી મ્હને એટલી બધી તો મ્હેરબાની મલી છે કે મ્હારી આએ જરા જેટલાં કામ માટે હું શાબાશીને લાયકજ નથી. રાજાની મ્હેરબાની આગલ તો મ્હારો જાનબી આપુ તો થોડો છે." અને તે ફીતરતીએ એવાં તો આવભાવ કરીને રાણીને સમજાવી પટાવી કે જાણે ખરેખરજ તે રાજાને માટે જાન કાઢી આપવા તઇયાર હોય, પણ ભોલી રાણીને કયાં ખબર હતી કે તે તો રાજાનો જાન લેવાની તઇયારી કરીબી ચુકી હતી!

"હું ઇચ્છુંછ કે ત્હારા અને એડરીઅનના કામને જશ મલે." રાણી બોલી.

"આમીન—આમીન." ફીલીપાએ જાણે દુઆ ચાહી, મગર તેણે પોતાના મનમાં તો રાજાનો જાન લેવાના કાવત્રાંનેજ આમીન ઇચ્છી!

એડરીઅને તે હતીઆર રાજાના હાથપરની ચોકસ નસ નઝદીક ઘોંચ્યું અને ફીલી-પાને રાજાને છેક નઝદીકની એક કુરસીપર બેસાડીને એડરીઅને તેના હાથપરબી હતીઆરનો બીજો છેડો દાબ્યો.

હવે તે કાઉનટેસને આગલી યાદના ચીચારો આવ્યાઃ અઢાર વરસની વાતપર તેણે રાજાના શરીરમાં પોતાનું લોહી દાખલ કરાવ્યું ત્યારે તે કોણ હતી? એક મુફલીસ માછી-મારની મુફલીસ તંગદરત ઓરત! અને આજે નેપલસના રાજાની એક માનીતી તવંગર કાઉનટેસ!!—અગાઉ રાજાની માનીતી થવા તેણે પોતાનું લોહી આપ્યું હતું, આજે તો રાજાનું ખુન કરવા તેણે ફીતુરથી લોહી આપવાનું બાહાણું ચલાવ્યું હતું! આહહા! અઢાર વરસોની વાતપર તે જેટલી હમણાં ગુન્હાગાર અને દોષીત હતી તેટલી બધી હતીજ નહી,

પણ આજે તો એટલી મુદતમાં તેણે કદમ કદમ એવા અને એટલા બધા ગુન્હા કીધા હતા કે ગુન્હાનો એક પાહાડ ગોયા તેણે બનાવ્યો હતો! મગર, તે કમનસીબ કમબખ્ત અફરતને કયાં ખબર હતી કે દુન્યાની મઉજ મઝાહને વાસ્તે તેણે જે ગુન્હાનો પાહાડ પોતાની સામે નઝ્યાર કીધો હતો તેજ પાહાડ તેણે મુશકીલીથી હઝારો આફતો ખમીને પછીજ ચઢવાનો હતો, હઝારો દુઃખો સહન કરીને તે ગુન્હાનો પાહાડ પસાર કરવાનો હતો, કેમજે પાક ખુદાના મીઠાં નાલાંનું પાણી પીવા માટે તો તેણે પાહાડની પેલે પારજ જવાનું હતું! તેણે પોતેજ કુદરતના મીઠાં પ્યારા નાલાંની અને પોતાની વચમાં ગુન્હાના પાહાડની એક મુશકીલ દીવાલ ઉભી કીધી હતી!! મગર, પાપીઓ પોતાના પાપમાં આંધલાં હોય છે.

એડરીયન બીજીજ પલે ફીલીપાનો ચહેરો જોવા લાગ્યો તો તેણે તે ચહેરામાં ફીકાસ જોયો જેથી ગભરાઇને તેણે તઇયાર રાખેલી એક દવાઇ તેના ગલાંમાં હોમાવી દીધી.–તે દવાઇથી ફીલીપા પાછી ટટાર થયલી લાગી, અને તેના કાનમાં એડરીઅને બબડી લીધું: "હીંમત!"

લેકીન, હવે પાપીએ પોતાનું પાપ કરી લીધું: રાણીની નઝર ચુકાવીને તેણે પેલા હતીઆરને માથેની એક ન્હાની ગાલણીમાં કોઇ પ્રવાહી જલદીથી રેડી દીધી અને જાણે કશામાં નહીં હોય તેમ દુર ઉભો. ફીલીપા તે જોઇને હસી, અને જવાબમાં ખુની ચંડાલ એડરીઅનેબી ફીકકું હસી દીધું!

દશ મીનીટ પછી એડરીઅને રાણીને જણાવ્યું કે હવે કામ ખલાસ થયું હતું. ફીલીપાનું લોહી રાજાના શરીરમાં દાખલ થઈ ચુકયું હતું, અને હવે રાજાની તબીઅતમાં સુધારો થતો જવાનો હતો!

ફીલીપા તો જાણે પોતાનું કેટલું બધું લોહી ચાલી ગયું હોય અને તેથી બધી શકતી તુટી ગઈ હોય તેમ લડડી પડડીને તે ઓરડામાંથી પોતાના ઓરડામાં ચાલી ગઇ, રાણીએ જતી વખતે તેને એક ચુમી લીધી, અને તે પછી રાજાની પાસે એડરીઅન અને રાણી સેનસીઆ બેઉ અકેલાં બેસી રહયાં.

ધીમે ધીમે કલાકોના કલાકો નીકળી ગયાં અને બેસુધ્ધ પડેલા રાજાના ચહેરામાં ફેરફાર થતો ગયો—રાણી સમજી કે રાજામાં સારો ફેરફાર થાય છે,-પણ એડરીઅને પારખી કાઢયું કે તેણે નાંખેલી પેલી પ્રવાહીની બુરી અસર શુરૂ થઈ ચુકી હતી.

સહવારના પાંચ વાગતાનો સુમાર થતાં રાજાનો ચહેરો ઉતરી જવા લાગ્યો, અને ધીરે ધીરે મઉતનો ફીકાસ દેખાવા પામ્યો. રાણીએ તે જોયું, અને તે ગભરાઈ, તે રાજાના શરીરપર વાંકી વલી, અને તેણે એડરીઅન તરફ જોઇને કહયું "ફીઝીશયન–જેનરલ, જુઓ તો રાજાને આવો ફેરફાર એકાએક કેમ થઇ ગયો?"

એડરીઅને રાજાને ફીતુરથી તપાસ્યો, અને પછી કુમલાયલો ચેહેરો કરીને રાણીને કહયું "અફસોસ, આજનું ઓપરેશન ફેલ ગયું!"

"ફેલ થયું! તો શું રાજા નામવરને ફાયદો નહીંજ થશે?" રાણીનો ચહેરો મુરઝાયલો બની જઇને તેની છાતી ધડક ધડક થવા લાગી અને તે ઝબરદસ્તીથી બોલતી હોય તેમ ગલે કાંચકી બાઝયા મીસાલ દબાયલા દબાયલા સાદે બોલી.

"અફ્સોસ, આપણી કોશીશ કારગત થઇ નથી," એડરીઅને કહયું "રાજા તો મરી જાયછ !"

"ઉફ્!" બેઉ હાથોમાં માંથુ પકડી લઇને રાણીએ એક ચીખ મારી, અને તે પાસેની ક્રુરસીમાં પછડાઇ પડી!—એડરીઅને ઝડપથી પોતાની જેબમાંથી એક ન્હાની શીશી ખેંચી કાઢી અને તે ખોલીને રાજાના નાંક આગળ ધરી, જેની અસર એ થઇ કે રાજા આહીસ્તા આહીસ્તા પોતાની કમઝોર આંખના પાંપણ ઉઠાવવા લાગ્યોઃ મરતી વખતે છેલ્લી સુધ્ધી તેને આવી.

એડરીઅને રાજાને ઉપાડીને ટકીઆનો ટેકો આપીને બેસાડયો, અને રાણી સેનસીઆ પોતાના શઓહરને ગલે હાથ મુકી તેની છાતીએ માથું દઇ ધસાધસ રડી.—હવે એડરીઅને મેજપરની એક રૂપેરી ઘંટડી ઉઠાવીને વગાડી, જેના જવાબમાં એક નઉકર આવીને અદબ વાલી ઉભો રહયો.

"જાઓ, શાહી કુટુંબના મહેલમાંના તમામ નામવરોને કહો કે તેમના વ્હાલા નામદાર રાજાને મલવા આવે, કેમજે નામદાર રાજા માટે જીવવાનો એક કલાકબી બાકી રહયો નથી." એડરીઅને તે નઉકરની પાસે જઇને હળવેથી કહયું.—નઉકરે છાતીએ હાથ દઇને નમી નમીને તે હુકમ સાંભલ્યો, અને સાંભળી રહીને તે અમલમાં મુકવા ઝડપથી ગયો.

થોડાજ વખતમાં શાહઝાદી જોના, ડયુક ઓવ ડુરા, શાહઝાદો એનદરીઆ, ફીલીપા, કાઉનટેસ ઓવ કેમેનો, સર રોબર્ટ્ડ કેમેનો, એક પાદરી અને દરબારને લગતા કેટલાક ઉમરાવો અને તેમની બાનુઓ જે મહેલમાં રાજાની મુલાકાતે આવ્યાં હતાં તેઓ રાજાના સુવાના, બલકે હવે મૌતની નીંદમાં જઈ પડવાના, ઓરડામાં આવ્યાં, અને તેઓ બધાં મેજરૂ મલીને મરતા રાજાના બીછાનાથી સ્હેજ દુર ઉભાં.

રાજા જો કે સુધ્ધીમાં આવ્યો હતો ખરો, પણ તેની ઝબાન બંધ થઇ ગઈ હતી–તે બોલી શકતો નહી હતો. રાજાએ પોતાની મહોરદારને બગલગીરી કીધી અને તે વખ્તે જોકે રાણીએ પોતાના ડચકાં છુપાવવાની કોશીશ કીધી તોબી તેનાં આંસુ બંધ પડી શકયાં નહી, તેની છાતી ચુપચાપ રહી નહી, અને રાજાના ચહેરાપર ચુમી લેતાં તે બીચારી ધસાધસ ફરીથી રડી પડી.

તે પછી રાજાએ શાહઝાદી જોનાને પોતાની પાસે આવવાનો હાથ કીધો શાહઝાદી જોના આવી, અને રાજાએ તેના માથા પર પોતાનો નબલો હાથ ફેરવતાં તે જવાન અને ખુબસુરત બચ્ચીની આંખમાં પોતાની આંખ નાંખી, જે વખ્તે રાજાની આંખમાંથી આસુના એક બે ટીપાં નીકલ્યાં મગર શાહઝાદી જોનાની આંખ તો આંસુંની નદદીથી ભરાઇને ઉભાઈ ગઈ!

તે પછી તે મરતા રાજાએ શાહઝાદા એનરીઆને પોતાની નઝદીક બોલાવ્યો, શાહઝાદી જોનાના તે શઓહરને બગલગીર થતાં રાજાએ તેને કાંઈ કહેવા માટે ઘણી કોશીશ કીધી–પણ તેની ઝબાન ઉપડીજ નહી!

શાહઝાદી જોના તો તેનો શઓહર પાસે આવતાજ જાણે સર્પ આવ્યો હોય તેમ રાજાનો હાથ છોડીને દુર થઈ, અને શાહઝાદા એનદરીઆએ રાજાના હાથને બોસો લેતાં રાજાના

ચહેરાપર નઝર નાંખી તો શાહઝાદાના પોતાના ચહેરામાં વીચીત્ર ફેરફાર થઈ ગયો, તે પછી તેણે ઝડપથી પાસે ઉભેલા એડરીઅન તરફ શકની એક નઝર નાંખી લીધી, લેકીન–એડરીઅન તે વખતે એનડરીઆ તરફ જોતો નહી હતો !

હવે, રાજાએ ડયુક ઓવ ડુરાને પોતાની પાસે બોલાવ્યો. પણ ડયુક ઓવ ડુરાએ રાજાના પલંગ આગલ ગુડન્યે પડીને રાજાનો હાથ ચુમવા લીધો તેજ વખતે રાજાએ જોયું તો શાહઝાદી જોના ગમથી દબાયલી લકડી પકડી પડી, અને તેમ લડડતાંજ તે છોકરી પોતાના શઓહર એનદરીઆના હાથનો ટેકો લેવાને બદલે સર રોબર્ટ ઓવ કેબેનોના શરીરપર ઢલી પડી !

શાહઝાદી જોનાનો પોતાના ધણી તરફનો ધીકકાર અત્યાર અગાઉ રાજાને માલમ પડયો હતો અને તેથી તે વારંવાર પોતાની છેલ્લી બીમારીમાં મુરઝાયો હતો, પણ તે મરતા રાજાએ આજે જે દેખાવ પોતાની નઝરોથી જોયો તેથી તેના છેલ્લા દમમાંથી ગમની હવા ઘેરાઇ ગઇ, ડયુક ઓવ ડુરાને આશીરવાદ દેવાનું ભુલીજ ગયો, શાહઝાદી જોનાના તે ધીકકાર ભર્યા કામ તરફ જોતાંજ રહીને તેણે ડચકાં ખાધાં, અને પોતાના બન્ને નબલા હાથો પોતાની આંખોપર મુકી દીધાં!

તે રડયો! તે મરતી વખતેબી નવધાર આંસુએ રડયો!—અને, તે દેખાવથી તેના પર એવી તો ખરાબ અસર થઈ કે તે હવે વધારે વખત કોઇનેબી મલી શકયો નહીં—અને એક છેલ્લી "હાય" મારીને, તેણે કોર વાલી દીધી!

ગંભીર ચુપકીદી તે દેખાવથી ફેલાઇ રહી, એડરીઅને ઝડપથી આગલ વધીને રાજાને તપાસ્યો, અને તેણે તુરતજ બધાંઓ તરફ દીલગીરીનો ચહેરો કરીને કહ્યું "નામવર રાજા મરણ પામ્યા છે."

બધાંએ પોતાના સર નમાવીને બંદગી કરવા માંડી, જ્યારે પ્રીતરતી ફીલીપા અને બદમાશ એડરીઅને એક બીજાની તરફ જોઇને પોતાની ફતેહ માટે ઝડપથી હસી લીધું!— અફસોસ, એડરીઅનની પેલી કાતીલ પ્રવાહીએ રાજાનો જીવ લીધો હતો.

ડચકાંના આવાઝોએ ગંભીર ચુપકીદીમાં બદલાઇ જવા પછી ડયુક ઓવ ડુરાએ કહયું, "મ્હને ખબર છે ત્યાં સુધી નામવર રાજાએ રાજ્યગાદીપર કોણ તેમની પછી આવે તે માટે એક નવું વીલ બનાવેલું છે, જે વીલ હવે ઝડપથી વાંચવુ જોઇએ, કેમકે નેપલ્સ પોતાના તાજવર વગરનું રહેવું નહીં જોઇએ. હું એવી સુચના કરૂં છું કે લાઇ ચેનસલર અને નોટરી–જેનરલ પેટરશીઓ વેનચુરાએ શાહી દસ્તાવેજો તપાસવા, અને આજે સ્હાંજના છ વાગે દરબારના ઉમરાવો સનમુખ મરહુમ નામવર રાજાનું વીલ વાંચવું."

તે સુચના સામે કોઇબી આવાઝ ઉઠાવવામાં આવ્યો નહીં. અને લાશવાલો તે ઓરડો રડતા રડતા બધાં છોડી ગયાં, રાણી અકેલી ત્યાં ડચકાં ખાતી બેઠી.

પ્રીતરતી ફીલીપા અને બદમાશ એડરીઅન તે ઓરડાની બહાર જેવા નીકલ્યાં કે ફીલી-પાએ એડરીઅનના કાનમાં કહ્યું "પ્યારા મ્હને તો ડયુક ઓવ ડુરાની સુચનામાં કોઇ મોટો ભેદ લાગેછ."

"બેશક કાંઈ ભેદ છે." એડરીઅને કહયું "લેકીન, લોર્ડ હાઈ ચેનસલર એક સીધોસાધો માણસ છે, તેણે કોઇ જાતનો ઘોટાલો કીધો નહીંજ હશે, અને પેલો પેટરૂશીઓ વેનચુરા તો મ્હારા હાથમાં છે—અને તેથીજ, આપણે ડયુક ઓવ ડુરાનો કોઈ ભેદી પ્લાન હશે તો તેને માત કરી શકીશું! ખાત્રી રાખ પ્યારી પીલીપા, કે આપણી જોનાજ રાજ્યગાદીપર આવશે. અને હવે, મ્હને જરાકબી ખોટી થવા વગર પેટરૂશીઓના ઘર તરફ જવું જોઇએ."

એટલું બોલી એડરીઅન મહેલ છોડી ગયો.

---

# પ્રકરણ ૧૨ મું.

## રાજ્યગાદી માટે અફડાતફડી!

---

હવે આપણને જાણવું જોઇશે કે મારકવીસ અને મારશીઓનેસ ઓવ અલતમારાના તજી દીધેલા છોકરાને પાલવા માટે એડરીઅનને આએજ ધારાશાસ્ત્રી પેટરૂશીઓ તરફથી દર વરસે છુપાછુપ નાણાંની એક મોટી રકમ મલતી હતી. મારકવીસ ઓવ અલતમારાનો હુકમ હતો કે તેના છુપી રીતે છોડી દીધેલા છોકરાને ઉધારવા માટે એડરીઅનને તે રકમ આપવી, અને મારકવીસના ધારાશાસ્ત્રી તરીકે પેટરૂશીઓ તેમ નીયમીત ચાલુ દર વરશે એડરીઅનને તે રકમ આજ સુધી આપતો હતો.

વલી, બદમાશ એડરીઅનનો જીવજાનનો મીત્ર એ પેટરૂશીઓ એવી રીતે બનવા પામ્યો કે એડરીઅનના પઇસા તે પોતાને નામે ઉમરાવોને ધીરતો હતો અને તેનું વ્યાજ એડરીઅનને તે આપતો! એટલે, પાતાલ પાણી ચલાવીને એડરીઅન તો કોરડો અને કોરડોજ રહેતો હતોઃ તે મહેલનો મોટો પીઝીશયન—જેનરલ હતો, અને વ્યાજ ખાવાનો ધંધો તે કરતો એમ જો કોઇનેબી માલમ પડે તો તેના દરજ્જાને આંચકો લાગે, તેથી આ બે મીત્રો મલી ગયા હતા. એડરીઅન પોતાના પૈસા આપતો, અને પેટરૂશીઓ તે નાણાંને પોતાના તરીકે ઉમરાવોને ધીરતો, અને મહેનતનું થોડુંક કાંઈ પેટરૂશીઓ મેલવીને એડરીઅનને વ્યાજ આપી દેતો. એ બેઉ, તેથી ત્યારે, તેરી મેરી જોડી હતી!

આપણે એડરીઅનને મહેલમાંથી નીકલેલો જોઈ ચુકયા છીએ, પણ તે મહેલમાં પાધરો પેટરૂશીઆને ઘરે આવે તેટલાં રસ્તામાં તે કાંઇ કામસર થોડો વખત રોકાઇ ગયો. અને તેટલાં થોડા અરસામાં પેટરૂશીઆને ઘર એક બીજો બનાવ બની ગયો.

એડરીઅન પેટરૂશીઆને મલે તે અગાઉ ડયુક ઓવ ડુરા તેને ઘર આવ્યો, અને ડયુકે પેટરૂશીઆને ઉંઘમાંથી ઉઠાડયો.

સહવારના પહોરમાં કોઇ ઘણુંજ અગત્યનું કામ હશે તેથીજ ડયુક આવ્યો હતો એમ જાણીને ઝટપટ પેટરૂશીઓ ઉઠી ઉભો થયો, અને હાથ મોંઢ ધોયા વગરજ તે ડયુકની સામે આવીને એક કુરસીપર બેસતાં બોલ્યો "મ્હારા નામવર, સહવારના પહોરમાં એટલું બધું તે શું ઝુરરી કામ પડયું કે આપે મ્હારે ત્યાં આપના મુબારક પગલાં લંબાવવાની તકલીફ લીધી?"

"સાંભલો પેટરૂશીઓ" ડયુક ઓવ ડુરાએ કહયું "આપણા નામવર રાજા રોબર્ટ મરણ પામ્યા છે."

"રાજા મરણ પામ્યા?" અને પેટરૂશીઓએ અજાયબી બતાવી.

"હા" ડયુકે કહયું, અને આગલ કહયું "ત્હમે જાણોછ તો ખરા કે અઢાર વરસની વાતપર રાજાએ શાહઝાદી જોનાને રાજગાદી મલે તેમ વીલ કીધું હતું અને તે વીલ કદીબી ફેરવ્યું નહીં હતું."

"હા." પેટરૂશીઓ બોલ્યો.

"પણ, મ્હારે તે ખોટું કરાવવુંછ, અને એવું કરવુંછ કે જાણે રાજાએ થોડાજ મહીનાની વાતપર એક નવું વીલ બનાવ્યું હોય." ડયુકે પ્રપંચ સમજાવ્યો "ત્હમે એક ખોટું વીલ લખી કાઢો, અને વીલમાં રાજા રોબર્ટે મ્હને રાજ્યગાદી મલે તેમ લખ્યું હોય એમ લખો, રાજાની બનાવટી સહી ત્હમેજ કરો—ત્હમને તો રાજાની સહી કરવાની ઢબ ખબરજ છે."

"પણ——"

"પણ બણ કાંઇ નહી" ડયુકે પેટરૂશીઓનો હાથ પકડી લેતાં કહયું "મ્હારૂં માનો, મારા કહેવા પ્રમાણે ચાલો, અને હું રાજા થઇશ ત્યારે ત્હમને માલામાલ કરીશ અને ત્હમારો હોદ્દોબી બહરાવી દઇશ. ત્હમને હું સાધારણ એક ધારાશાસ્ત્રી ઉપરથી લોર્ડ હાઇ ચેનસલરનો દરજ્જો આપીશ."

"તો નઉકર તૈયાર છે આપ કહો તેમ કરવા વાસ્તે." પેટરૂશીઓની ચશમો ખુશાલીથી ચમકી રહી.

"ઠીક, તો મ્હારી તરફેણમાં એક વીલ બનાવો, નીચે રાજાની નકલી સહી કરો, ત્હમારી શાખ મુકો, અને આજે સ્હાંજના તમામ ઉમરાવોની વચ્ચે મ્હને રાજા થયલો ઝાહેર કરો." અને ડયુકે તેટલું બોલી પોતાની જેબમાંથી સોનામોહરની એક ઠેલી કાઢીને કહયું "લો, બેઆના તરીકે આ એક હઝાર મોહર, એ તો સીર્ફ બેઆનું છે, હજુણ તો ત્હમારા ઈનામનો તો એક સોનાનો ડુંગર મલશે, એક ડુંગર."

"હા, લેકીન મ્હને રાજાની વીટી વીલપર મોહર મારવા સારૂ મલવી જોઈશે" પેટરૂશીઓએ યાદ કરીને કહી દીધું.

"અરે, તે કામ મ્હારૂં." ડયુકે જણાવ્યું "ત્હમે વીલ તૈયાર કરી તો નાંખો, હું કોઇબી તરકીબથી રાજાની વીટી ચોરી લાઉછ, જેનાથી ત્હમે મોહર મારી લેજો. એક કલાકની અંદર તે વીટી લઇ આઉં, તો પછી કેમ?"

"તો પછી તમામ કામ તૈયાર, ત્હમે નેપલસના રાજા, અને હું લોરડ હાઇચેનસલર, મ્હારા નામવર." પેટરૂશીઆએ ખુશી થઇને કહયું.

અને તે પછી તે ડયુક ઓવ ડુરા રાજાની વીટી ચોરી લાવવા માટે પેટરૂશીઆનું ઘર છોડી ગયો. તે ગયો, અને થોડીજ મીનીટ પછી તે લાલચુ ધારા શાસ્ત્રીના ઘરમાં તેનો

મીત્ર બદમાશ એડરીઅન દાખલ થયો!

તેણે પેટરશીઓ આગલ આવતાંજ તેની પાસે બેસી જતાં કહયું "મીત્ર પેટરશીઓ, તહારા ઘરમાંથી હમણાજ ડયુક ઓવ ડુરા ઉતરીને ગયો, તેને મેં દુરથી જોયો, અને હું છુપાઇ ગયો; તે જ્યારે ચાલી ગયો ત્યારે હું ઉપર આવ્યો. તું કાંઇબી તેના સંબંધમાં બોલે તે અગાઉ હું તુને કહી દઉં છું કે તેણે પોતાનું કામ કરવા વાસ્તે તુને જેબી રકમ આપવા કહી હોય તો તે રકમ કરતાં હું બેવડી રકમ તુને ઇનામમાં આપીશ, તેથી તું તેનું કામ ના કરતો અને હું કહું તેમજ કરવા તૈયાર થા."

"પ્યારા દોસ્ત, તહમારી અનેક મેહરબાનીઓ અને તહમારી લાંબી મીત્રાચારીને લીધે હું તહમારૂં કામ કરવા રાઝી થાઉંછ, હું ડયુક ઓવ ડુરાનુ કહયું નહીં કરીશ, તહમારૂં કહેલું કરીશ." પેટરશીઓએ એડરીઅનનો હાથ પકડી લેતાં તેને તસલ્લી આપી.

"ઠીક, તો હવે મ્હારા પ્યારા દોસ્ત, ડયુક ઓવ ડુરાએ તુને શું શું કહયું તે સઘલી વાત મ્હને કહી દે" એડરીઅને તેના ખભાં પર હાથ મુકીને જણાવ્યું.

"રાજાએ તેને રાજગાદી આપી હોય તેવું નકલી વીલ બનાવવા તેણે મને જણાવ્યું." પેટરશીઓએ ભાંગરો વાટી દીધો.

"અને તે બનાવટી વીલના બદલામાં શું આપવા કહયું?" પોતે ડયુક ઓવ ડુરાપર ફતેહ મેલવી હતી તેથી સ્હેજ હસીને એડરીઅને પુછયું.

"ત્રણ હઝાર પીઆસતલ અને હાઇચેનસલરનો હોદો."

"વાહ! બાદશાહી ઇનામ!" એડરીઅન ફરીથી હસવાનો ચહેરો કરીને બોલ્યો, "ઠીક, તો હું મ્હારો બોલેલો બોલ તોડીશ નહીં, તું મારી તરફેણમાં રહેશે તો મ્હારી તરફથી તુને છ હઝાર પીઆસતલ આપીશ અને તે ઉપરાંત લોર્ડ હાઇ ચેનસલરનો તથા લોર્ડ હાઇ ટ્રેઝરરનો હોદો—એ બેઉ હોદા—તુને હું આપીશ. કેમ, હવે તો ખુશી કેની?"

"મોટી ખુશી!" પેટરશીઓએ ખરી ખુશી બતાવીને કહયું "હુ તહમારે વાસ્તે કામ નહીં કરૂં વારૂ! તહમારૂં કામ તો મ્હારા સરોચશમથી."

"તો ઠીક." એડરીઅને જણાવ્યું "બેસી જા લખવા, અને ડયુક ઓવ ડુરાએ કહયુંછ તે ખોટું વીલ તૈયાર કરી નાંખ, હું એ ડયુકના તાંતીઆ એનાજ ગલામાં બોલવી દેવા માંગુછ. હું ઘરે જઇને કેટલીક ઝુરરી ચીઝ લઇને એક કલાકમાં તો પાછો અહીં ત્હારી પાસે આઉંછ."

"ડયુક રાજાની વીટીને ચોરીને અહીં આવવાનો છે." પેટરશીઓએ કહયું.

"તું ગુપચુપ હું કહુંછ તેમ કર, હું કેવી રમત રમુંછ તે તો જોજે—તું ત્હારૂં વકી લાતપણુ ચલાવ અને હું મ્હારી સરજરી, જોજે મ્હારૂં વહાડકાપ એવું તો રામબાણ ઉતરશે કે ત્હારી વકીલાતનેબી બાજુએ બેસારશે" એડરીઅને ઉકમાઇ લઇને જણાવ્યું, અને તે પછી તે અતી ઝડપથી પેટરશીઓનું ઘર છોડી ગયો.

પેટરશીઓ તો બધો ખુશીનો દીવાનો બની ગયો! અરે, બધા મોટા આબુરો તેના

કામ માટે અક્કડા તક્કડી કરતા હતા!! ડયુક ઓવ ફુરા તેને રાજગાદી અપાવવા કાલાવાલા કરતો હતો, અને એડરીઅન જેવો મોટો ફીઝીશયન—જેનરલ શાહઝાદી જોનાને રાજગાદી અપાવવા તથા ડયુકને માત કરવા તેની મદદ લેવા આવ્યો હતો! અને મદદના બદલામાં વલી કેટલું બધુ તેને મોટું ઇનામ અને મોટું માન અને મોટો દરજ્જો મલનાર હતો!! ઓહોહોઓઓ!!

હવે તે લાલચુ ધારાશાસ્ત્રી બનાવટી વીલ બનાવવા બેઠો, અને તે લખીને પુરૂં કરી રહયો કે જાણે તુરતજ આવવાનુ હોય તેમ તેનો મીત્ર એડરીઅન પાછો આવીબી લાગયો!

"જો, હવે હું કહું તેમ કર" એડરીઅને જણાવ્યું, અને પોતાની જેબમાંથી એક નહાનો પતરાનો દાબડો ખેંચી કાઢતાં તેણે કહયું "આએ સાહી છે, અને આએ મોમ છે. આએ સાહીથી રાજાની સહી કર અને આએ મોમથી રાજાની મોહર ડયુકની સામેજ મારજે" અને તેટલું કહીને તેણે પેટરશીઓના કાનમાં કાંઇ બબડી લીધું, જાણે કે દીવારનેબી કાન હોય. તે પછી તેણે વધાર્યું, "અને સ્હાંજના તું એ વીલ લઇને આવજે, ડયુક તો એમજ સમજશે કે તું વફાદાર છે અને તેં તેનું કામ કીધું છે. એટલું કામ કર, દોસ્ત, પછી બાકીનું હું જોઈ લઇશ, તું કાંઇબી ગભરાતો ના, તહારા એક બાલનેબી કાંઇ ઇજા નહિ પહોંચશે, તું તો સહીસલામત બચી જશે, અને ડયુક તહારીપર કાંઇબી શક લઈ જવા વગર પોતે માત થઈને હારશે."

એડરીઅનના કહેવા મુજબ કામ કરવા પેટરશીઓ કબુલ થયો, અને એડરીઅનની પેલી સાહી તથા મોમ પોતાની તરફ ખેંચતા તે હસ્યો—એડરીઅન તેના હાથપર હાથ મારીને ખુશી થતો ત્યાંથી ચાલી ગયો.

* * *

પેલી તરફ રાજાની લાશવાલા ઓરડામાં કોઇજ નહીં હતું, બધાં થોડાજ વખતપરના સુવા ગયલાં નસોસ પડેલાં હતાં, અને એક નઉકરડી બહાર બેઠેલી હતી. ડયુક ઓવ ફુરાએ ત્યાં આવીને પુછ્યું "કેમ, મરહુમ રાજાની લાશને નહવડાવી કે? ખુશબુ લગાડયું કે? લાશવાલા ઓરડામાં કોઇ છે કે?"

"નહી, નામવર ડયુક" તે નૌકરડીએ કહયું "લાશવાલા ઓરડામાં હાલમાં કોઇજ નથી. રાણી નામવર જ્યારે ઘણાજ થાકી ગયાં ત્યારે તેવણુને બહોંસ કરીને આરામ કરવા લઇ જવામાં આવ્યાં, મરહુમની લાશને નહવડાવી સફા કરીને મુકેલી છે, ખુશબુ લગાડવા માટે મહારી સાથવાલો એક નઉકર ખુશબુ લેવા રાણીના કમરામાં ગયો છે."

"હજુણુ ખુશબુ લગાડી નથી? રાજાનું શરીર એમનું એમ રાખ્યું? દોડ જલદી; તુ જઇને ધાંધલ કરીને તે નઉકરને મદદ લાગી એકદમ જલદીથી ખુશબુ લઇ આવ, જા, હું મરહુમની લાશ આગલ બેસુંછ અને બંદગી કરી લઉંછ, તું દોડી જા." ડયુકે મતલબી ઘોંઘલ ધરપચ કીધી, અને પેલી અઉરત ત્યાંથી ખુશબુ લેવા અને પેલા નઉકરને કહેવા દોડી ગઇ!

ડયુકે જોયું કે સંજોગ એવો તેની તરફેણમાં થયો હતો કે મયદાન ખાલી હતું. તો તેણે, તે મલેલા મઉકાનો લાભ લઈને ઝડપથી લાશવાલા ઓરડામાં દાખલ થયો, મગર—

ત્યાં જતાંને વાર તેની નઝરે જે દેખાવ પડયો તેથી તે દંગ થઇ ગયો !

રાજાની આખી લાશપરથી કોઇ એવા પ્રકારનો ઝીણો ચમકારો ચમકતો હતો કે તે નવાઈ જેવો દેખાવ ડયુકે પોતાની આખી ઝીંદગીમાં કદી જોયો નહીં હતો, ડયુક તે જોઇને અજબ થયો, ગભરાઇ ગયો, અને બીહને એક પતથરના પુતલાંની માફક થંભ થઇ રહયો

તેનાં રૂવેરૂવાં ઉભાં થયાં–તેના કપાળપર પસીનાના મોટા મોટા ટીપાં ફુટી નીકલ્યાં–અને તેણે ગમે તેટલું મન મઝબુત કીધુ તોબી તેની છાતીમાંથી એક ધીમી ચીખ નીકળી પડી !

વળી અધુરામાં પુરૂં, એકાએક તે ચમકારો વધી જવા સાથે મરહુમ રાજાની દુટીમાંથી એક સુફેદ વરાળ બહાર પડી, જેથી ડયુક ઓવ કુરાની ધાસ્તીમાં વધારો થયો અને દેહસ્ત ખાઈ ગયલો તે જવાન ઉમરાવ આ વધારે અજાયબ કરનારા દેખાવથી વધારે ગભરાઇ ગયો, થરથર ધ્રુજી પડયો, અને બેસુધ થઇને ઝમીનપર તુટી પડયો !!

---

## પ્રકરણ ૧૩ મું.

### એડરીઅનનો સવલો પાસો !

બેહોશ થયલો ડયુક ઓવ કુરા હોશમા આવ્યો તે દરમ્યાન થોડીક મીનીટો પસાર થઇ ગઇ, અને જ્યારે તે કયાં હતો અને શું કામ આવ્યો હતો તેની સુધ્ધી તેને આવી ત્યારે તેણે જે કામ માટે હાથ ઉઠાવયો હતો તે માટે કાંઇક પસ્તાયો, અને તે કામ ભવીષ્યમાં પાર પડશે કે નહિં તે માટે તેને ફીકરબી થઈ ! મગર તેણે દીલ સખત ફરીથી કીધું, અને બીછાણા તરફ નઝર નાંખી.

પેલા વીચીત્ર ચમકારા જે લાશપરથી ઉડયા હતા અને પેલી સુફેદ વરાળ જે મરહુમ રાજાની દુટીમાંથી નીકલી હતી તે હવે બેમાલુમ હતાં, અને થોડોકવાર ડયુક પોતે સોચ કરવા લાગ્યો કે રખે તેની આખોએ તેને ઠગયો હોય અને તેનુ દીલ બુઝદીલ બનીને નકામું બીધું હોય !–તેણે વળી ખ્યાલબી કીધો કે મઔાત પછીબી રાજા રોબર્ટ શાહઝાદી જોનાનેજ રાજ્ય-ગાદી આપવા માટે કોશીશ કરતો હતો અને વીચીત્ર ચમકારાઓથી તેને બીવહડાવીને નસાડવા માગતો હતો !! મગર બીજીજ પળે તેણે પોતાના તે હસવા સરખા ખ્યાલપર હસીબી લીધું, અને હવ, તેથી તે હીમત લાવીને આગળ વધ્યો અને લાશના હાથપર તેણે પોતાનો હાથ મુકયો.

તેમ કરતાં તે ધ્રુજયો, બરફ જેવા ઠંડા હાથનો સ્પર્શ તેના ગરમ હાથને લાગ્યો કે તે ચોંકયો અને ધ્રુજયો. ધ્રુજતા ધ્રુજતાજ તેણે હાથ લાશના આંગલાંપર લીધો અને મરહુમ રાજાની વીંટી જે હજુણુ તે હાથપરજ હતી તે ઉતારી આજુબાજુ જોઇને પોતાની જેબમાં છુપાવી !

તેણે મેહલ છોડયો, પેટરૂશીઆના ઘર તરફ ગયો, જ્યાં તે લાલુચનો ગુલામ નકલી વીલ તઈયાર કરી ચુકયો હતો. અને તે વીલની નીચે રાજાની સહી તેણે એડરીઅનની આપેલી

સાહીથી કરી હતી.

ચારલ્સ (ડયુક ઓફ ડુરા)એ પેલી વીટી મેજપર મુકતાંજ પેલું બનાવટી વીલ પોતાની તરફ ખેચીને વાંચવા માંડયું, અને તે સતોશ પામ્યો, તે પછી તેણે રાજાની સહી કીધેલી જોઇને ખુશી થઇને પેટરશીઓને કહયુ "વાહરે તમારી કલમ! બીલકુલ જાણે રાજાએ પોતેજ સહી કીધી હોયના તેવીજ માલમ પડેછ! ભલાં અફલાતુનનેબી શક પયદા નહીજ થાય તેવી કુશળતાથી આપે બનાવટી વીલપર બનાવટી સહી કીધીછ. હવે, તમે આએ વીલ બંધ કરો ને આએ વીટીથી મોહર મારીને સીલ કરો જાણે રાજાએ પોતેજ કીધું હોય!"

પેટરશીઆએ એડરીઅનને આપેલું પેલુ મોમ લીધું અને તે વીલના કવરપર મુકીને તેની પર રાજાની વીટીએ મોહર મારી દીધી, હવે ચારલ્સને ધીરજ આવી તેણે પોતે વીલ વાંચ્યું હતું, રાજાની તેપર બનાવટી સહી કીધેલી જોઈ હતી અને તેની નઝર સામે રીલ કરવામાં આવ્યું હતું! હવે તો ફકત કાલથી રાજા થવાનીજ માત્ર ખોટી હતી!!

"મહારે તમને થોડુંજ કહેવાનુ બાકી છે." ચારલસે પેટરશીઆને હલવેથી કહયુ "તમે હવે હાઇ ચેનસલર પાસ જાવો, તેવણને કહો કે તમારી પાસે રાજાએ આપેલુ નવું વીલ છે, અને રાજાએ તે વીલ આપતી વખતે તમને એવો હુકમ આપ્યો હતો કે વીલની વાત રાજાના મરણ પછીજ ઝાહેર કરવી, તે અગાઉ કોઇનેબી કાંઇ કહેવું નહીં."

"અને પછી?" પેટરશીઓએ ખોટી આતુરતા બતાવી.

"અને પછી શું? સ્હાંજના તમે એ વીલ લઈ આવો, ત્યાં હાઈ ચેનસલરને વાંચવા આપો, અને મને રાજા બનાવો, તમારૂ ઈનામ જીતી જાવો, કાલથી હું નેપલ્સનો નવો રાજા, અને તમે મારી મરઝીના નવા હાઇ ચેનસલર! કેમ ઠીક કેની?"

"હા," હસીને તે ખંધો ધારાશાસ્ત્રી બોલ્યો.

તે પછી સંપુરણ સંતોષ પામેલો ચારલ્સ ત્યાંથી ગયો.

ખુરશીદના તડકા સાથે નેપલ્સના ત્રણસો દેવળોમાં ગમગીન આવાઝ કરતાં ઘંટા વાગ્યા, જેથી તમામ રઇયત વાકેફ થઇ કે રાજા રોબરટ મરણ પામ્યા હતા.— તે વાકેફગીરી પછી રઇયતમાં જુદા જુદા પ્રકારની અફવાઓ ઉડી રહી; કોઇ કહે કે હવે તો શાહઝાદી જોના અને શાહઝાદો એનદરીયા એ બેઉ ધણી–ધણીઆણી સાથે મળીને રાજય કરશે, જયારે કોઈ કહેવા લાગ્યું કે શાહજાદી જોના પોતેજ એકેલી રાજયગાદીપર બેસશે અને શાહઝાદો એનદરીઆ ડયુક ઓવ કેલેબેરીઆના નામથીજ ચાલુ રહેશે, અને વલી કેટલાક તો કહે કે શાહઝાદી જોના પચીસ વરસની થશે ત્યાંસુધી રાજમંત્રીઓ રાજ્ય ચલાવશે, કોઇ કહે તેનો વર તેને બદલે રાજ ચલાવશે અને કેટલાક તો ગપશપ ઉડાવવા લાગ્યા કે ચારલ્સ ડયુક ઓવ ડુરાજ રાજ્યનો હકદાર છે અને તેજ રાજયગાદી ભોગવશે.

બપોરે એવી વાત શહેરમાં ઉડી રહી કે મરહુમ રાજાએ બે વીલ બનાવ્યા હતા અને તે બન્ને વીલો સ્હાંજના દરબારમાં વાંચવામાં આવનાર છે, તેમાનું એક વીલ મરહુમ રાજાએ અઢાર વરસની વાતપર બનાવયું હતું જે તે વખતથીજ હાઈ ચેનસલર પાસે છે–અને બીજું વીલ જે મરહુમે ત્રણ મહીનાની વાતપર નવું બનાવ્યું હતું તે નોટરી જેનરલ પેટરશીઆને

સોંપવામાં આવયું હતું અને તે વાત રાજાના મરણ સુધી કોઈને નહીં જણાવવાનો તેમનો હુકમ થયલો હતો.

મહેલમાં જ્યારે એ વીલની વાત જોશભર ફેલાઇ રહી ત્યારે જોના સરદ દીલની થઇ ગઇ કે રાજયગાદી તેને નહીં મળશે, મગર ફીતરતી ફીલીપાએ તેને દીલાસો આપીને કહયુ કે રાણી તો તેજ થનાર છે—ત્યારે જોના ધીરજ પામી, અને તેનો આશક સર રોબર્ટબી ખુશી રહયો.

મહેલની અંદર અને બહાર—મહેલમાં અને શેહેરમાં આતુરતા અને જીજ્ઞાસાની ગોયા હદ થઇ રહી, અને સઉ કોઈ સ્હાંજના શું બનશે અને કોણ તાજવર થશે તેના વીચારમાં છ વાગતાની રાહ જોવા લાગ્યા!

નકકી થયલા વખતની થોડીક મીનીટ અગાઉથી દીવાને-ખાસમાં ઉમરાવો અને તેમની બાનુઓ સીહા લીબાસમાં આવીને બેઠાં, જે આલીશાન દીવાનની દીવારોપરબી કાળા પરદાઓ રાજાના મઓતના સોગમાં ઉતારવામાં આવ્યા હતા.

બધાં ગોઠવાયાં બાદ બરોબર છ વાગતાને ટકોરે ડયુક ઓવ ડુરા પોતાના રેસાલાના થોડાક શ્રહસ્થો સાથે દાખલ થયો. તે એક મખમલની મોટી કુરસીમાં બેઠો, અને તેના મીત્રો તેનાથી થોડે દુર બીજી કુરસીઓમાં ગોઠવાઇ ગયા.–ડયુક તો જાણે કશામાં હતો નહીં તેવો તેણે ચેહરો કીધો હતો, મગર તેની છાતી કાંઇક ધડક ધડક ઉડતી હતી!

હાઇ ચેનસલર અને નોટરી–જેનરલ પેટરૂશીઓની જુદી જુદી મેજપર બે દસ્તાવેજો પડેલા હતા, હાઇ ચેનસલરે સીલની બાજુ ઉપર દેખાતી મુકી હતી અને નોટરી–જેનરલે તો તેનું મોટું પરબીડું ઉલટુ મારયું હતું!

મરહુમ રાજા રોબરટની મહોરદાર રાણી સેનસીઆના જમણા હાથ પર શાહઝાદી જોનાંએ જગ્યા લીધી હતી, અને ડાબા હાથ પર શાહઝાદો એનદરીઆ બેઠો હતો, રાણીની પાછળ ફીલીપા કાઉનટેસ ઓવ કેબેનો હતી.–થોડેક દુરથી રોબર્ટ ડ કેબેનો બેઠો હતો, અને તેના જમણા હાથ પર જોનાની માનીતી બાનુ-ખીદમતકાર "દોના કેરોલીના" હતી.

શાહઝાદી જોનાની એ માનીતી સાથી કેરોલીના ખુબસુરતીનો ગોયા એક નાદર નમુનો હતી, મગર, અફસોસ કે તેની ચશમો અને તેના સીનામાં હવસની જવાલા જલતી હતી!! મોટી ચલકતી આસમાની આંખ, સુફેદ અને ગુલાબી મીશ્રનો સુંદર નકશદાર ચેહરો, પરવાલા સમાન હોટ, અને મોંઢાની નનની નનની દાબડીમાં ગોઠવાયલા હાર કટાર સુફેદ દાંત, હંસની ગરદન સમાન ઉંચી ડોક, ઢલાવદાર ખભાં, પટલી પટલી કમર અને સરોવર સરખું દમામદાર શરીર/તો કેરોલીનાને બીહીસ્તની એક હસીન સુરત હુરના મુકાબલામાં મુકતી હતી–લેકીન, સદ હઝાર અફસોસ, તે ચલકતા સુંદર સુફેદ શરીરની અંદર કાતીલ હીર્સ અને પલીદ હવસની વસ્તી હતી, જેથી તે દોઝખની ચુરેલનીના મુકાબલામાં મુકાતી હતી!!–કેરોલીના! કેરોલીના! સુરતમાં તે ખુશનુદાર જનનત હતી, મગર, સીરતમાં તે ગંદીલી જહન્નમ હતી!!

છ અને પાંચ મીનીટે લોર્ડ હાઇ ચેનસલર ઉઠયો અને તેણે પોતાને બહાર વરસની

"મશરેક" ની નોવેલ "તકદીરની તકલીફ."



કરાલાના.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ

વાતપર જે વીલ આપવામાં આવ્યું હતું તેનું સીલ ફોડતાં વીલ હાથમાં લઇને બાગેબુલંદ આવાઝે કહ્યું "મરહુમ નામવર રાજા રોબેર્ટ આ વીલપર પોતાની સહી કરીને અઢાર વરસની વાતપર મહને આપ્યું હતું, અને હવે હું એ વાંચું છું."

મઓત જેવી ચુપકીદી ત્યાં ફેલાઇ રહી અને હાઇ ચેનસલરે તે વીલ વાંચ્યું, જેમાં જણાવેલું હતું કે 'હર રોયલ હાઇનેસ શાહઝાદી જોનાને રાજ્યગાદી આપવી. જો, શાહઝાદીએ અઢાર વરસની ઉમર પસાર નહીં કીધી હોય તો ચોકકસ (જેમના નામ જણાવેલા હતા અને જેની આપણને હવે જરૂરત નથી તે) ઉમરાવોએ રાજમંત્રીઓ તરીકે રાજ્ય ચલાવવું, જો રાજાના મઓત વખતે શાહઝાદી અઢાર વરસની થઇ હોય તો તેણે પોતે રાજ્ય કરવું. અને જો તે અરસામાં તે પરણી હોય તો તેના ધણીએ તેના ભેગુ રાજ્ય ચલાવવું."

એ વીલમાં ડયુક ઓવ ડુરાને વાસ્તે તો એક શબ્દબી લખેલો નહીં હતો, અને તેથી અદબ વાળીને બેઠેલા ચારલ્સના ચહેરાનો રંગ ચઢતો અને ઉતરતો ગયો!

"અઢાર વરસની વાતપર મ્હને સોંપવામાં આવેલા આએ વીલથી આજે આપ જોઇ શકયા છો કે મરહુમ રાજાની ઇચ્છા મુજબ શાહઝાદી જોનાજ રાજગાદી—"

પણ હાઈ ચેનસલર પોતાનુ બોલવુ પુરૂં કરી રહે તે અગાઉ પેટરૂશીઓએ ઉઠીને કહયું "હું આપ લોર્ડશીપને નમનતાઇ પુર્વક અર્ઝ કરૂં છું કે તહમોએ આએ એનવેલપની અંદરતું વીલબી વાંચવું."

ગમગ્રીર ચુપકીદી ત્યાં ફેલાઇ રહી, અને એક ટાંચણીબી પડે તો તેનો આવાઝ થાય એવી શાંતી ત્યાં થઇ! મગર, હવામાં ફેલાયલી તે ઉપર ઉપરની શાંતી હતી, કેમજે ત્યાં બેઠેલા કેટલાક આદમીઓની છાતીમાં તો શાંતીને બદલે તુફાન-તુફાન ઉઠી રહયું હતું!

જોનાનો ચહેરો તો મઓત વખ્તે જે ફીકાસ આવે તેવો ફીકાસ ધરાવતો થયો, અને ડયુક ઓવ ડુરા તો જાણે કશુંજ જાણતો નહી હોય તેવી અદા અને આવભાવથી અદબ વાળીને બેસી રહયો. તોબી, તેના સીનામાં સમનદરના મોજાઓ ઉછળે તેમ આતુરતા પોતાના ઉછાળો મારતી હતી!—રીતરતી ફીલીપાની ચશમો અંધીરાઇમાં ડુબી ગઇ હતી; મગર, બદમાશ એડરીઅન શાંત, તમામ શાંત, હતો! શાહઝાદો એનદરીઆ અધીરો અધીરો પડયો હતો, રોબરર્ટ ડ કેએનો જોનાની માફક ધાસ્તીભર્યો થઇ ગયો, અને ખુબસુરત કેરોલીનાના કીરમીઝી હોટો ફીકાસ તરફ ઘલીને લાલાસ તરફ ગોયા બીમાર થયા હતા!

લોરડ હાઇ ચેનસલરે તે એનવેલપ હાથમાં અપાએલું ઉંચકતાંજ મોટે સાદે પેટરૂશીઓને પુછ્યું "આ દસ્તાવેજ આપને મરહુમ નામવર રાજાએ આપ્યું હતું?"

"હાજી" પેટરૂશીઓ, ડયુક ઓવ ડુરા કે એડરીઅન તરફ નજર ઉઠાવીને જોવાની હીંમત કર્યા વગરજ બોલ્યો.

મગર, સીલ તરફની બાજુ પોતાની તરફ લેતાંજ લોરડ હાઇ ચેનસલર ચોંકયો, અને બોલ્યો, "આ શું! નામવર રાજાની મોહર તો જણાતી નથી! સીલનો આકાર છેકાઇને પચરાઇ ગયેલો છે!"

ડયુક ઓવ ડુરા તો તે સાંભળીને એક સર્પે ડંખ માર્યો હોય તેમ ચોંકીને ઉછળ્યો, મગર તેણે પોતાની લાગણી છુપાવવાની કોશીશ કીધી!–પેલી તરફ તેના દુશમનોમાં ખુશાલી અને ઉમરાવોમાં અજાયબી ફેલાઇ રહી!

"નામવર રાજાની મોહર જણાતી નથી, છતાંબી અંદરનો દસ્તાવેજ હુ ખોલું છું, અને નામવર રાજાએ શું લખ્યું છે તે વાંચું છું." હાઇ ચેનસલરે જણાવ્યું, અને તેણે એનવેલપ ઉખેડીને દસ્તાવેજ જોયો–મગર, તેની નીચે રાજાની સહી નહી જોઇને તે ફરીથી અજાયબી સાથે પુકારી બોલ્યો "આ વીલ છે, પણ એની નીચે નામવર રાજાની સહીજ કયાં છે?"

હવે તો ડયુક ઓવ ડુરા ગોયા ફાટીજ ગયો, તેના ડોળા બહાર નીકલી આવ્યા; અને તમામ ઉમરાવોમાંબી તઅજ્જુબીના ગણગણાતથી આપસ આપસમાં ગુસગુસ થઇ!

"મ્હારા લોર્ડ મ્હને લાગેછ કે તહમારી કંઇ ભુલ છે." ડયુક ઓવ ડુરાથી થોભાયુંજ નહીં, જેથી તે ઉઠીને બોલ્યો.

"લો, તહમે જુઓ." લોર્ડ હાઇ ચેનસલરે તે દસ્તાવેજ બતાવ્યો, અને ત્યાં સહી નહીં જોઇને ચાર્લસ તો મઓત આવ્યું હોય તેમ રંગ ઢંગ વગરનો થઇને ધરૂજ્યો!

"હવે ત્યારે," લોર્ડ હાઇ ચેનસલરે કહયું "આ નવા વીલમાં ગમે તે લખેલુ હોય તોબી તે તદનજ નકામું છે, રાજાની સહી વગરનું વીલ કોરા કાગળ કરતાં કાંઇબી વધારે વઝન ધરાવતું નથી, અને તેથી આ લખેલું કાગલ રદ છે, અને મેં આ આગમજ વાંચેલું વીલ ખરૂં છે."

ચારલ્સ ડયુક ઓવ ડુરા દબ દઇને પોતાની કુરસીમાં પડી ગયો. તે વીચાર કરવા લાગ્યો કે આ તે સ્વપ્નો તો નહી જોતો હોય, મગર તેણે પોતાની આંખો ખુબસી ચોળી, અને જોયું તો તેની સામે ખરાજ બનાવો બનતા હતા તે ત્યારે સમજીજ નહીં શકયો કે આ કેમ બનયું હતું. તેણે પોતે રાજાની સહી કીધેલી જોઈ હતી, પેટરૂશીઓએ તેની સામેજ તેની પર સીલ મારયું હતું, અને આ શું થયું? વીનીની મોહર પીગલી ગઇ! અને રાજાની સાહી નદારદ થઇ ગઇ!!

તેવામાં ચારલસને કંઇ ખ્યાલ આવયો, અને તે તુરતજ ઉઠીને બોલ્યો "મહને લાગેછ કે સહી અને મોહરમાં કાંઇ દગો રમાયલો છે, તહમે નોટેરી જેનરલને પુછો કે રાજાએ એવણને આએ વીલ એવણની પાસે લખાવીને, એવણ સામેજ સંપુર્ણ બનાવીને, એવણને આપ્યું હતું કે નહીં?"

અને લોરડ હાઇ ચેનસલર કાંઇ બોલે, કે નોટેરી–જેનરલ કાંઈ ખુલાસો આપીને પોતાને ફસાવે કે બચાવે, તે અગાઉ નોટેરી–જેનરલ પેટરૂશીઓને ડયુક ઓવ ડુરાની ખફગીથી બચાવી લેવા એડરીઅન પોતાની જગયાપરથી ઉઠીને મોટે આવાઝે બોલ્યો "મજલીસના નામવરો, રાજાએ પેટરૂશીઓને આએ નવું વીલ આપ્યું ત્યારે હુંબી હાઝર હતો, અને મ્હને રાજાએ કાનમાં જણાવ્યું હતું કે શાહઝાદી જોનાનો હક છીનવી લેવાની વારંવાર ડયુક કોશીશ કરતો જણાય છે તેથી ચારલસને બનાવવાને ખાતીર, અને તેને એક મઝબુત ધકો

"મશરેક" ની નોવેલ "તકદીરની તકલીફ."



જોના, નેપલ્સની રાણી.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

આપવાને વાસ્તે, હું વગર સહી અને વગર મોહરનું આએ નીકામું વીલ બનાઉં છ."

ચારલસ ડયુક ઓવ દુરાએ જોયું કે બદમાશ એડરીઅને તેને માત કીધો હતો, અને તેથી તે હોટ કરડીને ફરીથી ઢબ દઇને કુરસીમાં બેસી પડયો, અને તેજ વખતે હાઈ ચેનસલરે એડરીઅનને બોલવાની નીશાની કરતો ઉઠીને જણાવ્યું "મ્હને કોઇબી તરફ કાંઇબી બોલવું નથી, ગમે તે હોય, પણ આએ નવુ વીલ કાંઇ વીલ કહેવાયજ નહીં. એ તો ખાલી કાગઝનો કીંમત વગરનો ટુકડો છે, અને ત્યારે મરહુમ રાજાના વીલ મુજબ આ નેપલ્સના તાજદાર તરીકે રાણી જોનાને આપણે મુબારકબાદી આપીશુ અને તેવણુના ભરતાર એડનરીઆ ડયુક ઓવ કેલેબરીઆને."

મગર, હાઇ ચેનસલર વધુ બોલે તેટલાં રીતરતી ફીલીપાના છોકરા સર રોબર્ટે ઉઠીને બુમ પાડી "ઘણું જીવો રાણી જોના"–અને તે બાદ તમામ ઉમરાવોએ અને તેમની બાનુ-ઓએ ઉપાડી લેતાંજ ત્યાં ખુશાલીની મોટી ગર્જના ઉઠી રહી "ઘણું જીવો રાણી જોના" અને હાઇ ચેનસલર પોતાની કુરસીમાં બેસી ગયો.

ત્રણ વખત તે હર્ષનાદ થયો, અને તેના પડઘા આખા મહેલમાં ગોયા ફયલાઇ રહયા, કેમ જે ત્યાંના ઉમરાવોએ "ઘણું જીવો રાણી જોના" ના પુકાર કીધા; અને બોલબોલ-તામાં રસ્તાપર ઉભેલા લોકોમાંથી જોના રાણી થઇ હતી તે વાત માલમ પડતાંજ હર્ષીત આવાઝો થઇ રહયા.

લોર્ડ હાઈ ચેનસલર વીલ પુર્વક રાણીનો ભરતાર શાહઝાદો એનદરીઆબી રાજ્ય ગાદીપર હક ધરાવતો હોવાથી તેને માટે પાછો બોલવા ગયો, પણ તેના આવાઝને એનદરીઆનો દુશમન રોબરટ "ઘણું જીવો રાણી જોના" ના આવાઝથી દાબી દેતો હતો, અને પુકારો પછી પુકારો થવા બાદ રાણી જોનાને લઇને ફીલીપા અને કેરોલીનાં ત્યાંથી ગઇ, કે બીજા ઉમરાવોબી તેમની પાછળ ધરોધર ઉતરી પડયા, અને તમામ ગડબડ ઘોંઘાટ વચે લોર્ડ હાઈ ચેનસલરનો આવાઝ દબી જવાથી અને પોતાનું બોલવું હવે ફુગુલ જાય તેથી, લોર્ડ હાઇ ચેનસલરેબી ત્યાંથી ચાલવા માંડયું!

તે દીવાનેખાસ રફતા રફતા મોકલો થયો, મગર ચટપટયો અને હારેલો ડયુક ઓવ દુરા ત્યાંજ બેસી રહયો અને થોડેક દુર જયારે એનદરીઆનેબી દીલગીર બેઠેલો જોયો ત્યારે તે એનદરીઆની આગળ ગયો, અને તેની પાસે બેસી જઇને બોલ્યો "મ્હારા લોર્ડ આજનો આ બનાવ આપણુને બન્નેને મોટા દોસ્ત બનાવે છે. આપણે બેઉ નીરાશ થવા છીએ–આપણુને બન્નેને ઠગવામાં આવ્યા છે–અને આપણે બન્ને ઇનતેકામી બન્યા છીએ."

"હા, અને ત્યારે દોસ્તીથી આપણે કામ કરીશું" એનદરીઆએ ચારલ્સના હાથમાં પોતાનો હાથ મુકી દેતાં કહયું.

"ઇનતેકામ–બદલો–વેર, મ્હારા પ્યારા દોસ્ત આજથી આપણે બન્ને બાઇ ભાઇઓની માફક એક બીજાને ચાહીને આપણા દુશમનો સામે વેર લઇશું, અને આપણા મુદદઇઓને ઇનતેકામના આતશથી બશમ કરશું–તબાહ કરશું–તેમની બોટી અને હડ્ડીબી નોંચી ચબા-વીને આપણું વેર લઇશું." જુનુનથી દાંત કચકચાવીને ચારલ્સ ડયુક ઓવ દુરાએ કહયું, અને એનદરીઆએ તેની વાતને ટેકો આપ્યો.

# પ્રકરણ ૧૪ મું.

## અલતમારાના અમીરની બેટી.

હવે આપણે જરા બીજી તરફ આપણી નઝર ફેરવીશું. એક ખુબસુરત સુંદરી જે ગુલે નવચાની માફક જોબન અને જવાનીના પુર બહારથી ખીલેલી હતી તે, અલતમારાના અમીરના આલીશાન મકાનમાંથી બહાર પડી. તે સુંદરીની સાથે તેની બે સાહેલીઓ હતી, જેઓ ઉમરમાં અધોર હતી.

તે બે અધોર સાહેલીઓની તે હસીન સુરત જવાન ખાતુનનું નામ લુસીઆ હતું, અને અલતમારાના તવંગર અમીરની તે એક પુરી બેટી હતી.–લુસીઆ જ્યારે પોતાના અમીર પીદરના મહેલમાંથી બહાર પડી ત્યારે સ્હાંજનો વખત થયલો હતો, અને તે સ્હાંજના મરહુમ નામવર રાજા રોબર્ટને સારૂ શાનતા શીરાના દેવલમાં ખાસ બંદગી થનાર હતી.

બંદગીમાં શામીલ થવા લુસીઆ જતી હતી, અને તેની હમરાહ તેની ફરમાબરદાર હતી.–જે દરેક પગલું તે જવાન સુંદરી ઝમીનપર મુકતી હતી તેથી તે ગોયા ઝમીન ખુશનુદ બનતી હતી કેમજે અલતમારાના અમીરની આ અઢાર વરસની કુંવારી સુંદરી પાપ વગરની નીરદોશ અને ભોલી ભાલી હતી. આહહા! તેની આંખોજ શહાદત પુકારતી હતી કે તેમાં મીઠાસ હતો, બલાઇ હતી, ભોલાઇ હતી, અને સાફ પવિત્રાઇ હતી.

દેવલમાં તે નીરદોશ સુંદરી દાખલ થઇ અને આગલી હારની પાછલ બેઠી, જ્યારે તેની બરાબર સામે નવજવાન ખુબસુરત એક છોકરો બેઠેલો હતો. તે છોકરો સઉથી પહેલી હારમાં હતો, લુસીઆ તેની પાછલની હારમાં હતી, અને જ્યારે સઉ અચકીને બંદગીમાં રોકાયા ત્યારે લુસીઆને લાગ્યું કે પેલો જવાન ડચકાં ખાતો હતો, તોજેશ અને તઉબા કરતો હતો, અને વારંવાર આંખો ઉપર ઉઠાવીને જાણે પાક ખુદાથી કોઇ મુરાદ માંગતો હતો.

કુદરતી કાંઇ એવું તો દીલ લુસીઆનું તે જવાન છોકરા તરફ દોડયું કે તે પોતેબી સમજી શકી નહી કે એ કંઇ લાગણી હતી!–કોઇ દીવસે નહીં, અને આજે તેનું ધ્યાન બંદગીમાં લાગ્યું નહી, અને પેલા છોકરાના ડચકાં તરફ તેનું ધ્યાન ખેંચાયા કીધું.

આખીર એવું થયું કે લુસીઆ પેલા જવાનના ડચકાંથી પોતેબી રડી પડી, અને તે વખ્તે લુસીઆના ડચકાંનો સાદ સાંભલીને તે જવાને પાછલ જોયું–અને તેણે લુસીઆને જોઇ ને જોઇજ કે તે અચકયો, અટકયો, શરમાયો, અને લુસીઆ તરફ ખેંચાયો! મતલબ કે, હવે તે છોકરાનું ધ્યાનબી લુસીઆમાંજ ગયું!

આખીર બંદગી પુરી થઇ અને બધાં બાહર નીકલ્યાં, જ્યારે બેધ્યાન થયલી લુસીઆનો રૂમાલ તેના હાથમાંથી પડી ગયો, અને તેની પર તેનું કે તેની સાહેલીઓનું ધ્યાન ખેંચાયું નહીં–પણ, એક જણે તે રૂમાલ પડી જતો બરોબર જોયો, અને તે ઉંચકી લીધો.

બહાર તક જોઇને તે જવાન ખુબસુરત લુસીઆની નઝદીક આવીને પેલો રૂમાલ આપતાં

બોલ્યો " કુદરતે મહને આ ઇત્માલથી આપ સાથે વાત કરવાની ગોયા એક તક આપી છે, બાનુ, હવે હું આપ સાથે બોલવાની રજા લેતાં કહું છું કે દેવલમાં મ્હારા ડચકાંથી આપે ડચકાં ખાધાં અને મ્હારી ગમગીનીમાં આપે ગમગીન ભાગ લઇને રડી લીધું. અને મ્હારા તરફ દયાની નઝરથી જોયું, તે માટે હું આપ નામવર બાનુનો ઘણોજ અહેશાનમંદ છું."

" આપે જે તઉબા અને તોન્જેશ કીધી, આપે જે ગમનો દમ ભર્યો તેથી મ્હને ખચ્ચીતજ દીલમાં ઘણુંજ લાગી આવ્યું સીનોર." લુસીઆએ નમનતાઇ બતાવીને કહયું, અને તેની ચશમો ફરીથી તે જવાનને જોઇને ગોયા દયાથી ભરાઈ ગઇ.

" બાનુ." તે અંજાણ્યા જવાને કહયું " હું પાક ખુદાના આ આશીરવાદ ભરેલા દેવલ આગળ ઉભેલો છું, અને એ પવીત્ર જગ્યા આગળ હું કદીબી જુઠ્ઠું બોલવાની હીમત નહીં કરૂં એવી ખાત્રી સાથે હું આપને કહું છું કે હું નીરદોશ છું, મ્હારી ઉમરના કોઇએ પાપો કીધા હોય તેના દશ હઝારમાં ભાગ જેટલું પાપબી મેં કદી નથી કીધુ, હું ભલો છું, ભલો અને નેક રહેવાની હરદમ કોશીશ કરૂં છું, હું મુફલીસોને મ્હારેથી બનતી મદદ આપું છું, લાચાર બેકસોને હું હાથ આપું છું, અને એટલું બધું છતાંબી હું દુખી છુ–દુખ પામેલો છું–અને દુખ ભોગવું છું. પાક ખુદા જાણે એ શું ભેદ છે કે હું આટલી ભલાઇ કરવા છતાંબી આટલો કેમ હયરાન છું !!"

તે ધીમેથી બોલતો હતો. અને તેના છેલ્લા શબ્દો બોલી રહયા પછી તેની છાતીમાંથી એક લાંબો નીસાસો બહાર પડયો! લુસીઆની આંખોમાં પાણી પાણી ભરાઇ આવ્યા!–તે જોઇને તે જવાન આગલ બોલ્યોઃ

" ઓ! તહમે મ્હારી દયા ખાઓછ! ફરીથી તહમારી આંખોમાં મ્હારે માટે દયા ઉભરી નીકલીછ, અને એ પવીત્ર ભલી–નીર્દોશ આંખો જે મહને દેખાયછ, અને જેમાં મ્હારે માટે દયા ઉભાયછ, તે જોઇને હું પાક ખુદાના શુક્ર કરૂંછ–અને મહને જાણે તહમારી દયાથી તસલ્લી મલેછ, મહને કોઇ નેક લાગણી દીલમાં થાયછ, અને મ્હારૂં પોણું દુઃખ જાણે એ દયાની ચશમોથી હું ભુલી જવા પામ્યોછ. સીનોરા એક મુફલીસ ભુકે મરતો માણુસ જો રસ્તામાં ભુકથી આજીજ થઇને મરતો હોય, અને તે વખ્તે તહમે તેને ખુરાક ખવાડીને જીવાડો–તેને પાક ખુદાની મહેરથી તહમારા હાથોએ બચાવી લો, તેમજ મ્હને લાગેછ, મહને લાગેછ કે હું દુઃખની ભુકથી મરૂંછ અને તહમારી દયાની રોટીથી આજે મ્હારા જાનમાં જાન પયદા થયો છે !"

તે છોકરી તે સાંભલીને ધસાધસ રડી પડી!!

## પ્રકરણ ૧૫ મું.

### બે ડચુક મીત્રો.

મગર, લુસીઆની સાહેલીઓએ લુસીઆને ત્યાં વધુ વાર ઉભી રહેવા દીધી નહીં, અને લુસીઆ તે અજાણ્યા જવાનને શેકહેંડ કરીને રડતી ચશમોએજ ત્યાંથી ગઇ, તે ગઇને નઝ-

રથી દુર થઇ ત્યાંસુધી પેલા જવાને તેની તરફ જોયાજ કીધું. અને પછી, તેબી તે જગયા છોડી ચાલતો થયો.

હવે, અલતમારાના અમીરની નેક બેટીના સંબંધમાં એટલુજ હાલતો જોઈ જાણીને આપણે પાછા મહેલમાં જઈશું.

તે નવા થયલા બે ડયુક મીત્રો-ચારલ્સ ડયુક ઓવ ડુરા અને રાણી જોનાનો ધણી એનદરીઆ ડયુક ઓવ કેલબરીઆ-તે પછી સાથેજ ઉતર્યા, અને મહેલનો બગીચો છોડીને તેઓ રસ્તાપર આવ્યા.

ડયુક ઓવ ડુરા પોતાના મીત્ર એનદરીઆને પોતાના મકાનમાં લઇ જતો હતો, જે તેનું મકાન મહેલથી ભાગ્યેજ દોઢસો વાર દુર હોય. તેઓ ઝડપથી ચાલીને ત્યાં પહોંચ્યા, અને પુટલા તથા પીકચરોવાલા આલીશાન એક કમરામાં ડયુક ઓવ ડુરાએ પોતાના મીત્રને બેસાડયો.

ડયુક ઓવ ડુરા કુંવારો હતો, અને જેથી તેના મહેલ જેવા મોટા મકાનમાં તેની માદર અને નઉકરો સીવાય બીજું કોઈ હતું નહીં. ચારલ્સની માદર એક ભણુનાર ગણુનાર પારસાઇની ભરેલી અઉરત હોવાથી બીજા ત્રીજા કામપર ધ્યાન આપવાને બદલે પાક ખુદાની ઇબાદત કરવામાં પોતાનો ઘણો ખરો વખત કાઢતી, તે પોતાના ભરૂસાપાત્ર સગાંઓ મારફતે મુફલીસોને મદદગાર થતી, અને છુપી સખાવતો કરતી હતી.

ચારલ્સ પોતાના મીત્ર એનદરીઆને હીંયા લાવ્યો હતો એજ કારણે કે દુશમનો સામે તાગડો કેમ રચવો અને તેઓને કેમ જેર કરવા તેની ગોઠવણુ કરવી, મગર બુઝદીલ એનદરીઆનું બીહીકણું દીલ તો ફીલીપા, એદરીઅન, અને રોબર્ટ જેવા બળવાન દુશમનોના ઝોરની યાદ થતાંજ નરમ અને નરમ થતું ગયું! તે છેકજ ભાજીનું પાણી તો નહીં હતો, તોબી તે જે હતો તેજ એટલો હીમતને છોડીને ધાસ્તી પકડનારાઓમાનો એક હતો કે તેને જ્યારે દુશમનોનો ખ્યાલ અને એદરીઅનના પેલા ભેદી સુખનોની યાદ થઇ ત્યારે તે પોતાના મુદઇઓ તરફ ઠંડો બની ગયો!

બીજા હાથપર ચારલ્સ તો પોતાનું વેર એનદરીઆને પોતાનું હત્યાર બનાવીને લેવા માંગતો હતો, તેણે આ ઠીક મઓકો માની લીધોઃ એનદરીઆ જો કે રાણી જોનાનો ભરતાર હતો તોબી રાણીને તથા રાણીના મલત્યાંને માટે તેને ટાઢક હતી, એટલે એનદરીઆથી ચારલ્સ બકરૂં કપાવી લેવા તઇયાર થઇ જઇને પોતાની મતલબ કાઢી લેવા ઇચ્છતો હતો!

તે બંનને ડયુક મીત્રો હમણાં જે આલીશાન કમરામાં બેઠા હતા તે ઓરડો ડયુક ઓવ ડુરાનો ખાનગી ઓરડો હતો, જેમાં ચારલ્સ કોઇ કોઇ વખતે સોચ, અંદેશા, વીચાર કરતો, અને પ્રપંચના પાટીયાંઓ મધરાત સુધી બેસીને ગોઠવતો!—તે કમરામાં ડુરા વંશની નીશાની અને બાપદાદાની તસ્વીરો હતી, ઓરડાની વચમાંથી એક છુપો દરવાઝો હતો, જે એક ખોગીર જેવો હતો અને તેપર મખમલનો પરદો લટકાવેલો હતો. તે ખોગીરની પાસેથી તેની સીધી અને ડાબી બાજુપર બે પુતલા હતા, જે બખતર પેહેરાવેલાં લડવૈયાઓના દેખાતા હતા.

એ ખોગીર તરફ પીઠ કરીને ચારલ્સ બેઠેલો હતો, પણ ચારલ્સની સામે બેઠેલા એન-

દરીઆનો ચહેરો તે ખોગીર તરફ હતો.

"એનદરીઆ" ચારલ્સે ચુપકીદી તોડતાં કહયું "તું અત્યાર આગમચનો કહી ગયો કે તું હવે મારો દોસ્ત છે" તેણે ઘણી મીત્રાચારીના ભાવથી તુતાંથીજ ચલાવ્યું. "લેકીન, યાદ રાખ બીરાદર, કે દોસ્ત તરીકે ત્હારે હવે હરદમ મારી સલાહ પુછતાં રહેવું જોઇએ-હું તુને પુછીશ, અને તું મને, અને એજ સલાહના અને બીરાદરીના ઝોરથી આપણે આપણા દુશમનોનો નાશ કરીશું-તેઓને તબાહ કરીને તેઓના પુરજે પુરજા ઉડાવીશું."

"પણ કેવી રીતે?" એનદરીઆએ પુછયું "કાઉનટેસ ઓવ કેમેનો, તેનો છોકરો રોબર્ટ, ફીઝીશયન જનરલ એદરીઅન, અને દોના કેરોલીના એ ચાહારેનો એવો સંપ અને એવું ઝોર છે કે ન પુછો! તેઓ નેપેલ્સમાં સત્તા સમાન છે, મારી મહોરદાર સીફે નામની રાણી છે, મગર શયતાનના તે પુછડાઓ તો નેપલ્સના ગોયા ખરા તાજવરો છે, અને ત્યારે આપણે એવા ઝોરદાર મુદદઇઓ સામે જીત તે કેમ મેળવીશું?"

"સાંભલ એનડરીઆ" ડયુક ઓવ ડુરાએ સમજાવ્યુ "મહને મરહુમ રાજાએ તખતોતાજ આપવાનું જે વીલમાં લખ્યું હતું તે વીલમાં દુશમનોએ દગો ચલાવ્યો હતો, છતાંબી હવે તે વાતપર તહને જેટલો ગમ નથી તેટલો ગમ મહને તહારે માટે છેઃ અરે, બીરાદર, તુંને તો હમણા મહારે લોરડના ઇલકાબને બદલે રાજાના નામથી પુકારવો જોઇએ, પણ તે સાંભલ્યું તો ખરૂં કે તહારૂં નામ જેવું હાઇ ચેનસલર બોલવા ગયો કે તહારા મુદદઇએ તે આવાઝને નાઆવાઝ કરી નાખ્યો!--યાદ રાખ એનદરીઆ, રઇયત પોતાના મરહુમ રાજાની મરઝીને ઇઝઝત આપશે-લોકો તહારા રાજા તરીકેના હકનો સ્વીકાર કરશે માટે તહારો વાવટો ઉડતો કર, અને બરાબર જોઇ લેજે કે રીઆયા તે વાવટાને નમશે, અને ત્હારી પડખે જમાવ થશે. મહારા દોસ્ત, શમશીર મયાનથી બહાર કાઢ, હંગેરી તુને ફઉજથી મદદ આપશે—નામવર પોપ તહારા ઝુંડાને માન આપશે—અને હું તહારા લશકરની સરદારી લઈને તહારા દુશમનોને રીઝરીઝ બનાવશ તેઓના પુરજે પુરજા ઉડાવશ-અને તુને, મહારા બીરાદર એનદરીઆ, તુંને હું રાજા બનાવશ.--"

"શાબાશ," એનદરીઆ તે જુસ્સાદાર ઝબાની સાંભળીને ઉછલીને બોલ્યો, મગર તે બુઝદીલ શાહઝાદાની બુઝદીલીએ ફરીથી નરમ ધબકારો માર્યો જેથી તેનો જુસ્સો ફરીથી બેસી ગયો, "ફઉજની સામે ઘણી વખતે પ્રપંચની ફાવત થયલી છે, અને તેથી આપણે ગમે તેબી કરશું તોબી આપણા બળવાન દુશમનો ફાવી જશે એમ હું ધારૂંછ. પેલો ફીઝીશયન જેનરલ એડરીઅન એક ઝહરીલા સાંપ સમાન છે."

"આહહઅ!" દાંત કચકચાવતા ચારલ્સે કહયું "તું પોતેબી ત્યારે કબુલ કરેછ એનડરીઆ, કે સઉથી જુતુની મુદદઇ એજ ઝહરીલો સાંપ એડરીઅન છે, એણે તુને હરાવયોછ અને મને માત કીધોછ, તો હવે, એનડરીઆ, હવે સાંપના સરનો ચુરેચુરો કરવા તઇયાર થઇ જા, દોસ્ત, વખ્ત બોહવો કુબુલ છે."

"એ એડરીઅનનોજ પહેલા નાશ કરવો જોઇએ." એનદરીઆ બોલ્યો, અને તે બોલી રહયો તેજ વખતે તેની નઝર સામે તઅજ્જુબ કરનારી રવેશે સામેના ખોગીરપરનો

મખમલનો પરદો હાલવા લાગ્યો !

"એ ફીઝીશયન-જેનરલ એડરીઅન એક વખતે ઝહરથી નીસ્તો નાબુદ થયો તો પછી પેલાંઓને તો જેર કરવું એ સઉથી સહેલામાં સહેલુ કામ થશે" ડયુક ઓવ ડુરા મકકમ આવાઝથી બોલ્યો "એ બદમાશે તો પોતાને તાંઇની ફીલીપાને મહેલમાં દાખલબી કરી, અને મરહુમ રાજાપર એ બેઉએ કાબુબી રાખ્યો ! જો એડરીઅન મરી જાય તો ફીલીપા અને તેનો બેટો રોબરટ કોઈ હીસાબમાં નથી, આપણે તેઓ આપણા પગોપર પડે તેવું એકેકુ કામ કરીશું અને પછી મહારા દોસ્ત, તું થજે તાજવર અને હું થવશ તહારો જમણો હાથ-અને નેપલ્સપર આપણો દઉર-દઉરા ચાલશે.-અને તેથીજ, બીરાદર એનદરીઆ, હીમત પકડ, તું મહેલમાંનો મહેલમાંજ રહે તો તુને વધારે સારો મઓકો છે, તક મલી કે એડરીઅનનું કાટલુંજ કાઢી નાંખજે."

મગર, તેજ પળે પેલી ખોગીરપરનો પરદો આવાઝ વગર ધીમે ધીમે હટી ગયો, અને એનદરીઆએ જોયું તો તે ખોગીરમાં એડરીઅન ત્રસપેલોનો જીવતો જાગતો આકાર જણાયો !!

આપણે જાણીએ છીએ કે ડયુક ઓવ ડુરાની તો તે ખોગીર તરફ પીઠ હતી, પણ એનદરીઆ તે દેખાવ જોઇને ગભરાયો, તોબી તેણે એવો કોઈ ગભરાત બતાવ્યો નહિ કે જેથી ડયુકબી ચોંકે; ડયુક સ્હમજ્યો કે એનદરીઆ ફાટેફાટે ડોળે કોઇ ગંભીર સોચ કરતો હતો, અને તેથી તેણે સવાલબી નહી કીધો !-એનદરીઆએ જોયું તો એડરીઅનનો ચહેરો કરડો અને ધમકી આપનારો બનેલો હતો, તેના કપાલપર ગુસ્સાની કરચલી ચઢી હતી, તેની આંખમાંથી આતશના અંગાર ગોયા બહાર પડતા હતા, અને તેની ઉંચકાયલી આંગલી ચેતવણી આપતી હતી!

મગર ઘણીજ થોડી પલ સુધી તે આકાર રહયો, અને જેમ તે તઅજ્જુબ આપનારી રવેશે આવ્યો હતો. તેજ અજાયબ ઝડપથી ત્યાંથી તે ચાલીબી ગયો!—એનદરીઆ તો મનમાં ઘણો દર કરવા લાગ્યો, ફાટેફાટે ડોળે તે અંદેશો કરવા લાગ્યો કે એ બદમાશ જીન પલીદની મુઆફીક યક-બ-યક કયાંથી પયદા થયો !!

"એનદરીઆ, એનદરીઆ, કેમ શું છે?" ચારલ્સે પોતાના નવા મીત્રના ફાટેલા ડોળાથી અને તેના ચહેરાના પલેપલ ઉતરતા રંગથી સ્હેજ ગભરાઈને અજાયબી સાથે પુછયુ "તબીયત ઠીક છેની?"

"હાઆ." એનદરીઆએ ચારલ્સનો હાથ પકડી લેતાં તેની તરફ જોઇને ધીમેથી કહયું, અને વલી ગલામાં બાઝેલી કાંચકી દુર થઇ હોય તેમ અચકી અટકીને ઝબાન ઉપાડતા તેણે વાત ફેરવી નાખીને ખોટુંજ કહયું "મારી તબીયત ત્હારી વાતથી થોડીક બીગડી છે. બીરાદર ચારલ્સ, શું એડરીઅનનું ખુન મ્હારે પોતે કરવુ, એવી તહારી સલાહ છે?"

"ઓ ! એટલી બધી બુઝદીલી ! બકરાની છાતીમાંબી થોડી હીમત હશે, મુર્ગના સીનામાં જરા હીમત હશે, પણ ત્હારી છાતીમાં તો તેટલીબી નથી! અફસોસ, મ્હારી આટલી વાતપર તહારો રંગબી ઉડી ગયો-અને ત્હારા ડોળાથી ફાટી ગયા !!



તે ઓગીરમાં એડરીઅન ત્રેસપેલોનો આકાર જણાયો.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

એનદરીઆના મનમાં એવું થયું કે તે પેલા ખોગીરમાંના એડરીઅનના આકારની વાત હવે કહી દે, મગર તેની ઝબાન બોલવા માટે ઉપડી શકી નહિ, અને તેણે બીજીજ તરફ ફરીથી વલાણ લેતાં કહયું "બીરાદર, શું હું મ્હારા હાથો ખુનમાં ખરડું?"

"નહી તો કોઇ વીશ્વાસુ નઉકર રાખી લેજે, સંભાલથી કામ કરવા કહેજે, અને લાગ ફાવે કે માલુમ નહીં પડે તેમ આપણા દુશમનનો નાશ કરવા કહેજે." ચારલ્સે સમજાવ્યું "મ્હારા ભાઇ, એટલો બધો નરમ મોમ કેમ થઇ જાયછ? દુન્યામાં આડા સાથે આડું થવું જોઇએ, પત્થર મારે તેને ફૈલાદના હથોડાથી તબાહ કરવા જોઇએ!"

"જો સાંભલ, ચારલ્સ." હીમત લાવીને કુરસી આગળ ખેંચીને એનદરીઆએ કહયું "મ્હારો વીચાર છે કે હું હમણાં તો એ મુઠીઓ સાથે તોડ છોડ કંઇબી કરું નહીં, મહેલમાં જેમ હતો તેમ રહું, અને હંગેરીનાં રાજા મ્હારા ભાઇ લુઇ ઉપર પયગામ મોકલીને તેની મદદ માંગું."

"હા, એબી સારી વાત છે." ચારલ્સના ધ્યાનમાં વાત ઉતરી ગઇ "તું આજકાલમાંજ કોઇ પયગામચીને ત્હારા ભાઇ આગલ મોકલ, તહારો ભાઇ પોતાની ફૌજ મોકલાવીને એ બદમાશોને સઝા કરશે તો ત્હમોને તે વખતે હું બી ઘણોજ કામનો થઇ પડશ. આપણે એઓ બધાને દબાવી દઇશું, અને મ્હારા બીરાદર તું નેપલ્સનો રાજા થશે."

અને એટલું બોલીને, જે મોટો પ્રપંચ કરવા ધારેલો તેનો એનદરીઆએ નરમ રસ્તો બનાવી નાંખતાં, ઉઠીને ચારલ્સની રજા માંગી, અને ચારલ્સે તેને કેટલીક હીમત આપીને જવા દીધો.

# પ્રકરણ ૧૬ મું.

## મારકવીસે ગોઠવેલું પાતીયું!!

રાજાના મઓતને ચોથે દીવસે જનાજો ઉઠાવવામાં આવ્યો, અને રાજાની લાશને પુર ઇઝઝતથી સાંતા શીરાના ભપકાદાર દેવળમાં દફનાવવામાં આવી.

રાણી જોનાને રાજ્યભીશેક પ્રસંગે તેનો શઉહર એનદરીઆ ડયુક ઓવ કેલેબરીઆના દરબારમાં હાઝર નહી થયો અને ડયુક ઓવ ડુરા પણ નહીં ગયો. તે કોરોનેશન વખતે હઈ ચેનસેલરને વઝીરી દરજ્જા પર ચહડાવવામાં આવ્યો, અને પેટરૂશીઓ વેનચુરાને હાઇ ચેનસેલરનો હોદો આપવા સાથે હાઇ ત્રેઝરર શીપનો હોદો મલ્યો.

આપણે હવે ફરીથી અલતમારાના અમીરની તરફ જઇશું.

રાણી જોનાને રાજ્યભીશેકને આઠ દીવસ થઇ ગયા છે જયારે એક ચંદણી રાતે મારકવીસ અને મારશીઓનેસ ઓવ અલતમારા પોતાના આલીશાન મહેલના બગીચામાં ગુલેલાલાના સુંદર ખુબસુરત કયારાઓમાં હાથમાં હાથ મેળવી ફરતાં આપણી નઝરે પડે છેઃ—મારકવીસની ઉમર

હવે ચાલીસને કઇંકને શુમારેની છે. જયારે મારશીઓનેસ તેનાથી બે કે ત્રણ વરસ નાની પોતાની દમામદાર ખુબસુરતીના ખીલેલા બહારમાંજ છે.

"અત્યાર અગાઉ મને જે થોડીક નાખુશી પયદા થઈ હતી તે બહારની ખુશનુમાં હવામાં આવ્યા પછી નાબુદ થઇ છે, વ્હાલા શઉહર" મારકવીસના ખંભાપર થોડીક ઢળી પડતાં તે ખુબ-સુરત મહેરદારે સહેજ હસ્તો ચેહરો કરીને કહયું અને પછી ચહેરો પાડી નાખતાં તેણે જણા-વ્યું "મગર, વ્હાલા જુલીઅન, તું આજે આખો દીવસ શા માટે અંદેશો અને ગમ કરનો હોય તેમ ફીકરમાં રહયોછ?"

"હું?" મારકવીસે ચોંકીને પુછયું.

"પ્યારા તું" મારશીઓનેસે જણાવ્યું "એક વ્હાલી અને ખરી લાગણીવાળી મહેરદાર તુરતજ જાણી શકે કે તેનાં પ્યારા ભરતારમાં ખુશી અને ગમી કયારે અને કેટલી થઇ છે.— અને મેં આપ મારા તાજમાં એવી ગમગીની જોઇ તેથી પુછુંછ વ્હાલા જાન."

"સઉથી અઝીઝ તું મુજ જાન." મારકવીસે પોતાની નેક મ્હેરદારને પોતાના પાસામાં દાબીને પ્યારથી કહયું "કોઈ ગમ ના કર. એ વાત હવે પડતી મુકીને ચાલ બીજી કોઇ વાતપર ઉતરીએ, આપણાં હાથ શાદીના ગાંઠથી બંધાયા તેને આજે ઓગણીસ વરસો પસાર થઇ ગયાં છે, એ દરમ્યાન તેં કેટલીવાર મને આવાજ સવાલો કર્યા હતા લીઓનારા, પ્યારી મ્હારી લીઓનારા, હું એ વરસો દરમ્યાન તારી તરફ કે આપણી એક પુરી વ્હાલી બેટી લુસીઆ તરફ સખ્ત કે ગેરઇનસાફ થયલો તેં કદીબી જાણ્યોછ?"

"અઝીઝ જુલીઅન. સખ્તી યાં ગયર ઇનસાફીની વાતજ લાવવી ગોયા નામુમકીન છે, તું પ્યારો તો કેટલો મ્હેરબાન અને નેક ભરતાર પુરવાર થયો છે, અને પ્યારી બેટી લુસીઆ તરફ એક માયાળુ અને ભલા પીદરની સઘળી લાયક વરતણુકો સીવાય તું ખાવીંદે બીજું ખોટું કાંઇજ કીધેલું મેં કદી જોયું નથી. લેકીન, મ્હને કોઈ વહેમ ને વસવસો—"

"વહેમ? કેવો વહેમ! મારકવીસ અજાયબીથી બોલી પડયો "એવો શબ્દ તેં આજ સુધી કદીબી વાપર્યો નથી મ્હારી પ્યારી જાન, આજે ત્યારે એ શું તું બોલેછ!"

"આપ તરફ વહેમ હોવાની મારી ફરીઆદ નથી વ્હાલા શઓહર" ઝડપથી મારશી-ઓનેસે પોતાના ધણીને ખુલાસો આપ્યો "લેકીન, મ્હને વહેમ ગયોછ કે આપ કોઇ છુપા ગમમાં ગીરફતાર છો, અને તમારા મગઝ ઉપર તે છુપા ગમોનો બોજો છે, હું જે બોલવા માંગુછ તે માટે આપ મને માફ કરશો, પ્યારા ધણી,—ઓ! એ ખ્યાલે ઘાટકી રીતે મ્હારા દીલને નાશાદ રાખ્યું છે—"

"બોલ!" મારકવીસે ઝડપથી કહયું, તે મનમાં ગભરાયો કે રખે પોતાના તજી દેવા-યલા બેટા માટે મારશીઓનસે કાંઇ જાણ્યું હોય, અને તે વાત માટે હમણાં તે પુછવાની હોય, અને તેથીજ તેની અધીરાઇ વધી પડી.

"એ ખ્યાલ મ્હને એવો થયા કરેછ કે આપ આપણી વ્હાલી બેટી લુસીઆના સંબંધમાં કોઇ છુપો ભેદ હોય તેથી ગમગીન રહેવાં કરોછ! મહને માફ કરો જુલીઅન વ્હાલા, અગર હું એ ખ્યાલમાં ખોટી હોઉં તો, મગર, આ બટકાએ મહને ઘણીવાર

દુઃખનો ફટકો માર્યોછ!"

"મગર એ ખટકો તુંને થયો ક્યારથી?"

"આપણી લુસીઆને પેલી સાંકલીનો અરધો ટુકડો પહેરવા આપ્યો ત્યારથી." મારશીઓનેસે ખુલાસો કરી દીધો.

"અરે, તેથી!" જાણે કોઇ નજીવી વાત હોય તેમ મારકવીસે બેદરકાર ઢબે કહયું "અરે એતો મેં તુને કહયુંની વહાલી લીઓનારા, કે એ સાંકલીના ટુકડામાં તો કોઈ મહાન પુરૂષનું મંતર ઉતારેલું છે!"

"મંતર ને ધંતરમાં વલી તહમેબી માનનારા છેઓ એ હું માનીજ નથી શકતી." મારશીઓનેસના ધ્યાનમાં વાત ઉતરી નહીં.

"કાંય નહીં? મંતર એટલે જાદુઈ કલામબી થાયછ અને આશીરવાદના શબ્દોથી થાયછ, હું જાદુઇ કલામના ધોંગ ધતુરામાં માનતો નથી, પણ આશીરવાદના શબ્દોમાં તો જરૂરજ માનુંછ" મારકવીસે પાતીયાં ગોઠવયાં "વાત એમ છે કે એક ઘણાજ બુઝોર્ગ અને પરહેઝગાર શખશે એક સાંકલીપર પોતાના આશીરવાદના કલામો ઉતાર્યા તેના અને બે સરખા અર્ધા ટુકડા બનાવ્યા, એક તેણે મહને આપરી લીઓનારાને પહેરાવવા આપ્યો, અને બીજો ટુકડો તેણે યતીમ છોકરાઓની શાળામાના કોઇ છોકરા માટે મોકલી આપ્યો. હવે એ બુઝોર્ગ આબેદનો હુકમ એવો છે કે આપણી બેટી લુસીઆ અને પેલા યતીમ છોકરાએ એકબીજાને ભાઈ બ્હેન સમજવા અને તેથીજ, મેં લુસીઆને સખ્ત તાકીદ આપેલી છે કે તે જો કોઇબી જવાનના પ્યારમાં પડે તો તેની સાથે પ્યારની ગુફતેગો કરવા અગાઉ કોઇબી રવેશે પોતે પેહેરેલી સાંકલીનો અરધો ટુકડો તે જવાનની નજરે પડે તેમ કરવું. જો કાંઈ અજાયબી નહીં થઇ તો કાંઇ નહીં, પણ જો તે જવાન પેલી સાંકલી જેવી સાંકલીનો ટુકડો પોતાની પાસે હોવાનું ઝાહેર કરે તો લુસીઆએ તે જવાનના પ્યારને ભુલી જવો–તેને છોડી દેવો-તેને વધારે ઉત્તેજન નહીં આપવું, તેના રસ્તામાં ફરીથી નહીં જવું અને તેનાથી દુરની દુર લુસીઆએ રહેવું."

"શું એમ વાત છે?"

"હા, એમ વાત છે!" મારકવીસે જોયું કે પોતે ફેંકાફેંકી જે કીધી હતી તે ઉપર તેની ભોલી નેક મહોરદારે પુરો ભરસો મુકયો હતો.

"અરે! ત્યારે હું અમથી અમથી ફીકર ફીકરે મુરજાયા કીધી, અને ખોટા ખોટા ખ્યાલથી વહેમાયા કીધી!" મારશીઓનેસે અફસોસ કીધો, મગર તે અફસોસથી તો તેની છાતીપરનો ભારી પત્થર ગોયા ઉંચકાઇ ગયો!

"ત્યારે હવે પ્યારી મહોરદાર" મારકવીસે પોતાની ભોલી ધણીઆણીને વધારે જોરથી ગોદમાં દબાવીને તેને પ્યારથી સધ્યારો આપ્યો "હવેથી તું દીલગીર ના થતી, ને ના રહેતી."

"[illegible] એ [illegible] [illegible] મ્હારા સરતાજ." મીઠી મીઠી મારશીઆનેસ બોલી "ઠીક, [illegible] સાંકલી જેવી સાગ્રીચીઝ આપણી બેટી માટે આપણે

મેલવી શકયાછ, તો પછી આપનો ચહેરો ઘણીવાર ગમથી ભરપુર કેમ મ્હને જણાય છે ?"

"અરે એ તો ત્હારો ખ્યાલે આમ છે, ડીવર" મારકવીસે વળી પાછું ઉડાવ્યું "કદાચ જો કોઇ વખતે તેં મ્હારો ચેહરો ઉતરેલો અને ગમગીન જોયેલો હોય તો તે માટે ફીકરમંદ થવાની કોઇ ઝુરૂરત નથી, કેમકે હું મ્હારા પેલા શ્રાપ પામેલા પરદાદાના ખ્યાલમાં તે વખતે ઉતરી ગયલો હોઉં અને તેથી મ્હારો ચેહરો અંદેશાવાર અને ગમગીન બન્યો હોય ! તું એક નખભારથી એવી વાતનો સોગ ના કર."

"આપ એ કોઇ પરદાદાનો ખ્યાલ પાક ખુદાને વાસ્તે નહીં કરો, કેમજે તેનાથી આપનું દીલ મેં નારાઝ થયલું જોયું છે--આપના ચેહરાપર મેં ઉદાશી જોઇ છે—આપ ફીકરમંદ અને દુખી થયલા મ્હને જણાયલા છો" બલી તે મ્હોરદારે કહ્યું "આપ દુખી તો હું દુખી, આપ સુખી તો હું સુખી."

અને એવી નેક મ્હોરદારની પવીત્ર લાગણીથી તે શઓહરને એટલી તો ખુશાલી અને નેકી ભરેલી મગરૂરી ઉભરી કે તેણે પોતાની તે પ્યારી પ્યારી મહોરદારનો મુખડો બન્ને હાથો વચે લઈ લીધો અને તેના ફીરમઝી હોટો ઉપર એક મીઠો બોસો લેતાં તેણે પોતાના હોટ તે કોલી કોલી આંખોપર દબાવી દીધા ! અહહા ! તે પવીત્ર પ્યાર !!

## પ્રકરણ ૧૭ મું.

### ઝઈફની તોજેશ–શ્રાપ નાબુદ !

પ્યાર અને પવીત્રાઈની તે નેકીની પુટલી મારશીઓનેસ ઓવ અલતમારા તે પછી પોતાના વહાલા ધણીને છોડીને પોતાની બેટી લુસીઆની આગલ ગઇ, અને મારકવીસ વલી પાછો અંદેશામાં ગીરફતાર થઇને પેલા તસ્વીરખાનામાં ગયો,જ્યાં તેના બાપદાદાઓની તસ્વીર ટાંગેલી હતી. તસ્વીરખાનામાં દાખલ થતાંજ તેણે દરવાઝો બંધ કર્યા બાદ ચાહયું કે ત્યાંની એક કુરસીમાં પડીને થોડીક આસાએશ લે, થોડીક આગલી યાદ મનમાં લાવે, અને બીજી વાર જો શકમંદ બનેલી તેની મહોરદાર એજ બાબદપર વધારે વહેમી બનીને નવા સલાલ કરે તો તે વખ્તે શું જવાબ આપવા તેનો કોઇ તઉર શોધે, મગર, તે કુરસીમાં બેસવા ગયો કે તેની નઝર તેના શ્રાપ પામેલા પરદાદાની તસ્વીર ઉપર ગઇ જે દાદાએ એક જબુન પાપ કીધું હતું, અને જે પાપને લીધે અલતમારા વંશના દર ત્રીજા વારેસ ઉપર વરસોથી શ્રાપ ઉતરતા હતા–તે તસ્વીર ધક-બ-ધક પડી ગયલી તેને જણાઇ, અને તે જોઇને અલતમારાનો અમીર તઅજુબ રહયો !

"તઅજજુબ ! એમ થવાની મતલબ શું હશે ? તસ્વીરની રસી કે ખીલાને કોઇ હરકત થઇ નથી, છતાંબી એ તસ્વીર જાણે રસીથી આપોઆપ છુટીને ખીલાથી નીકલી તુટી પડી હોય તેમ પડી ગઇછ !" મારકવીસ બડબડયો "મહને યાદ છે કે મહારો પીદર મરણ

પામ્યા ત્યારે એ તસ્વીર પડી ગઇ હતી—તે પછી મ્હારી શાદી થઇ ત્યારે એ તસ્વીર પડી હતી ત્યાર પછી મરહુમ મીત્ર ડોક્ટર ત્રેસપેલો મ્હારા બેટાને લઈ ગયો તે વખતે એ તસ્વીર દીવારથી ઝમીનપર આવી હતી અને આજેબી તે પડી! ત્યારે, કોણ જાણે આજે શું નવો બનાવ બનવાનો હશે?" અને તેટલું બોલીને તે તે તસ્વીરને જોતો, સોચમાં ગીરફતાર, કુરસીમાં પછડાઇ પડયો.

થોડોક વખત સુધી તેણે તે તસ્વીરના ઝીંદગીવાલા જીવના આકારે કેવું જબુન પાપ કીધું હતું તે યાદ કીધું, અને તે ચેતણુથી તેણે નીસાસા નાંખ્યા અને અફસોસ કીધો. ઉફ! ગુન્હાની તે ઝંજીરમાં કેટલા વારેસો જકડાઈ ગયા હતા; અને એકને ખાતીર બીજાઓએબી કેટલું બધું ખમ્યું હતું!

પચીસેક મીનીટ પછી અલતમારાનો તે જવાન અમીર ઉઠયો, તેણે પેલી તસ્વીરને હાલ તુરત તો ઝમીનપરજ દીવારને અડાડીને મુકી, અને ત્યાંથી ગયો.—તે ગયો પોતાની લાયબેરીમાં અને ત્યાં બેસીને એક ગ્રંથ ઉઠલાવ્યો કે તેનો દરવાઝો થોકાયો.

દરવાઝો ખુલતાં નઉકરે જણાવ્યું કે એડરીઅન ત્રેસપેલો મલવા આવ્યો હતો. અમીરે તેને અંદર મોકલવાનો હુકમ આપ્યો.

"આપ લોર્ડશીપની જનાબમાં હાઝર થવાને માટે મેં ઘણી કોશીશ કીધી, મગર મહેલમાં મ્હારી રોકાણો એટલી બધી વધી પડી કે આપને મલી શકાયુંજ નહીં, જેથી આપ મ્હને—" એડરીઅન બોલ્યો. અને તેનાં છેલ્લા શબ્દો પર અમીરે વચ્ચે બોલી દીધું.

"મીનનતો બીનનતની કાંઇ ઝુરૂરત નથી. મ્હારા અઝીઝ દોસ્ત, આપને મેં બોલાવ્યા તેને જો કે અઠવાડયુ પસાર થઇ ગયું, મગર કાંઇ બહુ અગતનું કામ નહી હતું તેથી આપ આજે આવ્યા એબી મુબારક.—હું તો આપને માહરા તજબલા બેટા માટે કાંઇ કહેવા માંગતો હતો."

"મ્હારા ઘરમાં, તમારો એ બેટો વેલેનટીનો સ્પીનોલા, ઘણી અચ્છી રીતે દીવસ પસાર કરે છે, માહરા નામવર." એડરીઅને કહયું.

"મ્હને તેની ખાત્રી છે" અમીરે જણાવ્યું "મગર હું એ પુછવા માંગતો હતો કે એને એના જન્મનો કે માદર પીદર વીશેનો જરાકબી શક તો ગયોજ નથીની?"

"બીલકુલ નામુમકીન છે, મહારા લોરડ, સ્પીનોલાને તમારે વીશે કાંઇ શક જાય એ બનવાજોગજ નથી—એને કંઇ હવાબી જાય તોકે!" એડરીઅને જણાવ્યું "એ ભરમ તો ચાર જણાજ જાણુના હતા અને તેમાંના બે તો મરણ પામ્યા છે, માહરો વહાલો ભાઇ ગુઝેર પામ્યો છે અને પેલી નરસબી મરણ પામી છે, અને હવે રહયા આપણે બે. તો હવે આપણા વચ્ચેથી એ વાત કેમ હવામાં મલી જશે? કદીબી એ ભરમ ખુલી શકશેજ નહીં આપ તો આપને ખાતીર એ ભેદ નહી ઝાહેર થવા દો, અને હું, મહારીપર આપ પુરો ભરૂસો મુકયો હતો તેવોજ રાખો."

"બોલી સંભાલવાની કોઈજ ઝુરૂરત નથી, મ્હારા અઝીઝ રફીક" અમીરે એડરીઅનના હાથપરહાથ મુકીને જણાવ્યું "આપના મરહુમ બીરાદરે મ્હને આપ વાસ્તે જે ખાત્રી આપી

હતી તે પર મ્હને પુરો ઇતબાર હોવાથીજ મ્હારા બેટાને મેં ત્હમને સોંપવા તેવણને કહયું હતું અને આજ વરસો થયાં મેં જોયું કે આપ પુરા વફાદાર છો–એક ઉફ વટીક એ બાબદમાં કાઢી નથી. મગર, હવે મ્હારી મતલબપર હું આઉં છુ: મેં તમને બોલાવ્યા એટલાજ માટે કે આપને જે રકમ મ્હારા ધારાશાસ્ત્રી તરફથી મ્હારા બેટાને પાલવા પોશવા માટે મલે છે તે રકમમાં હું વધારો કરી આપવાનો ઇરાદો રાખું છું. હવે એ મ્હારો બેટો એવી ઉમરમાં આવ્યો છે કે જ્યારે એને વધારે પૈસાની ઝુરરત રહેશે, અને તેથી એની મઉજ શઉકમાં વધારો કરવા દેવો. ત્હમેજ એક દીવસ કહેતા હતાની કે એ નેકી ભરેલી મઉજમાં મહાલનારો છોકરો છે, અને વલી ગરીબ મુફલીસોને સખાવતમાં હાથ આપનારો છે, તો મહારા અઝીઝ દોસ્ત એડરીઅન, આપ એને પવીત્રાઇ ભરેલી મોજમજાહ ગુઝારવા દેજો અને એની સખાવતમાં વધારે ઉદાર થવા દેજો, અને તે માટે તહમે એને આપો છો તે રકમમાં વધારો કરી આપજો. હું આપને જે આપું છું તેમાં પાંચસો પીઆસતલનો આજથી વધારો છે."

"મ્હેરબાની" એડરીઅને કહયું "હવે હું વેલેનતીનો સ્પીનોલાને પોતાની સખાવતોમાં વધારો કરવા માટે સારી રકમ આપી શકીશ. મગર, મ્હને પુછવા દો. આપ શું એ આપના એ ભલા નેકી ભરેલા બેટાને એકવાર જોવાબી તલબગાર થતા નથી?"

"નહીં–નહીં! મ્હને એવી વાતજ ન સંભલાવો. પાક ખુદા મ્હને માફ કરે, હું એના દર્દો ડાઘને જોઇને પોતે ઝખમી બની જવશ, હું મહારા બચ્ચાંને એમ રીબાતો એક ઘડી ભરબી જોઇ શકશ નહીં, મહારી લાગણી એવી નરમ છે કે મહારા બચ્ચાંના દુ:ખથી હું પાગલ બની જવશ, માટે જવા દો એ વાત, ત્હમારે ત્યાં છે ત્યાંજ એને રહેવા દો, એ જીવતો છે એજ મહને બસ છે, પણ મહને એને જોઇને બળવું અને જળવું નથીજ!" અને તેટલું બોલતાંજ તે જવાન અમીરની આંખમાં આંસુનાં ટીપાં ભરાઈ આવ્યાં.

"ખયર! એ વાત જવા દો." એડરીઅને કહયું "અને હવે મહને જવાની ઇજાઝત છે, મહારા નામવર?"

"એક મીનીટની, તકલીફ" અમીરને કાંઇ યાદ આવી ગયું જેથી તે બોલ્યો "પેલી સાંકલી તો એના ગલાંમાં પહેડેલીજ રહેશેની?"

"હા, નામવર" એડરીઅને કહયું "એને મેં સમજાવ્યુંછ કે એતો આશીરવાદના ઉમદા કલામોની સાંકલી છે, અને એ પહેડશે તોજ એ જીવશે અને તેથી એ ખુશીથી સદા પહેડેલી રાખેછ."

"ઠીક, તો હવે આપ સીધારો." અલતમારાના અમીરે પોતાનો હાથ એડરીઅનના હાથમાં મુકી દેતાં કહયું, અને તે ઇજાઝત પછી એડરીઅન રવાના થયો.

એડરીઅન ગયો કે અમીર વાંચવા બેઠો, પણ તેનું ધ્યાન વાંચવાપર લાગ્યુંજ નહીં:–તે ફીકર કરવા લાગ્યો કે જેરોનીમાની તસ્વીર ચક–બ–ચક આજે ઝમીનપર પડી હતી, તો આજે વલી શું નવો બનાવ બનવાનો હતો!

* * *

ત્યારે આપણે હવે આપણી વાર્તાની શુરૂઆતમાં એકાંત ટાપુપર જે ઝઇફ મર્દને પાક

ખુદાની ઇબાદતમાં છોડી આવ્યા છીએ તેની આગલ ટહેલતાં ટહેલતાં જઈશું:

૧૭૪૩ ના સાલનો ૨૩ મી જાનેવારીનો તે દીવસ છે, અને તે વખતે જોકે ઈટલીમાં શીઆલો હતો તોબી પેસીફીક મહાસાગરના તે એકાંત ટાપુમાં ચલકતો ઉનાળો હતો, નેપલ્સમાં જ્યારે રાતના નવ વાગેલા હતા ત્યારે દક્ષીણ પેસીફીકના તે ટાપુમાં જ્યાં પેલો બુઢો હતો ત્યાં બપોર પડેલી હતી.

ઈટલીમાં જ્યારે મારકવીસ અને મારશીઓનેસ ઓવ અલતમારા બાગીચામાં ફરતા હતા તેજ વખતે તે એકાંત ટાપુમાં મારકવીસનો ઝંઙ બપાવો કીનારા પર બેસીને તઉબા તથા તોબ્જેશ કરતો હતો.–આ ટાપુ પર એવીજ તોબ્જેશમાં તેના વરસોના વરસો એકાંતમાં ગુઝરી ગયા હતા, અને આજેજ પહેલ વહેલી વખતે તેના ચહેરા પર ખુશી ખુશાલી ચમકી રહી હતી. તેના દીલને સુખભરી તસલ્લી મળતી હતી.

તેને આપણી વારતાની શુરૂઆતમાં જોઇ આવ્યા તે વાતને આજે અઢાર વરસો થઇ ગયા છે, અને એ અઢાર વરસોએ તેની ઉમર એંસીને શુમારેની બનાવી દીધી છે, તે ઝઇફના માથાના તમામ બાલ બર્ફ માફક સુફેદ થઇ ગયા હતા, તે કમરમાંથી વાંકો થયો હતો, અને તેના કદમ હવે આહીસ્તા અહીસ્તા ઉપડતાં હતા, આપણી પહેલી મુલાકાત વખતે બુઢાને જે કપડાંમાં જોયો હતો તેવાંજ કપડામાં હમણાંબી તે સજાયલો હતો, અને તેના શરીરમાંથી ખુશબુદાર અત્તરનો સોહરમ નીકલી દીમાગને તર કરતો હતો.

અઢાર વરસપર તે દુખથી પીડાતો હતો, અને તેના દર્દો ડાઘથી રીબતો તે આહપર આહ ખેંચીને દુખી થતો હતો, મગર આજે—આજે તો તે પોતાના દરદથી રીહા થયો હતો અને તેના શરીરપરનાં ડાઘ મોટે ભાગે નીકળી ગયા હતા.

તે પોતાની ઝુંપડી આગળના ગારમાં ઉતર્યો અને તે મોટા ખોહમાં ઉતર્યા પછી તેણે નાળીયેરીના ઝાડના રેસાને તેજ ઝાડના બનાવેલા તેલમાં બોલીને સળગાવ્યા અને તે મસાલથી પેલા ખોહમાં ઉજાલો પડયો.

ત્યાં એક વાસણમાં કોઇ ઝાતની પ્રવાહી ભરેલી હતી, તે :પ્રવાહી આગળ બુઢો ગયો, તેણે બળતી મસાલ ગોહવીને બાજુમાં ઉંચેથી મુકી, અને પોતાના કપડાં ઉતારીને તેણે તે પ્રવાહી પોતાના બદનપર લગાડવા માંડી, અને ઉપર નઝર ઉઠાવીને બોલ્યો " ઓ પાક ખુદા, તેં મારો પસ્તાવો સાંભળ્યો છે અને શ્રાપમાંથી મુકત કરવા માંડયો છે અને તેં મને આ પ્રવાહી બનાવવાની સુજાડી છે, વરસોની ઝહમત પછી મેં એ પ્રવાહી તું પાક ખુદાની મદદથી બનાવી જે રફતા રફતા મ્હારીપર કારગત થઇ છે; મ્હારૂં દર્દ તમામ નાબુદ થયું છે, અને ડાઘબી બે માલુમ થતો જાય છે. હવે સીર્ફ થોડીજ કસર છે, અને પાક ખુદા, તુજ તેબી ઉતાવળે દુર કરી દે, તુ સીવાય કોણ છે? તું રહીમ છે, તું કરીમ છે, તું દાદગર દાવર છે, ત્હારા હુકમ સીવાય ઝાડનું એક પાંદડુંબી હાલી શકતું નથી, તો તુંજ તુંજ તમામેં તમામ ચીઝોના કીરતાર, તું આપનાર અને લેનાર પાક પરવરદીગાર, મ્હારા વડવાના ગુનાહથી જે શ્રાપ મ્હારીપર ઉતાર્યો, જે શ્રાપ મ્હારા પઉત્રના બચ્ચા ઉપર ઉતાર્યો હોય યા ઉતારવાનો હોય તે તુજ દુર કર, ત્હારા સીવા—ત્હારા સીવા બીજું કોઇજ નથી–કોઇજ નથી—અને કોઇ કોઇ

કરી શકવાનું નથી—અમારા વજુદને તું ઓ પાક ખુદા, એ શ્રાપથી બીલકુલ રીહા કર."

અને તેટલું બોલીને તેણે પેલી પ્રવાહી ઝેર અને ઝેરથી પોતાના અંગ ઉપર લગાડવા માંડી, અને ઓ તઅજજુબી!–થોડો કાથ બાકી હતો તેબી તેજ દીવસે ખુદાના બદનપરથી નાબુદ થયો!!—પાક ખુદાની શાન.

તે ઝાંઇફ તો જાણે ખુશીનો દીવાનો બની ગયો!–અને તેની આંખો ગોયા આંસુના દરીઆબમાં તરવા લાગી!

તે રડયો–ઘણો રડયો; મગર ખુશીના આંસુએ રડયો, અને તે એકદમ ગુડન્યે પડી જઇને પાક ખુદાની બંદગી કરીને શુક્રગુઝાર બન્યો. આહહા! પાક ખુદાએ આખીર તેનો પસ્તાવો કબુલ રાખ્યો હતો અને તેને શ્રાપથી મોકલો કીધો હતો.

* * *

અને ત્યારે નેપલ્સના અલતમારાના અમીરના તસ્વીરખાનામાં જેરોનીમાની તસ્વીર ચક-બ-ચક પડી ગઇ હતી તે આજ દીવસે અને એજ કારણે પડી હતી. પેસીફીક મહાસાગરમાં ઝંઇફ બપાવાની તોજેશ કબુલાઇને શ્રાપ દુર થયો હતો, અને તેની અસર હઝારો અને હઝારો માઇલના તફાવતે આવેલા નેપલ્સના અમીરના ઘરમાં પહોંગી ગઇ હતી.

## પ્રકરણ ૧૮ મું.

### પ્યાર.

સાનતા શીરાના દેવલોમાં અલતમારાના અમીરની ખુબસુરત બેટીને પેલો દુખી જવાન મલ્યો હતો તે વાતને આજે એક પખવાડયું થઇ ગયું છે. દર સહાંજના લુસીઆ દેવલમાં જાય ત્યારે આશા રાખે કે પેલો જવાન તેને ત્યાં મલે તો સારૂં, પણ બે અઠવાડીઆ થવા છતાં તે દરમ્યાનમાં તે જવાન લુસીઆને મલ્યોજ નહીં!

તે દરરોઝ બંદગી કરવાની આગળ અને પછીથી આખા દેવળમાં નઝર નાંખે, પણ જ્યારે કોઇબી જગ્યાપર ત્યાં તેને પેલો જવાન જણાય નહીં ત્યારે લુસીઆની છાતીથી નાઉમીદીની લાગણી ઉભરાય, અને તેના સીનામાંથી ભારી નીસાસા નીકળે!

તેના નીરદોશ જીગરમાં કઇ લાગણી તે જવાનને માટે વસી હતી તે તે સમજીજ શકી નહીં, અરે! તે તો તે છોકરાને જાણે આખા આખા દીવસો સુધી જોવા આતુર હતી, તેની પાસેની પાસે રહેવા ખુશી હતી, અને તેના વગર જાણે તેનો પોતાનો ચયનો કરાર લુટાઇ ગયલો હતો એવું તેને લાગ્યું!–તે મનને બતાવી શકી નહીં કે તેના દીલમાં શું થતું હતુ, તે મનને મનાવી, સમજાવી, કે દબાવી શકીજ નહીં!

તઅજ્જુબ! લુસીઆએ તે જવાનને ફીરફ એકવાર જોયો હતો અને તેબી ફક્ત થોડીજ મીનીટ! અને, તોબી, તે એટલી બધી તો તેના તરફ ખેંચાઇ ગઇ હતી કે જાણે લોહચુંબકની તરફ એક સુઇ!!–તે તેના દુખના શબ્દોમાં શામીલ થઇ હતી, અને તેજ

વખતે રડી હતી અને ઘરે જઇનેબી વળી ખુબસી રડી! તે જવાનનો ચહેરો તેની આંખોમાં પળે પળ રમી રહયો હતો, તેના દીમાગના આઇનામાં તે ચહેરાનો પ્રતીબીંબ વારંવાર પડતો હતો!

તે કોઇવાર એમ વીચારતી હતી કે તે જવાનને ઘડી ઘડી યાદ કરવાથી તે ખોટું કરતી હતી, મગર તેનું અંતકરણ તેના તે ખ્યાલાતોપર પોતાનો હાથ ફેરવીને સમજાવતું કે કંઇબી બુરૂ તે યાદમાં હતું નહીં. અને તેથી, તે જવાનનો આકાર તેના દીમાગમાં ઉભો થતો, તે જવાનનો પડછાયો તેના પડછાયાપર આવી પડતો, અને તેને લાગતું કે તે જવાન અને તે પોતે એક હતાં!!

અને તેવી હાલતમાં એક પખવાડયું પસાર થયું, તે પખવાડીયાની બીજીજ સ્હાંજના જ્યારે લુસીઆ રાબેતા મુજબ બંદગી કરવા દેવળમાં દાખલ થઇ કે તે પેલા જવાનના આકારને ત્યાં જોઇને ચોંકી, મગર બીજીજ પલે જાણે તેને તસલ્લી મલી--તેનું મન ખુશ થયું, અને તેનો ચહેરો લાલ લાલ થઇ આવયો.

તે પેલો જવાન જ્યાં બેઠો હતો તેની પાછલની જગાપર જઇને બેઠી અને બંદગીના પવીત્ર કલામો પઢવા લાગી--લુસીઆ બંદગીમાં મશગુલ હતી તેટલાં પેલા જવાને જોઇને જાણી લીધું કે તે આવી હતી. તે નુરમદ હુરને જોઇને તે જવાન પોતેબી લાલ લાલ થઇ ગયો મગર એકજ પલ, કારણકે બીજીજ પળે તેને કોઈ લાગણી એવી થઇ જેથી તેના ચહેરાપર ચઢેલી સુરખી ફરીથી ઉતરી પડી!

તેણે, તે જવાને, પોતાનો ચહેરો ફરવીને બંદગીમાં મન લગાડયું અને તે પ્યારી હુર તેના દર્દો ડાઘને લીધે તેને નસીબ થનાર નહીં હતી તે ખ્યાલથીજ તેનુ મન દુખાયું, તે ડચકાં ખાવા પડયો, અને તેની છાતીમાંથી અફસોસના નીસાસાપર નીસાસા નીકલ્યા!

થોડો વખ્ત પછી બંદગી ખતમ થઇ, અને જ્યારે બધાં હલવે હલવે બહાર નીકલવા લાગ્યાં ત્યારે તે જવાનોની આંખમાં આંખ મલી ગઇ, અને તેઓ વધારે ખેંચાણથી એકબીજા તરફ ખેંચાયા!!

દેવલની બહાર લુસીઆ ગઈ કે તે જવાન તેની પાસે જઇને બોલ્યો "સીનોરા, આપ મ્હને ભુલી તો ગયા નહીં હોવ?"

"એક પખવાડીઆની વાતપર આપણે બેઉ મલ્યાં હતાં" તે આગલ બોલ્યો "અને તે પછીથી આજે આપણે મલ્યાં છીએ. આપને જોઇને મહારૂં દુઃખ હું ભુલી ગયો હતો, અને તેજ રીતે હમણાંબી હું આપને જોઇને ખુશી છું, અને મહારા દીલને જાણે કોઇ તસલ્લી મલે છે!"

"આપ દુઃખી છો, અને આપ તરફ મહને લાગણી છે, તો પછી હું આપને કેમ ભુલીશ, સીનોર!" લુસીઆએ જણાવ્યું.

"આહહા! એજ આપના મધુરા શબ્દો મહને મહારા દુખથી મોકલો કરવાને પુરતા કારગર છે." તે જવાને ચલાવ્યું "આપ ગઇ વખતે જે મીઠા મીઠા ચલફાઝથી મહારી કમનસીબ હાલતપર હમશરીક થયા બીસાલ મહેરબાન બન્યા હતા, તે માટે હું આપનો

નેહાયત અહેશાનમંદ થવા સાથે મેં હરરોઝ તે શીરીન લવઝ દર લવઝને યાદ કરી કરીને પાછા ને પાછા મ્હારા મનમાં તાઝા કીધા હતા. સીનોરા, આપ જેબી બોલો છો તે મહને એટલું મીઠું લાગે છે કે જાણે તે મહારા દુખનું ઝહેર ઉતરી જઇને તેની જગયાપર મધની મીઠાસ મવજુદ થાય છે!"

"હું માનુંછ, સીનોર, હું માનુંછ, કે આપના શબ્દોમાં સચ્ચાઇ છે." લુસીઆ બોલી "આપને મહારા શબ્દોથી દીલાસો મલેછ, તો મહને પુછવા દો કે આપના બ્હેન કે માદર આપને દીલાસો દેતાં નથી?"

"બ્હેન!--માદર!" ભરાઇ આવેલી છાતીથી ગલગલા સાદે તે બોલી પડયો "ઓ! નહીં--નહીં--હું એક તજાયલો છું, એક કંગાલ તજાયલું બાળક ઉછરીને બીજાને ત્યાં મોટો થયલો છું--અને પાક ખુદા જાણે કે મહારા માબાપ કોણ છે? મહારાં સગાં વ્હાલાં કોણ છે? અને તેઓ કયાં છે.!--મેં તો, સીનોરા, મેં તો મહારી આટલી ઉમરમાં ફકટ તહમારાજ શબદોમાં દીલાસો લીધો, અને તહમોજ મહારી નઝરમાં નુરમંદ એક હુર માલમ પડોછ. ઓ પાક ખુદા, મહને, સીનોરા, મહને તો જાણે એવું થાયછ કે મહને એક માઝાદ બહેન હતે અને તેની જગયા પર આપ હતે."

અને તે જવાન એવી તો દીલ પીગલાવનારી રવેશે તે શબ્દો બોલ્યો કે લુસીઆની ચશમોમાંથી ટપ ટપ ટપ ટપ આંસુના ટીપાં ટપકવા મંડયાં.

"હા" લુસીઆનો હાથ પકડી લઇને તે જવાને કહયું "સાચુંજ માનજો કે આપ મ્હારી નઝરોમાં એક નુરમંદ હુર માલમ પડોછ, કે જે હુરે મારા દીલને નાશાદીમાંજ શાદ બનાવવાને ખાતીર મ્હારા રસ્તા વચ્ચે પોતાના પવીત્ર અને મુબારક કદમ મુકયા હોય" અને તેણે આગલ વધારયું "આપ મને પાપી યા દીવાનો ના સમજતા, પણ મને જે દીલમાં લાગેછ તેજ હું આપને કહુંછ. મ્હારાં અંતકરણનો પવીત્ર આવાઝ આપને સંભળાઉછ, મને, સીનોરા, મને જાણે દશ હઝાર માણુસોપર જેટલું દુખ પડયું હોય તેટલું ભારી દુખ મારીપર પડેલું લાગેછ, પણ જ્યારે મારી આટલી ઉમરમાં એ ઝબર દસ્ત દુખને દબાવવા કોઇજ કોઈજ નહીં મલ્યું, ત્યારે આપના થોડાક મીઠા મીઠા અલફાઝોથી મહારૂ તે દુખ દબી ગયું, અને મને રાહત રાહત મલી, પાક ખુદાએ જાણે માહરા દુખનો મલમ આપના એકેક લવઝમાં મુકી દીધો, ઓ નુરે પરીનુર હુર, પાક ખુદા ત્હારો નીગાહબાન થાય, અને તું મારા જેવા એક દુખી પર તહરા મુબારક આશીરવાદ વરસાવે."

અને તેમ બોલતાંજ તે જવાને લુસીઆનો હાથ પોતાના હોટ આગળ ખેંચયો, અને તે નાઝુક ગોરી આંગળીઓ પર બોસા લઇ લીધા, જાણે કે કોઇ પતંગીયું કોઇ ફુલને નરમ નરમ ચુમતું હોય.

અને તે હાથ ચુમી, છોડી, ને તે ગયો.

લુસીઆ તો ત્યાંજ ગોયા પત્થર બનીને ઉભી રહી, અને તેની આંખો તે જવાનના જતા આકારપરજ ચીટકી ગઇ, અને જ્યારે તે આકાર નઝરથી દુર થયો ત્યારે લુસીઆની આંખો આંસુના દરીયાવમાં ગોયા ડુબલી થઇ!!

અને, પછી, તેબી ગઈ.

મગર એક બે જણાને જોતી થોડેક દુર એક બુઢ્યા ઉભેલી હતી, તેણે એ બેઉને જોયાં ખરાં, પણ એમની વાત શું હતી તે સાંભળી શકેલી નહીં હોવાથી તે એમજ સમજી કે તેઓ બન્ને આશક માશુક હશે, અને પેલો જવાન આ છોકરીપર પરવાનો થયો હશે!!

જેવો તે જવાન લુસીઆથી છુટો પડયો કે પેલી બુઢ્યા પોતાની જગ્યા છોડીને તે જવાનની પુઠે પુઠ દુરથી ચાલવા લાગી, તેણે લુસીઆને કોઇ શક નહીં જાય તેવા ઇરાદાથી દુર ને દુરજ ચાલ્યા કીધું, અને જ્યારે લુસીઆની નઝરથી તે જવાન અને તે પોતે દુર થઈ શકયાં ત્યારે જલદીથી તે બુઢ્યા આગળ વધી, અને તેણે તે જવાનની આસતીન પકડીને કહ્યું "ઉભા રહો, મ્હારે આપને કાંઈ કહેવું છે."

## પ્રકરણ ૧૯ મું.

### બુઢ્યાની શાદીની ઉમીદવાર શેઠાણી.

"સીનોર" તે બુઢ્યાએ પેલા જવાનને કહયું "થોડીક મીનીટ માટે મ્હને આપણુ ધ્યાન રોકવા દો, આપ એટલા તો ઉદાર આપના ખુબસુરત ચહેરાપરથીજ માલુમ પડો છો કે હું ધારૂંછ તેમ માહરૂં બોલવું આપ કબુલ કરશોજ."

"અચ્છી બુઢ્યા" તે જવાને નમનતાઇથી કહયું "શી ફરમાશ છે? અગરજો માહરી ઇચ્છા અને પ્રેમને અનુસાર નેકીનું અને કોઇ મુફલીસને મદદ કરવાનું કામકાજ હશે તો ખુશીથી, માહરી સરોચશમથી, બજાવીશ."

અને તે સાંભળીને પેલી બુઢ્યાને બાહણુ ઠીકજ મલી ગયું, તેથી હવે કેમ પેલા જવાનને શીશામાં ઉતારવો તેની મુજવણની ગુંચવણથી દુર થતાંજ તે બુઢ્યાએ કહયું "આપની ઇચ્છાને અનુસારજ એક કામ છે—એક આદમ ઝાતને મદદ કરવાનુંજ એક કાર છે."

"તો ઠીક" પેલા જવાને કહયું "હું ધારૂંછ ત્યાં સુધી તમારા કોઇ અઝીઝના સંબંધમાં એ મહારૂં કામ કરવાનું છે, કેમ?"

"હા મહારા એક દુખ્યા અઝીઝનુ દુઃખ દુર કરવાને માટે હું આપને લઈ જવા માંગુછ" તે બોલી, અને તેણે વધારયું "ત્યારે, આપ ચાલશો મહારી સાથે મહેરબાન?"

"ચાલો." તે જવાન બોલ્યો અને પેલી બુઢ્યાની પુઠે ચાલ્યો.

તે બુઢ્યા તે જવાનને ખુબસુરત લુસીઆ સાથે વાતે જોઇને એમજ સમજેલી કે પ્યારની ઝનઝીરમાં સપડાયલો આ જવાન તેની શેઠાણી સાથેબી પ્યાર કરશેજ, અને તેની શેઠાણીનો તે શાદીથી પરસ્તાર થઈ જશે, મગર પેલાના એકજ વાકયમાં તે જમાને ખાયેલ દહાએ જાણી લીધું કે તે માણસ ભુલી હતી; તેથી, તેણે ફેરવી તોલતાં, પોતાની શેઠાણીની વાત નહી કરતાં, સંજોગથી મલી આવેલા બહાણાને આગળ કરીને "કોઈ દુખ્યાનું દુઃખ ટાળવા"

ના ઢોંગથી તેને લઇ જતી હતી!

બુઢી તે અઉરતે ચુપચાપ ચાલવા માંડયું, અને તેની પુઠે તે જવાન ચાલ્યો—બુઢી તો સમજતી હતી કે સુન્હેરી ચલ્લી હાથ આવેલી છે, અને પેલો નેકીનો ભરેલો જવાન તો નેકીના ખ્યાલપરજ કોઇને સુખ કરવા ખુશીથી રઉશનીવાળી, કમ રઉશનીદાર, અને કોઇક અંધારી ગલીઓ તે રાતના પસાર કરીને ઝડપથી પેલીની પાછળ ચાલતો હતો.

આખીર એક મોટી દીવાર આગળ બુઢ્યા થોભી, અને એક દરવાઝો ખોલીને તે અંદર દાખલ થઇને પેલાનેબી અંદર લીધો. રાત અંધારી અને સેતારા વગરની તુફાની હવાથી ઘેરાયલી હતી, અને કાંઇક અજાયબી સાથે તે જવાને જોયું કે સુંદર બગીચો હતો અને આલીશાન મોટા મકાનો ત્યાં હતાં! મગર, તે ચુપ રહયો, અને બુઢ્યાની પાછળ ગયો, તેના નીર્દોશ દીલમાં દગાનો કોઇ ખટકોબી નહીં હતો!

બગીચો પસાર કરીને આલીશાન એક મકાનનાં કમરાના બંધ દરવાઝા આગળ બુઢ્યા ઉભી રહી. તેણે મતલબ ધરાવનારા ટકોરા દરવાઝો પર માર્યા, દરવાજો તેથી ખુલ્યો, અને બુઢ્યાએ તે જવાનને હડસેલો મારીને અંદર મોકલતાં કહયું "સીનોર અંદર જા, તુંને બધુ ખુલ્લું માલમ પડી જશે."

તે જવાન અંદર ગયો કે બહારથી બુઢ્યાએ દરવાઝો બંધ કીધો.—તે ઓરડામાં ઝક-ઝકીત રઉશની હતી, અને શણગારમાં બહુ કીમતી હતો, જેથી તે જવાન કાંઇક બીચકયો અરે, તે તો કોઇ મુફલીસને મદદ કરવાની આરઝુ કરતો હતો, કોઇ દુખ્યાનું દુખ ટાળવા માંગતો હતો. અને આ શું ? આ તો કોઇ રઉનકદાર મકાન હતું, અને તે મકાનના લેવાજ રઉનક ભરેલા કમરામાં ચળકતી રૌશનીની નીચેના મખમલના એક કોચપર ખુબસુરત અઉરત બેઠેલી હતી!!

તે અઉરત તે જવાનને અંદર આવેલો જોઇને ઉઠી, અને હસી હસીને તેની આગળ ગઇ. તે અઉરત જો કે અધોર ઉમર તરફ ઢળી હતી, છતાંબી તેણે પોતાની ખુબસુરતીને એવી ટકાવી રાખી હતી, અને શણગાર એવો સજ્યો હતો કે જાણે વીસ વરસની નવજવાન ગુલે નવચા!

"સીનોર." તે જવાનના ખભાં ઉપર પોતાનો હાથ પ્યારથી મુકી દેતાં તે ખુબસુરત અઉરત બોલી "તુને મહારી બુઢ્યા બુઆ અહીં શું કામ લાવી છે તે મતલબ તો હું ધારૂંછ કે તું સમજી ગયો હશે."

"કંઇક સમજ્યો છું" ભોલો તે બોલ્યો "મહુંજે મ્હારી ઇચ્છાનુસાર કોઇ દુખ્યાનું દુખ ટાલીને તેને મહારી મદદ આપવાની છે, એમજ ના?"

"ત્હારી મદદ ત્હારો પ્યાર, મહને, મુજ દુખીને જોઇએ છે." તે બોલી "ત્હારી સાથ શાદી કરવા, પવીત્ર શાદીના ગાંઠથી જોડાવા માંગુ છું."

તે સાંભળીને તે જવાન તો ગભરાઇ ગયો, અને આ પહેલીજ વાર સામેવાલીની મતલબ પામી જતાં તેના ડોળાજ ફાટી રહયા!"

"હું આપને બીલકુલ પીછાણતો નથી, અને આપની શાદીની કોઇ મતલબ હતી એવી

ખબરબી મ્હને આપવામાં આવી નહીં હતી!" તે જવાને જણાવ્યું.

"ખબર તે બુઢ્ઢાએ તુને નહીં આપી તો કાંઇ નહી." પેલીએ કહ્યું "મગર હવે તો તું જાણવા પામ્યોછ કેની? મીઠા મીઠા જવાન, બોલ શું હું ત્હારી નઝરોમાં ખુબસુરત નથી? શું હું ત્હારી આંખોમાં ત્હારી મ્હોરદાર બનવાને લાયક નથી?"

"હું ત્યારે ઠગાયો છું, સીનોરા" તે જવાને કહ્યું "હું તો એમ સમજતો હતો કે કોઇ મુફલીસ લાચાર બેચારનું દુખ ટાળવાનું હશે; પણ કોઇ ત્રાહીત સાથ મ્હારી મરઝી ઉપરાંત શાદીના ગાંઠથી જોડાવું પડશે તેની મ્હને ખબર નહીં હતી. મ્હને માફ કરો, અને મહને અહીંથી જવા દો." તે જવાને, મીનનતની ઢબે હાથ જોડીને કહ્યું.

"ન બોલ, ઓ પ્યારા પરવાના, ન બોલ એમ." તે અઉરત તે જવાનના માથાપર હાથ ફેરવવા લાગી, મગર તે હવે સ્હેજ ગુસ્સાથી ફર્યો.

મગર, તે ખુબસુરત અઉરત તે જવાનના પગ આગલ ગુડન્યે પડી ગઇ, તે જોઇને તે જવાન અજાયબીથી ગોયા વાચા વગરનો થઇ રહયોઃ તે કાંઈ બોલવા માંગતો હતો તોબી બોલી શકયો નહી!

"હા, પ્યારા ખૂબસુરત નવજવાન, હું તુને મહારા જાનથીબી ઝીયાદા સમજું છું, જો તું મ્હારો થઇ રહેશે તો તું તુને પોતાને કોઇ અઉર બનેલો જોશે." તે બોલી, અને તેટલું બોલીને ઉઠી, અને ઉઠતાં સમેતજ તેણે તે જવાનનો હાથ પકડી લીધો, મગર, જેવો તે હાથ તે અઉરતના હાથમાં આવ્યો કે તે અઉરતની નઝર તે હાથ પરના એક ડાઘ પર પડી, અને તેથી તેના ચહેરામાં યક-બ-યક મોટો ફેરફાર થઇ ગયો! તે જવાનના હાથ પરનો તે ડાઘ જોઇને તે ખુબસુરત અઉરત મઉત આવ્યું હોય તેમ ઓચીંતી ફીકી બની ગઇ-તેના હોટમાંથી એક ચીખ નીકલી પડી—અને તે હોશથી ફરામોશ થતી હોય તે મીસાલ ઘીલી બની જઇને કોચપર તુટી પડી!

એક મીનીટ સુધી તે અઉરતે ડઘાયલી ડઘાયલી ઢબે તે જવાનના ચહેરા તરફ જોયાં કીધું, અને તે જવાનબી તેવાજ ફાટેલા ડોળાથી તે અઉરતને જોતો રહયો!-લેકીન, તે અઉરતને જાણે કોઇ ખ્યાલ આવ્યો હોય તેમ તેણે પેલાનો હાથ પાછો પકડી લીધો, પોતાની નઝર આગલ ધર્યો, અને તે હાથપરનો ડાઘ પાછો જોવા પડી.

"ન છુ, અઉરત્ત, મહને ન છુ" હવે તે જવાને પોતાનો હાથ ખેંચી લેતાં કહ્યું "દુર થા—અને મહને હવે અહીંથી જવા દે-જવા દે."

"હા—જા—તું અહીંથી જા" તે અઉરત બોલી, મગર તે બોલી ત્યારે તેના આખા તનબદનમાં થરજરી પયદા થઇ, અને બોલી રહીને તેણે પોતાનો ચહેરો પોતાના બન્ને હાથોમાં છુપાવી લીધો!

પેલા જવાને દરવાઝા તરફ વલાણ લીધી, દરવાઝો ખેંચ્યો, અને તે પેલીજ બુઢ્ઢાએ ખોલ્યો, જેવો તે બહાર પડયો કે તેણે પેલી દદા તરફ ડોળા કડકડાવીને કહ્યું "કંગાલ! દુખયાનું દુખ આવા પગલાંથી તુટતું હશે, કેમ? ચાનડાલ ચુરેલની, મ્હારી સાથ દગો તું રમી! મહને બહાર જવાનો રસ્તો બતાવ. લગન, એક અજાણી અઉરત સાથ લગન તે હું કેમ

કરી શકું? મ્હને પોતાને હું ઝરપર વેચું! કદી નહી."

અને તે બુઢ્ઢા દદા પોતેભી કંઇક તઅજ્જુબ રહી તોભી તે રસ્તો તો બતાવવા ગઇ. બગીચાની બહાર જવાનો રસ્તો બતાવ્યા બાદ તે પાછી ફરી, અને પેલો જવાન પોતાને ઘર જવા માટે રસ્તો યાદ કરવા પડયો કે તેજ વખતે પાછળથી કોઇ બે જણાએ તેની ઉપર તુટી પડીને તેની આંખે પાટો બાંધી દીધો, તેના હાથ બાંધયા, અને તેને એક ઘોડા પર નાંખીને ત્યાંથી પસાર થયા!

ગીરફતાર થયલો જવાન એક તઅજ્જુબીથી રીહા નહીં થયલો, આ નવી બલા શી હતી તેનો ખ્યાલ કરવા લાગ્યો!

## પ્રકરણ ૨૦ મું.

### જાળમાં પકડાયલું ખોટું પખેરૂં.

તે જવાન મનમાં ખ્યાલ લાવવા લાગયો કે શું તેને એમ ગીરફતાર કરાવવામાં પેલા આલીશાન મકાનની અઉરતનો હાથ હશે! મગર, બીજીજ પળે તેણે તે ખ્યાલને દુર કરી નાખયો, કેમજે તેમ બનવુંજ ઘણું મુશકીલ હતું. પેલી અઉરત અગર જો તેને ગીરફતાર કરાવવાભી માંગતે તોભી તેને વખત એટલો તો થોડો મલ્યો હતો કે તેમ બનવુંજ નામુમકીન હતું.

તે જવાનને લઇને તેઓ ખુબ ઘોડા કુદાવી ગયા, અને ઘણે વખતે કોઇ જગયાપર થોભ્યા. થોભ્યા પછી તેઓએ તે જવાનને ઘોડાપરથી ઉતાર્યો, અને તેને થોડેક રસ્તે પગે ચલાવી લઇ ગયા જે પછી તેની આંખપરનો પાટો છોડવામાં આવયો! તે જવાને ત્યાં પોતાને એક અંધાર ગુફામાં જોયો.

તે ગુફામાં એક લોખંડી ફાનુસની બતીનો ઉજાળો પડતો હતો અને તે જવાને ફેરવેલી એક નઝરે તેને ચેતાવ્યો કે તે ગુફામાં અહીં તહીં પચાસેક હત્યારબંધ માણસો હતા. હવેજ તેને કાંઇ ખયાલ આવી શકયો કે તેને ગીરફતાર કરનાર ડાકુઓ હતા, અને આ ગુફા તેઓનોજ હતો. મગર, એ મતલબ ઉડાવી શકયો નહી કે તેને શા કારણે અહીંઆ લાવવામાં આવયો હતો.

તેની હાલત પેણુમાંથી નીકલીને ચુહલામાં પડવા જેવી થઇ હતી. પેલી બુઢ્ઢાની શાદીની ઉમીદવાર શેઠાણીના પંજામાંથી છુટયા પછી તુરતજ તે આ નવી આપદામાં આવીને અટકયો હતો!

તે ગુફા અસલી કોઇ મોટા મકાનનો એક ભાગ—એક ખંડીએર-જેવો હતો અને તેમાં ઝાતઝાતની ચીઝો હતી. કોઇ ઠેકાણે જોવા લાયક પુતલાં હતાં, કોઈ જગયાએ ભાંગી તુટી દીવાલ હતી, કોઇ બાજુપર હાંડકાંભી પડેલાં હતાં, અને કોઈ ઝમીનપર ફુલનો શણુ-ગારભી કીધેલો હતો—તે અજાયબ પ્રકારનો ગુફા હતો, અને તે જોઇને તે જવાન તઅજ્જુબીમાં ગરકાવ ગયો.

તેવામાં ડાકુઓના સરદારે પાટો ખુલતાંજ તે જવાનને ટકટક જોયો, અને તે ચાલાક સરદારની આંખો ચમકી, અને તે પોતે ચોંકયો.

"મહને લાગેછ કે આપણે ભુલ કીધેલી છે!" તે તે જવાનનો હાથ પકડીને બત્તીના અજવાળા તળે તેનો ચહેરો બરોબર પોતાના બીજા હાથથી ફેરવીને બોલ્યો.

"સરદાર, શું છે?" ડાકુઓમાંનો એક જે જવાનને પકડવામાં પોતાના સરદારની સાથે શામીલ હતો તેણે પુછ્યું.

"આપણે તો આપણી જાળમાં બીજોજ કોઇ પંખેરાંને પકડયો છે!" તે સરદાર જેનું નામ બુરીઅન હતું તે બોલ્યો "આપણે એનદરીઆ ડયુક ઓવ કેલેબ્રીઆને ગીરફતાર કરવા માંગતા હતા અને આએ તો કોઇ બીજોજ નીકળ્યો! એ કાંઇ એનદરીઆ નથી!"

"અમે તો શાહઝાદા એનદરીઆને જાણતા નથી." તેજ ડાકુ પોતાના બીજા ભાઇબંધની તરફમાંથીબી બોલતાં બોલ્યો "સરદાર, આપ પોતેજ પહેલાં એનીપર કુદયા, મેં તમને મદદ આપી, અને અમે બેઉએ એને તમારા ઘોડાપર આંખે પાટો બાંધીને બેસાડયો."

"તમારી ભુલ એમાં ઝરાબી નથી" બુરીઅને કહ્યું "એ તો મેંજ ભુલ કીધી, અને ડાકુના પેશામાં આએ મારી સઉથી પહેલી અને સઉથી મોટી ભુલ થયલી છે. આ છોકરો કંઇ કંઇ એનદરીઆના જેવો લાગેછ, અને અતી અંધારામાં મ્હને બરોબર દેખાયું નહીં, અને મેં કુદકો માર્યો. રાજાના મહેલમાં બીજો કોઇ એનદરીઆને કાંઇ મળતી જુલતી લંબાઇ પહોળાઇનો શાહઝાદો નથી, અને આએ એને મહેલને પાછલે દરવાઝેને બાગીચેથી બહાર પડતો જોઇને હું એનદરીઆ સમજયો, અને મારી આંખે મને આ પહેલીજવાર દગો દીધો!"

"એ બહુજ કમનસીબ બનાવ બન્યો છે." તેજ ડાકુએ જણાવ્યું "સરદાર, પેલાઓ તો ત્યાં ભરૂસેજ બેઠેલા છે કે આપણે શાહઝાદા એનદરીઆને ગીરફતાર કરીને તેઓ સનમુખ લઇ જઇશુંજ. ડયુક ઓવ ડુરા, લોરડ આરચબીશપ ઓવ તેરેન્ટો, અને બીજા અમીરો ત્યાં ખોટી થતા બેઠેલા છે, અને અહીં તો બધો ઘોંટાળો થઇ ગયો!"

"બહુજ ખોટું તો થયું છે" બુરીઅન બોલ્યો "અરે જો મહને તેજ વખતે મહારી ભુલ જણાતે તો હું એને છોડી દેતે, અને ફ્રાંસમાં ચાલી આવનાર એનદરીઆ જે તેજ વખતે મહેલમાંથી નીકળી ચુકયો હશે તેને તુરતજ પાછળ દોડીનેબી પકડી લેતે. પણ આએ તો આપણે બધા અહીં આવ્યા ત્યાં સુધીબી મહને સમજ પડી નહીં તેવો મામલો થઇ ગયો! ડયુક ઓવ ડુરા તો બધો હાથ અને પગ પછાડી નાખશે. પણ, હવે, તેની આગળ જવા વગર છુટકોબી શું છે! તમે બધા અહીં રહો, અને હું આએ ભલતાજ પક્ષીને લઇ જાઉંછ" અને તેટલું બોલીને તેણે તે જવાન તરફ જોઇને કહ્યું "તું મહારી પાછલ પાછલ ચાલ."

"તે જવાને પોતાનો હોટ ફફડયો, તે બુરીઅનના હુકમથી ઘણો ગુસ્સાબાઝ બની ગયો હતો, મગર તે લાચાર હોવાથી ખઓફ ખાઇ ગયો!

"ચાલ" તે જવાનને ઉભેલોજ જોઇને બુરીઅને કહ્યું "જો કે તું કોઇ બીજાને

બદલે અહીં પકડાઇ આવ્યો છે, છતાંબી તે બીજાઓની સલાહ લીધા વગર હું તુને છોડી શકું તેમ નથી, વાસ્તે તું મારી પુઠે ચાલી આવ."

તે પછી તે જવાન ડાકુઓના સરદાર બુરીઅનની પાછલ ગયો, અને થોડાજ વખ્તમાં તેને એક ભોંયરાના આરાસ્તા ઓરડામાં કેટલાક આસામીઓ સામે લઇ જઇ ઉભો રાખવામાં આવ્યો.

## પ્રકરણ ૨૧ મું.

### દુખપર ડહામ!

તે ખંડીએર જેવા મકાનમાંના ભોંયરાના ઓરડામાં તે રાતના ખાસ ગોઠવણ કીધેલી જણાતી હતી, કેમજે એક મેઝ પર ઝરકસબનું કપડું ઝમીનવેર લટકતું બીછાવવામાં આવ્યું હતું, અને થોડીક કુરસીઓ આજુબાજુમાં ગોઠવેલી હતી જેપર કેટલાક રોબદાર આસામીઓ બેઠેલા હતા.

ડયુક ઓવ ડુરા અને બીજા અમીરો પોતાના ઉમરાવી પોશાકમાં બીરાજેલા હતા, જ્યારે આર્ચબીશપ ઓવ તેરેનતો પોતાના ધરમને લગતા લીબાસમાં સજ્જ થયલો હતો.

જે વખતે બુરીઅન અંદર દાખલ થયો તે વખતે બધી આંખો આતુરતાથી તેના પર ગઇ, અને તે પછી તેની સાથમાં આવેલા જવાનપર તે નઝરો પડી. આશા અને આતુરતાની તે ચશમો ગંભીરતામાં ફરી ગઇ, અને ડયુક ઓવ ડુરા ગુસ્સાબાઝ બની ગયો.

"એની મતલબ શું છે?" ગુસ્સા અને શકની ભેલસેલ નઝરથી ચારલ્સ ડયુક ઓવ ડુરાએ સવાલ કીધો.

"એની મતલબ એજ છે, મહારા લોર્ડ" બુરીઅને જણાવયું "કે મેં મ્હારી ડાકુની ઝીંદગીમાં આ પહેલ વહેલીવાર ઠાપ ખાધેલી છે, અને તેના સબબથીજ હું ત્હમારી પાસે બીજા આસામીને પકડી લાવ્યો છું."

"તબાહી!" ડયુક ઓવ ડુરા ગુસ્સાથી બોલ્યો અને તેણે તલવારની મુઠપર હાથ નાંખતાં તે સ્હેજ ખેંચી કાઢી.

"મહારા બેટા, આપ એમ છેડાઇ ના પડો" આર્ચબીશપે વચે બોલીને ડયુકને સમજાવ્યું "બુરીઅન આપણા લાભમાં કામ કરે છે. અને એ કદીબી આપણુને ફસાવશે નહી."

"ત્યારે તો એને શું ઘોંટાલો છે તેની વીગત સમજાવવા દો." ડયુકે કહયું.

"મહારા લોર્ડ" આર્ચબીશપ તરફ જોઇને બુરીઅને જણાવ્યું "મ્હારે માટે આપના જે સારા વીચારો છે તે માટે હું આપનો નેહાયત અહેશાનમંદ થયો છું. મગર હું કહેવાને આંચકો ખાતો નથી કે જેબી કોઇ મહને દગલબાઝ ધારે તેની સામે તલવાર ઉઠાવવાનેબી હું વખ્ત નહીં લગાડું."

"ભલા બુરીઅન, ડયુક ઓવ ડુરાની-આપ તરફ કોઇ બુરી મતલબ નહીં હતી" અને તેમ બોલીને તેણે ઠપકો આપતી રવેશે ડયુક ઓવ ડુરા તરફ જોયુ.

"હું દીલગીર છું, મ્હારા કોઇ ગુસ્સાભર્યા શબ્દો માટે, ભલા બુરીઅન" ચારલ્સે કહયું "હું જલદીથી ગરમ થઇ જઇને નીકામો ઉશકેરાઈ જાઉંછ, કાંઈ અણઘટતું બોલીબી દઉંછ, મગર મ્હારા મનમાં પાપ નથી."

"તો ઠીક" બુરીઅને સંતોષ પામતાં જણાવ્યું "અને હવે આપણે કોઇ બનાવ એવો બન્યોજ નહીં હોય તેમ વરતીએ. આપણી ગોઠવણ મુજબ છુપા એક જાસુસથી એનદરી આને જે વખતે મહેલને પાછલે દરવાઝેથી બોલાવેલો તેજ વખતે તેજ જગયા પરથી આ જવાન મહેલમાંથી બહાર પડયો, અને તેથી, મેં એને એનદરીયા સમજીને ગીરફતાર કીધો! મોંહકાણ એ થઇ કે એની આંખ પર પાટો બાંધવામાં આવયો, એ કાંઇબી બોલ્યો નહીં, એ મહને એનદરીઆ જેવો લાગયો, અને છેક અહીંયા આવયા ત્યારેજ જણાયું કે મ્હારી જાળમાં તો ભલતુંજ પક્ષી પકડાયલું હતું!"

"ત્યારે આપણે બુરીઅનને ઝરાકબી ઠપકો આપીશું નહી." આર્ચબીશપે જણાવ્યું "આ તો સીફ એક ભુલ થઈ ગઇ!"

"અને જો બીજી વખતે ડયુક ઓવ કેલેબરીઆને આપ મહેલની બહાર બહાણાથી બોલાવી શકો તો હુ બીજીવાર કોશીશ કરીને તેને અહીં પકડી લાવવા કબુલ થાઉં છું." બુરીઅને ચારલ્સ તરફ જોઇને કહયું.

"કાલે રાતના એજ વખતે હું બહાણાથી એનદરીઆને મહેલની બહાર બોલાવશ, અને ત્યારે તેને આપ પકડજો, બુરીઅન." ડયુક ઓવ ડુરાએ કહયું. "મગર તેટલાં આએ કોઈ જવાનનું શું કરવુ?"

"એ તો સમજ પડતું છે" આર્ચબીશપે જણાવયું "કે એ જવાન જો છુટો થાય તો આપણો ભેદ ફોડી દે"

"મ્હારા લોર્ડ" તે જવાને હવે કહયું "હું આપ લોકનો ભરમ કદીબી નહીં ફોડીશ."

"વાત તો ખાસ્સી છે!" આર્ચબીશપે સહેજ હસીને કહયું "મગર અમે અજાણ્યા આદમીઓપર ભરસો ઘણોજ થોડો મુકીએ છીએ."

"અને તોબી, મ્હને લાગે છે કે એ જવાનનો ચહેરો મેં કંઇ જોયલો છે." ચારલ્સે જોઇ જોઇને વચે પડી કહયું.

"આપને હું બે ત્રણ વખત અગાઉ મળેલો છું." તે જવાને ખુલાસો કીધો.

"કયાં?"

"આપનાજ મહેલમાં."

"શા કારણે?"

"આપના નેક માતાજીની આગલ હું આવ્યો હતો, અને તમે બે કે ત્રણ વખત સંદરપરજ મળ્યા હતા."

"અઆ!" ચારલ્સે કહયું "તો તું બી મ્હારા માતાજી જે સખાવતો કરેછ તેનો એક ગુમાસ્તો છે, કેમ:?"

"હાજી."

"વાર, તો હવે મ્હને સમજાવ કે તું મહેલમાં કેમ દાખલ થયો?" ચારલ્સે પુછયું "તું તો મહેલમાનો નથી. તરાહીત છે, તો રાતની વખતે મહેલને પાછલે દરવાઝેથી તું કયાંથી આવ્યો? રાણી જોનાના મહેલમાં તું શું કામે દાખલ થયો હતો તે કહી દે."

"તે વાત મને ના પુછો, એ સવાલનો જવાબજ હું આપી શકીશ નહીં." તે જવાને જણાવ્યું.

"નહીં?" ચારલ્સે ગુસ્સાથી કહયું "તું ત્હારા એ નહીથી કોઇબી ફાયદો ઉઠાવશે નહીં, કેમજે હું તારી ચાલચલણુ માટે શકમંદ બન્યો છું તું જે પાછલે દરવાઝેથી રાતની વખતે નીકલ્યો તેજ બતાવી આપેછ કે મહેલમાના કોઇ દરજ્જાદાર માણસે તુંને પોતાની પાસે બોલાવ્યો હતો, યા તો તું કોઇ ફીતુરમાં શામીલ છે, યા તો કોઇ પ્યારમાં શરીક છે, બોલ–બોલ, એ બેમાંથી શું કારણે તું મહેલમાં ગયો હતો?"

"તે કારણ હુ બતાવીજ શકતો નથી." તે જવાને કહયું.

"તું બતાવશે નહીં તો આએ શમશીર તુને જેર કરશે." ચારલ્સે વળી પાછો શમશીરની મુઠપર હાથ નાંખતા કહયું.

"આ બીજીવાર તમોએ શમશીરની ધમકી આ જગાપર આપી છે." તે જવાને હીમતથી જણાવ્યું "જેમ ડાકુઓના સરદાર તમારી શમશીરથી બીધા નથી,તેમ હું બીહતો નથી, હા તમે મને હાથ લગાડો અને જો મારી હીમત જોવા માંગતા હોય તો મહારી તલવાર મનેબી ચલાવવા દો."

"હાહાહાહાહા" હસીને ચારલ્સે કહયું "લોંકડી શેરને ડરાવેછ, શીયાળ વાઘને દમ કરેછ તું મહને તારા ઝોરનો શોર સંભળાવેછ.!"

"હું એ અપમાન આપના મોંઢાપરજ પાછું છુટટું મારૂં છ." તે જવાને મકકમ થઇને કહયું, અને તેના તે હીમત ભરેલા શબ્દો સાંભળીને અજાયબીથી બુરીઅન તેને જોતો બોલ્યો. "આએ છોકરો વળી કોઇ અજાયબ હીમતનો છે."

"તું કોણ છે? ત્હારૂં નામ શું?" ડયુક ઓવ ડુરાએ આગલી વાત ભુલતાં નવા સવાલો કીધાં.

"મહારૂં નામ વેલેનતીનો સ્પીનોલા છે," તે જવાને જણાવ્યું "અને જો કે હું મ્હારા માબાપના નામથી ના વાકેફ છું તોબી મારા દીલમાં મહને ખાત્રી છે કે હું કોઇ ઉંચા ખાનદાનનો છું."

"તું રહે છે કયાં?"

"હું ફીઝીશયન જેનરલ એડરીઅનની સાથે રહું છું." વેલેનતીનોએ કહયું.

અગર, તે સાંભળતાંજ સરપે ડંખ માર્યો હોય તેમ ચોંકી ઉછળીને ચારલ્સે પુછયું "તું

એડરીઅન ત્રેસપેલો સાથે રહે છે? તેના ઘરમાં?"

"હા, તેવણના ઘરમાં." વેલેનતીનોએ ફરીથી હીમત રાખીને કહયું.

"મ્હારા લોર્ડ" આર્ચબીશપ તરફ ફરીને ચારલ્સ ડયુક ઓવ ડુરા બોલ્યો. "આ જવાન, ત્યારે હવે ખુલ્લું માલમ પડી આવ્યું છે કે, આપણા દુશમનનો જાસુસ છે, અને એને મ્હારા બોલા માતાજી આગળ સખાવતને મસે આવીનેબી ઘણી જાસુસી અત્યાર અગાઉથી એણે કીધી છે એવો મને શક છે. આ માણસને જતો મુકેલો તમામ ખોટ઼ટો, એ આપણા દુશમન એડરીઅનના પોતાના મકાનમાં પલાએછ અને એ સ્વભાવીકજ છે કે તેના જાસુસ તરીકે કામ કરતો હોય. આજે રાતનાબી મહેલને પાછલે દરવાઝેથી એવાજ કોઇ જાસુસીના કામને વાસ્તેજ એ દાખલ થયલો હોવો જોઇએ."

"હું એ તોહમતનો ઇનકાર કરૂંછ" વેલેનતીનો બોલ્યો "હું જોકે એડરીઅનને મહારા વાલી તરીકે માનુંછ, અને તેમના ખાનગી મકાનમાં રહુંછ, તોબી તેમના મહેલમાંના એકબી કામમાં હું ભાગ લેતો નથી, મેં કદી તેવણના મહેલના કોઇબી કામને હાથ લગાડયોજ નથી."

"છોકરા" આરચબીશપે હવે કહયું "તહારી સામેનો પુરાવો એટલો તો મઝબુત છે કે તું અમારી અનુભવી આંખોમાં ધુલ છાંટી શકવાનો નથીજ.–તું એક જાસુસ પુરવાર થયો છે, અને તેથી તુંને જાસુસને જે શીક્ષા મલે તેજી સઝા મલવીજ જોઇશે."

"એને લઈ જાઓ", ડયુક ઓવ ડુરાએ બુરીઅનને કહયું "અને અમારો હુકમ થાય ત્યાં સુધી એને કયદ રાખો, અને હુકમ મલતાંજ એની ગરદન ઉદારી નાંખજો."

અને, ડાકુઓનો સરદાર બુરીઅન, તે જવાનને એક તહેખાનામાં લઇ ગયો, જ્યાં તેને મઉતની સઝા થાય ત્યાં સુધી ગીરફતાર રાખવામાં આવનાર હતો!

ગરીબ બીચારો વેલેનતીનો સ્પીનોલા!—અલતમારાના અમીરનો તે તજાયલો વારેસ! તે રાતના એકેક વીપતીમાંથી મોકલો થઈને કંગાલ હાલતમાં ડાકુઓના તે તહેખાનામાં કયદ પડયો!!

## પ્રકરણ ૨૨ મું.

### વેલેનતીનો અને બુરીઅન.

અલમતમારાના અમીરનો તે તજાયલો કમનસીબ બેટો વેલનતીનો સ્પીનોલા તે વખતના પ્રખ્યાત થયલા લુટારના સરદાર બુરીઅનના તહેખાનામાં કઇદ પડયો ત્યારે તેના રૂવે રૂવાંથી એક સર્દ ધ્રુજરી પસાર થઇ ગઇ, અને ત્યાંના પત્થરના એક બાંકપર બેઠો તે વખતે તેને લાગ્યું કે તે પોતે એક જીવતી કબરમાં હતો!

કેઇક કંઇક અમાહથી શુરૂ થયલી તે આફત પર આફત તેને ગોયા પેણામાંથી ચુલામાં

નાંખી ચુકી હતી અને તે વ્હાંજ પછીના એકેક પછીના એકેક બનાવોએ જાણે તેને હોશ ફરામોશ કરી મુકયો હતો!

તેણે આ તહેખાનાની બલામાં આવતી વખતે જાણ્યું હતું કે તેને પેલી બુઢ્યા અઉરત રાણી જેનાના મ્હેલમાં લઈ ગઇ હતી, અને મ્હેલમાંનીજ કોઇ પેલી ખુબસુરતીએ શાદીના ઘેલાપણામાં તેની સાથે વાતો કરી હતી!—તો, હવે તે વીચારમાં પડયો કે તે અઉરત કોણ હશે? તે અઉરત તેના પોતાના હાથપરના ડાઘ જોઇને ડચાઇ કેમ ગઇ હશે?—તે હાથ ફરીથી બારીકીથી તપાસીને તેણે તેને જવા દીધો, એ બધી વાતમાં ત્યારે કોઇ ભરમ હતો કે કેમ?

તેને સમજ પડી નહીં.

વલી, તેણે આ તહેખાનાના સરદાર લુટારૂ બુરીઅનને વાસ્તેબી કાંઇ સોચ કરી લીધોઃ એ થોડાજ વખતપર નેપલ્સમાં હોહા કરી રહેલો એક ડાકુ હતો જેણે ઘણા અચ્છા અચ્છા પ્રાક્રમો કીધેલા હોવાની બુમ ઉડી રહી હતી! પણ, એક ચીઝપર વેલેનતીનોએ ખુબ ગઉર કીધોઃ એ ડાકુ સરદાર બુરીઅનને એડરીઅન ત્રેસપેસો માટે સખતમાં સખત નફરત હતી! તે કેમ? તે શાથી?

મગર, ઉપલા ખ્યાલાતોપર હવે તેના મગજે પાણી ફેરવ્યું, કેમજે ખ્યાલાતોને બદલે તેના ગમ અને ફીકરે પોતાની જગ્યા લીધીઃ હવે, વેલેનતીનો સ્પીનોલા વીચાર કરવા પડયો કે થોડાજ કલાક પછી તેને પોતાને એક જાસુસના મઉતે મરવાનું હતું!!

અફસોસ, તેના દુખી દીલને મુશ્કલીસોને મદદ થવાના કારણે ગોયા એક રાહતનો મલમ હંમેશાં મલતો હતો, અને પેલી કોઇ ખુબસુરત સુંદરીએ પોતાના શીરીન અલફાઝોથી તેને તસલ્લી આપી હતી અને દુખમાં સુખ કરી આપ્યું હતું! હવે—હવે તે કયાંથી મલશે?—થોડા વખત પછી તો દુન્યાજ તેની નઝરોથી નાબુદ થશે, અને તે પોતે દુન્યાને છોડી જશે!

તે ગમમાં ગીરફતાર બેસી રહયો.

એક કલાક પછી તેને લાગ્યું કે તેની કોટડી તરફ કોઇનાં પગલાં આવતાં હતાં—બારી અડગરો પાછો હટાવવામાં આવ્યો, દરવાઝો ખોલવામાં આવ્યો, અને—તેની સામે ડાકુઓનો સરદાર બુરીઅન પોતે આવીને ઉભો રહયો.

"તમે નાખુશ ખબર મ્હારે માટે લાવ્યા છો" તે જવાને મન મકકમ કરીને હીમ્મત રાખીને કહયું "જેબી કહેવુ હોય તે મ્હને કહી દો."

"જવાન, આપ મઉતને શાંતીથી મલવા સારૂ મનને મઝબુત કરશો?" બુરીઅન બોલ્યો, પણ તેને તે જવાનની ચશમોમાં ચશમો નાંખતાં રફતા રફતા રહમ અને મહર પયદા થઇ!

"હું કરીશ" ગંભીર આવાઝે વેલેનતીનો બોલ્યો "આદમીઓ ભલે મ્હારી જીંદગીનો નાશ કરવા તઇયાર થાય—મગર પાક ખુદા એકલોજ મ્હારા અમર આત્માને સાચવશે. બોલો મ્હને ક્યારે મરવાનું છે?"

"એક કલાક પછી" બુરીઅને જણાવ્યું "હું હમણા જાઉંછ અને તુરતજ ત્હારી પાસે આર્ચબીશપ ઓવ તેરેન્તો આવશે અને તને છેલ્લા આશીરવાદ આપશે."

શું ? મ્હારા ખુનનો હુકમ આપનાર એક શખ્સ મ્હને છેલ્લા આશીરવાદબી આપશે ?" સ્હેજ ગુસ્સાથી ગરમ થઇને વેલેનતીનો બોલી ઉઠયો "નહીં, સીનોર બુરીઅન-કદી નહીં! મ્હારી ઝીંદગીનો છેલ્લો કલાક હું આ તહેખાનાની કોટડીમાં અકેલો રહીશ, અને અકેલો હુંજ તે પાક ખુદાની ઇબાદત એ મ્હારા છેલ્લા વખતમાં કરી લઇશ. હું પાક ખુદા સીવાય કોઇબી આદમ ઝાતના આશીરવાદ માંગતોજ નથી."

બુરીઅને પોતાનો ચહેરો તે સાંભળીને ફેરવી નાંખ્યો, તેના દીલમાં તે જવાનની ઝબાનીએ અસર કરી નાંખી હતી, અને પાક ખુદા તરફના જે વીશવાસથી તે જવાન બોલતો હતો તે શબ્દોએ તેના દીલને ગોયા મોમ બનાવી મુકયું હતું. બુરીઅને પોતાનો ચહેરો ફેરવી નાખ્યો, અને તેની આંખોમાં આંસુના બે ટીપાં ભરાઇ આવ્યાં!

"સીનોર" તે પછીથી બુરીઅને વેલનતીનો તરફ જોઇને કહયું "તું એમ ના સમજતો કે ત્હારા મકતનો હુકમ મેંબી આપ્યો હતો. જો કે હું એડરીઅન ત્રેસપેલોને મ્હારા એકકે એક રવાંથી ધ્રુજીને ધીકકારૂં છું, છતાંબી મેં તેના ઘરમાં પલાએલા ત્હારા જેવા એક જવાન માટે કદીબી મકતનો હુકમ આપ્યોજ નથી. મગર, અફસોસ કે હું હુકમ આપનારાઓના હુકમને બજા લાવવાથી બાઝબી થઇ શકતો નથી: તેઓ ગમે તે પણ મોટા દરજ્જાના માણસ છે."

"આપે મહારા તરફ જે દીલસોઝી બતાવી છે તે માટે હું આપનો નેહાયત અહેશાનમંદ છું મગર, આપ એ બતાવશો કે આપ ફીઝીશયન-જેનરલ એડરીઅન ત્રેસપેલો તરફ કેમ એટલો બધો ધીકકાર ધરાવો છો ?"

"ન પુછ-જવાન, ન પુછ મહારા દુખની કહાણી! ઉફ! મહને એ નાપાક એડરીઅન તરફ એટલી બધી તો નફરત છે કે મહારા સપાટામાં જો એ આવે તો એની હડડી હડ્ડીબી ચબાવશ, એના ગોષ્ટના પુરજે પુરજા ઉડારશ." સખત ગુસ્સાથી ડાકુઓના તે સરદારે દાંત કચકચાવીને કહ્યું "મગર, હાલમાં તે વાતનો મકો નથી. સીનોર, એક કલાક પછી હું તુને લઇ જવાને વાસ્તે આવશ."

"મહને મકતને હવાલે કરવા, કેમ ?" અજબ ગલગલા આવાઝથી વેલેનતીનોએ કહયું "ઠીક, મારો, મગર એ બતાવો કે મહને કેવી રીતે મારી નાંખવામાં આવશે ?"

"ઢીમરાંપર તહારૂં માથું મુકીને કુહાડીથી એક ડાકુ તહારી ગરદન ઉડારશે" બુરીઅને કહયું "જવાન, અને હવે તહારી છેલ્લી ઇચ્છા કંઇ હોય તો મહને કહી દે."

"ઇચ્છા !-છેલ્લી ઇચ્છા ?" ગમનો એક દમ ભરીને વેલેન્તીનો બોલ્યો. "છેલ્લી ઇચ્છા તો એક છે, મગર તે આપ પુરી કરો તો!"

"હું એક ડાકુ છું, લેકીન યાદ રાખ જવાન કે મહને ડાકુ બનવાની ગોયા ફરઝ પાડવામાં આવી હતી, પહેલાં પહેલાં મહારૂં દીલ મોમ મીસાલ નરમ હતું, મગર બદમાશ રીતરતીઓએ મહારા તે દીલને ફઉલાદ મીસાલ સખત બનાવવાની ફરઝ-ફરઝ-અને ફરઝ પાડી! હું ડાકુ હાલમાં છતાંબી યાદ રાખ કે પાક ખુદાને ભુલ્યોજ નથી, પાક ખુદાની રાહપર હું ચાલું છું, બુરાંઓને મારૂં છું અને ભલાંઓને તારૂં છું. કોઇવાર મહારાથી ભુલ થઇ

જતી હોયબી, કારણ માણુસ માત્ર ભુલને પાત્ર છે.—ત્યારે, સાંભલ મ્હારી જેબી ઇચ્છા હશે તે પાક ખુદાને હાઝર નાઝર જાણીને હું કહુંછ કે હું પુરી પાડશ, અને ફૂર પાડશ."

"આપ કસમ ખાઓછ?"

"કસમ મહારી તલવારના, કસમ મહારા જાનના કસમ મહારા ઇમાનના." બુરીઅને કહયું.

"સાંભળો:" વેલેનતીનોએ કહયું "જે જગ્યાપર મારૂં માંથું મ્હારા શરીરથી જુદુ પડવાનું હોય તે જગ્યાની નઝદીકમાં આતશની એક ચેહ સલગાવજો, ખુબસા લાકડાં તૈયાર રાખજો અને હું મરણ પામું કે મારાં માથાંને અને શરીરને તે ચેહમાં મુકી દેજો, બધા લાકડા બાળજો અને મારી લાશ રાખમાં ફેરવાઈ જાય ત્યાં સુધી થોભજો.—બસ, એટલીજ ઇચ્છા મારી છે."

બુરીઅન તઅજ્જુબ રહયો, મગર તે ઝટ બોલ્યો "કબુલ છે મને."

"હઝારો ઉપકાર આપનો" તે દુખી જવાન બોલ્યો "મગર આપ યાદ રાખો કે તમામે તમામ મારા કપડાં સાથે મારી આખી લાશને એમની એમ ચેહમાં મુકજો, અને ખાક રાખ થવા દેજો."

બુરીઅને દુખથી પોતાનો ચહેરો ફેરવી લીધો, અને ચાલવા માંડયું, કે વેલેન્તીનોએ તેને અટકાવીને કહયું "એક શબ્દ વધારે."

"બોલ" ગલગલાં સાદે બુરીઅને કહયું.

"તહમે રડોછ?" બુરીઅનની આંખમાંથી આંસુ ટપકતાં જોઇને વેલેનતીનો તેનો હાથ પકડીને બોલ્યો "તહમે રડોછ, મહારે માટે? ન રો, ન રો, અએ મોમદીલ ડાકુ સરદાર, મહારે માટે ન રો, હું તો જનમથીજ કમનસીબ છું, કોણ જાણે મહારા માતપીતા કોણ છે, અને હું કયાંથી આવ્યો? વાસ્તે, જનમથીજ એક કમનસીબ બશરપર તું રોઇને શું કરશે? સાંભલ, મહારી એક બીજી ઇચ્છા સાંભલ, અને તે પ્રમાણે અમલ કરઃ તુંને ફીઝીશયન જેનરલ એડરીઅન તરફ ગમે તેટલો ધીકકારબી હોય, છતાંબી મહારા મરણ બાદ તું કોઇ પાસે એટલુંજ ફકત એડરીઅન ઉપર કહેવડાવજે કે "વેલેનતીનો રપીનોલા મરી ગયો."—બુરીઅન, એટલું કામ કરશો?"

"કબુલ." અને તેટલું બોલીને ડાકુઓનો તે સરદાર રડતી ચશમોએ ત્યાંથી ગયો!!

## પ્રકરણ ૨૩ મું.

### બહાદુર બુરીઅનની રહમદીલી.

એક કલાક પછી ત્રણ ડાકુઓની સાથે કમનસીબ વેલેનતીનો રપીનોલા તહેખાનાની તે કોટડીમાંથી બહાર આવ્યો, અને તેને જ્યાં મારવાનો હતો તે તરફ ડાકુઓ તેને દોરી ગયા.

વેલેનતીનોએ દુરથી આતશના શોહલા ઉઠતા જોયા, અને તેથી તેને ખાત્રી થઇ કે ડાકુ સરદારે પોતાનું વચન પાલવાની કોશીશ કીધી હતી ખરી.

ઢીમરાં તરફ વેલનતીનો ગયો જ્યાં ડ્યુક ઓવ દુરા, આરચબીશપ ઓવ તેરેનતો, અને બીજાઓ ઉભેલા હતા, અને થોડેક દુરથી નજર નીચી નમાવીને અદબ વાલીને બુરીઅન ઉભો હતો!

ગમગીર ચુપકીદી ત્યાં ફયલાઇ રહી હતી જેમાં માત્ર લાકડાંના બળવાના આવાઝથી દખલ થતી હતી!

ઢીમરાં પાસે જતાંજ વેલેનતીનો ગુડનએ વળ્યો, તેણે બેઉ હાથ જોડયા, આસમાન તરફ આંખ ઉઠાવી, અને પાક ખુદાની પવીત્ર ઇબાદત કરવા માંડી.

બુરીઅન કુદરતીજ તે છોકરા તરફ ધ્યાન દોડાવવા લાગ્યો, તે દીલગીર ચહેરે અને દુખી દીસે તે જવાનનો નીરદોશ ચહેરો જોવા લાગ્યો, અને તેના હોટ જે હાલતા હતા અને તેની ચશમો જે આસમાન તરફ હતી તે જોઇને બુરીઅન અજબ રહમદીલીથી ખેંચાઈ ગયો!

મગર, બુરીઅનની ગંભીરતા તરફ ડ્યુક ઓવ દુરાનુ ધ્યાન ખેંચાયું, અને તે આ ડાકુ સરદારને જવાન વેલેનતીનો તરફ ઢલતો સમજી જઇ શકયો હોય તેમ બોલ્યો "યાદ રાખ બુરીઅન, ડ્યુક એનદરીઆને માટે આપણે જેબી કાંઇ અત્રે કરવા માંગીએ છીએ તે બજા લાવવાને માટે તેં કબુલાત આપેલી છે."

"તેજ કબુલાતથી માત્ર હું હયરાન છું–નહીં તો——"

"લેકીન, તેજ વખતે બુરીઅનના કાન પર વેલેનતીનો સ્પીનોલાનો આવાઝ પડયો: તે જવાન બીચારો હવે મોટેથી બોલતો હતો, અને પાક ખુદાને કહેતો હતો "ઓ પાક ખુદા! મ્હારા મઉતને માટે જેઓ ગુન્હેગાર છે તેઓનેબી તું માફ કરજે!"

ઉફ! બુરીઅનને તે શબ્દોએ કાતીલ ઘાવ કર્યો! ઓ, એટલી બધી નેકદીલી? ગુન્હા-ગારોનેબી માફી? અરે અરે, વેલેનતીનો કેટલો બધો ભલો હતો!

"ઓ મહા શકતીવાન પાક પરવરદેગારે આલમ વેલેનતીનો તેવાજ ગલગલા આવાઝે પાછો બોલ્યો "ખસુસન તુ મહારા તે દીલસોંઝને માફ કરજે કે જેણે મહારૂં કહયું માન્યું છે, અને મહારે માટે મહારી છેલ્લી ઇચ્છાબી પુરી કરવાની નેકી કીધી છે, ઓ, પાક ખુદા! તું આએ બુરીઅનના દીલમાંથી જેબી ખતા અને ગુમરાહી હોય તેને દુર–દુર–દુર કરજે, ઓ પાક તું!"

તે શબ્દોની શકતીએ બુરીઅનના મગઝમાં કોઇ અકર વીચાર ઉતારી દીધો, અને તેનું મોમદીલ પીગલીને રહમના પાણીમાં બદલાઇ ગયું!

"ઉફ! મહારેથી એ શબ્દો સંભલાતા નથી!" બુરીઅન યક–બ–યક પુકારી ઉઠયો "મહારી કબુલાત હું દુશ્મના આકારમાં કદી આપી ચુકયો નથી, અને તેથીજ, હું એક લાચાર મઝલુમને તહમારા પંજામાં ચુરો થવા દઇશ ,નહીં.–બીરાદર," તેણે કુહાડો લઇને ઉભેલા પોતાના લુટારને કહયું "છોડ તહારો કુહાડો, બાજુ થા, એક મઝલુમનો જાન લેવાના ગુનહામાંથી મોકલો રહે."

અને તે ડાકુએ પોતાના સરદારનો હુકમ સાંભલતાંજ પોતાના હાથમાંનો કુહાડો દુર ફેંકી દીધો, અને સંતોષ પામ્યો હોય તેમ તે જગ્યાપરથી મોહ મલકાવીને બાજુ થયો.

બધાના ડોળા અજાયબીમાં ગરકાવ થઇ ગયા.

"બુરીઅન" ડયુક ઑવ ડુરાએ કહયું "આ શું ? આની મતલબ શું ?"

"આની મતલબ એજ કે હું ગમે તે છું, મગર મઝલુમોપર ઝુલ્મ તો કદી કરનાર નથીજ, હું એક નીરદોશનો જાન લેનાર નથીજ."

"ત્યારે શું એને છોડીને તું આપણુને બધાને ફસાવવા માગેછ ?" ડયુક ઑવ ડુરાએ પુછયું.

"નહીં, એ છોકરાને મેં નેકીનો ભરેલો જોયો છે. અને એ એક શબ્દબી બહાર બોલીને આપણુને ફસાવશે નહી."

"કદી નહીં" ચારલ્સ ડયુક ઑવ ડુરાએ બુમ પાડી "હું પોતે એને જાનથી મારશ" અને તેણે પોતાની શમશીર મયાનથી બહાર ખેંચી કાઢી.

"ખબરદાર" બુરીઅને પોતાની તલવાર ખેંચી કાઢતા શેરની મીસાલ પુકાર કીધો "અગર એ નેક જવાનના એક બાલનેબી ઇજા પહોંચશે, તો આએ મહારી શમશીર તહ મારા સીનામાં જગ્યા લેશે."

"ભલા બુરીઅન" વેલેનતીનોએ ઉઠીને કહયું "આપ અપજશ ન લો મહારે ખાતીર ડયુકની શમશીર સાથે શમશીર આઝમાવવા માટે મહને ઇજાઝત આપો તો હું એવણુ સાથ લડીશ."

"બુરીઅન આપ એને તલવાર" ડયુક ઑવ ડુરા પોતેજ તકેબરીથી બોલી પડયો.

તે આવાઝ થતાંજ બુરીઅને પોતાની શમશીર વેલેનતીનોના હાથમાં મુકી દીધી, અને ચારલ્સની તલવાર સાથ વેલેનતીનોની તલવારે મુકાબલો કીધો.

ચારલ્સની પટાબાઝી આગલ જવાન વેલેનતીનો તો કોઇ હીસાબમાંબી નહીં હતો— મગર પાક ખુદાની શાન.

યક-બ-યક ચારલ્સને ઠોકર લાગી, તે પડયો, અને પડતાં પડતાંજ વેલેનતીનોના હાથમાં ની તલવારથી ચારલ્સના હાથપર ઝખમ થઈ ગયો ! !

"મરહબા." બુરીઅન બોલી પડયો "લેકીન, નામવર ડયુકને તું પોતે હાથ આપીને ઉઠાડ."

વેલેનતીનોએ તેમ કીધું, અને તે દેખાવથી બધાપર ઘણી સારી અસર થઈ. હવે તો જાણે બધાજ તે છોકરાની તરફ માયાલુ બની ગયા ! આરચ બીશપ ઑવ લેરેનોએ કહયું "નામવર ડયુક ઑવ ડુરા એ જવાન માટે હવે હું ધારૂં છ કે કોઇ દુશમની ધરાવશે નહીં, અને એ જવાન આપણુને ફસાવશેબી નહીં."

તે પછી બુરીઅન જવાન વેલેનતીનો રપીનોલાને લઇ એક કમરામાં ગયો, અને ત્યાં તરેહવાર પકવાનો મંગાવ્યા. તેણે પોતાના એક બેટાની માફક વેલેનતીનોને જાણીને તેની

આગતા સ્વાગતા કીધી, અને તેને જમાડતાં તે બોલ્યો. "જવાન મીત્ર, આ દુન્યામાં જંજાલ સઉને હોય છે, તેથી તું નાઉમીદ થતો ના. મહને લાગેછ કે ત્હારા માબાપ કોઇ ઘણુજ નેક અને અસીલ આસામીઓ હશે કે જેથી તું તેમનું ફરઝંદબી નેકીનો ભરેલો નીકળ્યોછ, તારા નેક સ્વભાવ પ્રમાણે તું સદા સુખ મેળવશે, પાક ખુદાનો ભેદ પાક ખુદા જાણે! ત્હારા માબાપને કોણ જાણે શુંબી હાદેસા હોય અને તેઓ તુંને એડરીયનના ઘરપર છોડી ગયા હોય. સબર કર; ધીરજ ધર, સઉ સારૂ થશે. મગર—"

"મગર શું?" અધીરાઇથી વેલેનતીનોએ પુછ્યું.

"હું ધારૂંછ કે જંજાલમાં તુ કોઇવાર કેડે નેપલ્સની અંદર ફસી જાય તો મારી મદદ લેવા તઇયાર થાય કે?"

"મોટી ખુશીથી નેક બુરીઅન" વેલેનતીનોએ ખુશીના ઉભરાથી તેનો હાથ પકડી લઇને કહયું. "તમારી મદદ તો મ્હને કીમતી થશે."

"તો લે આએ રણસીંગ" બુરીઅને એક નાનુ રણસીંગડુ તે કમરાની દીવારપરથી ઉંચકી આપીને કહયું "જ્યારેબી તુ ફસી જાય, ત્યારે એ રણસીંગ વજાડજે, અને તે વખતે હું યા મારા ડાકુઓ તારી મદદ દે જરૂર આવશું, અને પાક ખુદાની મદદથી અમે તુને સંકટથી બચાવી લઇશું."

"નેક સરદાર, ત્હારી મોટી મહેરબાની, ત્હારો હું ઝીંદગીભર આભારી રહીશ." તે રણસીંગ લેતાં થોડો થોડો થઇ જઇને વેલનતીનો બોલ્યો અને તેણે બુરીઅનનો હાથ પકડીને ચુમ્યો.

"નેપલ્સથી બાર માઇલની હદમાં એ રણસીંગ વજાડશે તો હમેશ મદદ તુને મલશે." તે ડાકુ સરદારે કહયુ "મ્હારૂં ચલણુ આજકાલ ઝોરાવર છે, અને મ્હારા ડાકુઓ મ્હારા એક શબ્દથીબી દુર જવા નારાઝ છે."

"હવે હું ધારૂંછ કે આપ મહને બહાર મોકલાવશો." વેલેનતીનોએ કહયું.

"મ્હારા બે ડાકુઓ ત્હને બહાર મુકી આવશે, પણ ધારા મુજબ ત્હારી આંખે પાટો બાંધશે. તું મનમાં મુરઝાતો ના એ ગોયા અમારી એક રસમ છે."

"આપ આપની રસમને ન તોડો મહારે ખાતીર" વેલેનતીનોએ કહયું. "મ્હને આંખે પાટો બાંધીને જવા દો."

અને ઘણી તાઝીમતવાઝો અને મીઠા સખુનોની આપ લે પછી વેલેનતીનોને બે ડાકુઓ સાથે તહેખાનાની બહાર મોકલવામાં આવ્યો.

થોડોક વખત પછી તો જવાન વેલેનતીનો સ્પીનોલા પાછોછુટો થઇને પોતાના ઘર તરફ ચાલ્યો.

# પ્રકરણ ૨૩ મું.

## તહેખાનામાં રાજ્ય ભીશેક!

ઉપલા બનાવની બીજી રાત્રીએ પાછું આપણને ડાકુઓના તેજ તહેખાનામાં દાખલ થવાનું છે, જ્યાં ડયુક ઓવ ડુરા અને આર્યબીશપ ઓવ તેરેનતો સાથે કેટલાક ઉમરાવો જમાવ થયલા છે, અને ત્યાં એક શોભાયમાન તખ્તબી જણાય છે.

આખીર તખ્તવાલા તે કમરાનો દરવાઝો ખુલે છે, અને ડાકુઓના સરદાર ખુરીઅન સાથે રાણી જોનાના ભરતાર એનદરીઆ ડયુક ઓવ કેલેબરીઆ દાખલ થાય છે.

એનદરીઆનો ચહેરો રાખ જેવો ફીકો થઇ ગયો હતો, તેના બાલ અને કપડાં ખોરવાયલાં હતાં, અને તે જ્યારે ખુરીઅન સાથે અંદર દાખલ થયો ત્યારે તેના હાથપગ ધરજતા હતા.

"મ્હારા નામવર પીત્રાઈ" ચારલ્સ ઝડપથી ઉઠીને તેને આવકાર આપતો આગલ જઇને તેનો હાથ પકડીને બોલ્યો "ગભરા નહીં, અહીં તો બધા આપણા મીત્રોજ છે, ત્હારા ભલામાં એ લોક પોતાનું ભલું માનનારા છે."

હવેજ એનદરીઆના જીવમાં જીવ આવ્યો, અને તે ત્યાંની એક કુરસીમાં બેસી જઇને હાક ખાવા લાગ્યો. ખુરીઅને તેને માટે કુદરતી ઠંડીથી ઠંડુ બનેલું પીણું મંગાવ્યું, જે એકજ ગોટમાં પી ગયો એટલો બધો તે પ્યાસો થયલો હતો.

"મ્હારા નામવર" ચારલ્સ ડયુક ઓવ દુરા તરફ જોઇને થોડે વખતે એનદરીઆ બોલ્યો "ત્યારે આપે મીત્રો આગલ મ્હને બોલાવવા માટે મ્હારીપર લુટારૂઓનો હાથ આઝમાવ્યો?"

"ગુસ્સે ન થા, વ્હાલા પીત્રાઇ" ચારલ્સે ઝડપથી કહયું "મેં ત્હારા ભલાને માટે જે કીધુંછ તે કીધુંછ, હું તો ત્હારી રઇયતમાંનો એક છું, મ્હારીપર ગુસ્સો નાખલાવ."

"રઇયતમાંનો એક!" કરડા ભારથી એનદરીઆ બોલ્યો "રાજા અને રાણીને રઇયત હોય, અને જાણુ, કે હું તો રાજા નથી."

"રાજા નથી, પણ તું રાજા થશે મ્હારા પીત્રાઇ" ચારલ્સે હસીને જણાવ્યું "આજે રાતના અહીં ત્હારો રાજ્યાભીશેક થશે, અને તું આખા નેપલ્સનો રાજા બનશે."

"આમીન" આરચ બીશપ ઓવ તેરે નતોએ દુવા ચાહી, અને તેના આમીન તરફ હરશનાદ થયો.

"મહને કાંઇજ સ્હમજ પડતી નથી" એનદરીઆએ અજાયબી બતાવી "આપણે ત્યારે કયાં છીએ?—મહને શું કારણે લાવવામાં આવ્યો છે?—અને આ કોણ છે?"

"આપણે ડાકુઓના તહેખાનામાં છીએ, તહમને તહમારા રાજ્યભીશેક માટે અહીં લાવવામાં આવ્યા છે, તહમે એટલા તો ડરપોક બની જાઓછ કે દુશ્મનોના ડરથી તહમે અહીં આવતેબી નહિ તેથી ઝબરદસ્તીથી તહમને અહીં લાવવા પડયા છે, અને આ તહમારી પાસે ઉભેલા શખસ તે ત્રણ હઝાર હત્યારઓનો લડાયક ડાકુઓના સરદાર ખુરીઅન પોતે છે."

ચારલ્સે ખુલાસો કીધો "ત્રણ હઝાર ડાકુઓ આ એકને લીધેજ આપણા મીત્રો છે, અને તહારે ખાતીર, એનદરીઆ ત્હારે ખાતીર, પોતાની શુરવીર ફઉજથી લડવાબી તઇયાર થશે, વાસ્તે હવે ડરપોક ન બન-પણ શેરદીલ થઇ જા."

"ખચ્ચીતજ ?"

"હા, એ બધું ખરૂં છે, અને હવે ખચીતજ તહારે પોતાને ખાતીર તઇયાર થવું જોઇએ," ચારલ્સે મક્કમ આવાઝે જણાવ્યું "આજ રાત્રે અહીંઆ અમો તહારો રાજ્યબી-શેક કરનાર છીએ અને એ પ્રસંગે નામદાર પોપ તરફથી તેવણને બદલે આર્ચબીશપ ઓવ તેરેનતો હાઝર રહેશે. નામદાર પોપ તહારા દુશમનોથી તુને બચાવવા પોતે એક ફઉજ મોક-લાવનાર છે, અને આપણો મીત્ર બુરીઅન પોતાના ત્રણ હઝાર લડાયક શુરવીરો સાથે લડીને એડરીઅનનો નાશ કરશે, અને તહારા વાવટાને ઉડતો કરશે. આજે રાત્રે રાજ્યબીશેક થઇ જવા પછી બધા ઉમરાવો વીખરાઇ જશે, અને નામદાર પોપની મદદ આવી પહોંચશે કે બધા ત્હારા વાવટા માટે લડશે. અને, સઉથી પહેલે આપણા દુશમન એડરીઅન ત્રેસપેલોનું માથું ઉડારી નાંખવામાં આવશે."

"અને તેની પછી જે કોઇનું માથું બીજે નંબરે ઉડશે તે ફીલીપા કાઉનટેસ ઓવ કેએનોનું ઉડશે." એનદરીઆ બોલી પડયો.

"નહીં, નહીં" તેવામાં બુરીઅન વચ્ચે બોલ્યો "નાહીં અઉરત ઝાતપર ઝુલ્મ કરવો સઝાવાર નથી, અઉરતનું ખુન રેડવામાં શું બહાદુરી છે ?"

"એડરીઅનને ઘણા ખરા કોઇ ઉમરાવ મદદ આપે તેમ નથી. ફક્ત અલતમારાનો અમીર કોઇ રીતની મદદમાં એડરીઅન તરફથી બીજાઓને ઉશકેરે" ચારલ્સ ડયુક ઓવ ડુરા બોલ્યો "એ અલતમારાના અમીરનોબી ઘાણ મહને કાઢી નાંખવા ગમેછ. કેમ જે એની એક પુરી છોકરીના હાથની માંગણી મેં કીધી તો મહારા જેવા ડયુકને અપમાન કરીને ના પાડવામાં આવી."

અને તે પછી તે ગુફતેગો પર પરદો ઉતારીને તેઓ બધા તખતનશીનીની ક્રીયાના કામ પર મંડયા.

ચારલ્સ એનદરીઆને તખ્ત આગલ લઇ ગયો, તેને તખ્તપર બેસાડયો, અને તેની પાસે જમના હાથપર પોતે બેઠો, અને પછી બીજા ઉમરાવો બેઠા, બુરીઅન તખતની પાછલ બેઠો અને આરચબીશપ ઓવ તેરેનતોએ પોપ તરફથી આવેલું ખુશબુદાર તેલ એનદરીઆના માથાપર છાંટયું, અને તે પછી એનદરીઆના માથાપર તાજ મુકતા કહયું "અને આએ રીતે હું આપને આજે નેપલ્સના તાજવર બનાઉ છું."

"આમીન—આમીન—આમીન." એક મોટો હરખનાદ થયો.

મગર, એ રાજયબીશેકથી રાજા થનાર એનદરીઆનું દીલ ખુશી થયું નહીંજ, તેનું જીગર અંદરખાનેથી ધરૂજતું હતું !!

ને પછી ખાણીપીણી થઇ, અને છેક મોડી રાત્રે બધાઓ નવા રાજાની રજા લઇને તહે-

ખાનાથી બહાર ગયા, અને બુરીઅને નવા રાજાને પોતે પોતાના ગુફાથી બહાર લઈ જતા મહેલ સુધી પહોંચાડયો.

* * *

ઉપલા બનાવ પછીની બીજીજ રાત્રે આપણે રાણી જોનાનાં મહેલમાં એક અગત્યનો બનાવ બનતો જોઈ લઇશું:

રાજા રોબરટના મરણને ત્રણ અઠવાડીઆ પસાર થઇ જવાને લીધે તે રાત્રે સોગ પુરો થયો હતો, તેથી રાણી જોના અને મહેલમાંનાં તેના મીત્રો બધાં તરેહવાર નવા લીબાસમાં સજ્જ થઇને મઉજ મારતાં અને ટાહેલાં ચલાંવતાં મેજરૂં મલ્યાં હતાં.

તેઓ બધાં ખુશી ખુશી હતાં, મગર તે ખુશીમાં ગમીનો ભાગ પડવાનો હતો તેની તેઓને શી ખબર હતી?

---

## પ્રકરણ ૨૫ મું.

### ભયાનક ખબર!!

રાજા રોબર્ટનાં મરણને ત્રણ અઠવાડીઆ થઈ ગયા હતા, અને સોગ ઉતરતાં રાણી જોનાના મેહેલમાં તે રાત્રે બધાં ખુશખુશાલ, મહેલ આગળ મેજરૂં મળીને મજાહ મારતાં; ખુશ ગુફ્તેગોમાં મશગુલ હતાં.—મેજને મુખડે તો બેશક ફીલીપાજ હતી, જેણે પોતાની ખુબસુરતીને ઘણી રંગો રવગાન આપી હતી અને કપડાંબી અચ્છા ઠાકમાઠના અને ઝવાહીરાતોના દાગીનાબી બે-શુમાર પહેર્યાં હતાં.

એ કાઉનટેસ ઓવ કેબેનોની જમણી તરફ તેનો બેટા રોબર્ટ અને રાણી જોના બેઠેલાં હતાં—જોના રાણી થઇ હતી, આલા દરજ્જા પર ચઢી હતી, મગર અફસોસ કે તેનું મન આલા દરજ્જે ન પહોંચ્યું હતું: તે પોતાના આશક રોબર્ટને રોઝ બરોઝ વધારે અને વધારે ચાહતી તેની પાસેની પાસે રહેતી હતી! પોતાના મીત્રોમાં ઘણી છુટથી તે ભેળાતી હતી, અને તેમની સામે પોતાના આશક સાથે નાઝો નખરાંથી વર્તતા તેને થોડીસી શર્મ પણ પયદા ન થતી હતી! બેવકુફ હવસની પુટલી તે!!

ફીલીપા કાઉનટેસ ઓવ કેબેનોના ડાબા હાથ ઉપર હસ્તા ચેહેરાની ખુબસુરત કેરોલીના બેઠેલી હતી જે હસ્તી બોલતી હતી, મગર તેના અલફાઝોમાં કોઇ શબ્દ એવોબી આમીઝ થઇ જતો હતો જેઓ દેખાડી દેતા કે તેને બોલનાર અઉરત આ દુનિયાની છ મોટી બુરાઇ-માંની એક બુરાઈ—હવસ—માં અસીર અને ગીરફતાર હતી!—અફસોસ, હયફ તે ખુબસુરતીને જે આવી એક અઉરતને મલી હતી! તેના ભુરા બાલ ગુચ્છા થઇને તેનાં ગોરા ગોરા ખભાં પર એવી રીતે પડતાં હતા કે જાણે સુફેદ બરફની ઝમીનપર સુનહેરી કશબ!—તેના ફીરમઝી હોટો વારંવાર હસી હસીને તે દાંતને બતાવી દેતાં હતાં જે દાંત મોતીના દાણા મીસાલ આંખોને તાઝગી આપતાં—તેના ગુલાબી ગાલોપર ખાના ખરાબ શરાબે ખુબસી લાલી મુકી

દીધી હતી—અને તેની કાલી કાલી આંખો કોઇબી આશકને ઘાવ કરયા વગર નહીં રહે તેવા આકષણથી કામ કરતી હતી। મગર, સઘળું ફુઝુલ !—આવી સુંદર ખુબસુરતીને તો કેટલી બધી ઇઝઝતથી સંભાળીને તેનો દરજ્જો વધારવો જોઇએ, તેને બદલે અકકલની દુશમન અઉરતો ઉલટેજ રસ્તે ચાલી તે પ્યારી પ્યારી ખુબસુરતીને ઇલઝામ આપીને બદનામ કરે છે ! એવી બુરી અઉરતનું કદી કદીબી સારૂં થતુંજ નથી.

તે મેજપર બીજા જેબી દરજ્જેદાર આસામીઓ ભેગાં મલ્યાં હતાં તેઓબી કંઇ કંઇ ફીલીપા અને એડરીઅનની ખસલહતના હતા।

"હું ધારૂંછ કે નામવર ફીઝીશીયન જેનરલબી હમણાં આપણી સાથે શામીલ હતે તો અજબ લુતફ આવતે." કેરોલીનાએ એડરીઅનની માશુકા ફીલીપાની તરફ નઝર નાંખીને તેને કહયું.

"હું તો આશા રાખતી હતી કે અત્યાર અગાઉના એવણ આવશેબી" કાઉનટેસ ઓવ કેમેનોએ જવાબ આપ્યો "અને હવે હું ધારૂછ કે જે વખત જાય છે તે વખતમાં એવણ આવી લાગવાજ જોઇએ, મગર એવણને આપણો આએ જમેલો સમેલો ઘણો ગમવાનો નથી."

"કદાચ" કેરોલીના બોલી "એવણના સ્વભાવને મહારા કરતાં તહમેજ વધારે જાણો તો ! હું ધારૂછ કે એવણ સામેવાલાને બીધરાવી નાખનારા શબ્દો બોલવામાં ઘણા હુસ્યાર છે !"

તેટલાં કેરોલીનાની પાસે બેઠેલા જવાન શખ્સ બરત્રાનડે વચમાં બોલી દીધું "હુસ્યાર તે કાંઇ જેવા તેવા ! તહમેજ કહેતાં હતાની ફીલીપા, કે એવણે ડયુક ઓવ ફુરાના બનાવટી વીલની યોજનાને એવી તો સફાઇથી ઉંધી વાળી કે "સાંપબી નહીં મુઓ—ને લાઠીબી નહીં તુટી," કેમ ?"

"હા—હા—હા—હા—હા !" ફીલીપા હસીને બોલી "તે તો એક મઝાહી મઝાહ હતી."

"કયા ખુબ !" કેરોલીના હાથબર હાથ ઠોકીને બોલી "મરહુમ રાજાની સહી કરવામાં રીહાઇ જે નામવર ફીઝીસ્યન—જેનરલે આપી તે એવણે એવી મેલવણી સાથની આપી કે સહી કર્યા બાદ એજ કલાકમાં સહાઇ કાગઝપરથી બેમાલુમ થતી ઉડી જાય !"

"અને એટલુંજ કીધું થોડું જે !" ફીલીપા ઉશ્કેરાઇથી બોલી "સીલ કરવા માટેની મોમની મીલાવત એવી કરી આપી કે એ કલાકની અંદર માણસના શરીરની ગરમીથી કે હવાની અંદર રહેજબી ગરમી થતાંજ મોમ પીગલીને પાણી થઇ જાય !"

"વાહ વાહ! વાહવાહ !" બરત્રાનડ બોલ્યો "શું હુસ્યારી ! ફીઝીશયન—જેનરલબી ત્યારે એક ખાસ બાહોશ બદમાશ છે !" અને એ છેલ્લો વાકય બરત્રાનડે સુંદર કેરોલીનાના કાનપર પડીને કહી દીધો.

"જા બા બરત્રાનડ !" ભવાં ચઢાવીને તેના કાનમાંજ કેરોલીના બોલી "તું એવણને કંઇબી બુરૂં બોલશે તો હું તહારી સાથે બોલશ નહીં—સારૂં છે કે રાણી જોના તરફ ફીલીપાનું ધ્યાન હમણા ખેંચાયલું છેો ને નહીં તો, જો એવણ એ તહારો અપશબ્દ સાંભલતે તો મીઝાજ ખોહી દેતે, અને કદાચ તહારીપર ગુસ્સોબી કરતે!"

"મગર, પેલી વીટી, વીટીની વાત કરોની તો શીલીપા" કેરોલીનાએ શીલીપાનું ધ્યાન પોતાની તરફ ખેંચતા તેના હાથ પર હાથ મુકી દઇને સવાલ કીધો "બરત્રાનડ પુછેછ કે પેલી વીટી જે ચારલ્સે ચોરેલી તેનું શું થયું?"

"તેનું એજ" શીલીપા હસીને બોલી "તેનું એજ કે મ્હારા એડરીઅને નરસ અને નઉકરને કહી રાખ્યુ કે જો ડયુક ઓવ ડુરા ફરીથી લાશ આગલ આવતો જણાય તો બેઉએ પોત પોતાને કાંઇ લેવા જવું છે તેવા ઢોંગ કરીને ત્યાંથી થોડીક મીનીટ ખસ્તા જવું! કામ પુરૂં થયા પછી ચારલ્સ વકકી મુજબ ગયો, નઉકરોએ શીખવયા મુજબ કીધું, અને તે ભોલા બદમાશે વીટી પાછી મરહુમ રાજાને આંગલે પહેડાવી દીધી! એ હુશયારી તો ઘણી કરવા જાયછ, પણ એને હુશયારી વાપરતાં આવડેછ કયાંથી? મ્હારા એડરીઅનની હુશયારી આગલ તો એની હુશયારી કુચ્છ બીસાદમાંબી નહીં—પાણી ભરે, પાણી!"

અને તુરતજ ફરીથી શીલીપાનું ધ્યાન પોતાના બેટા અને રાણી જોના તરફ ખેંચાયું કે કેરોલીનાના કાનપર પડીને બરત્રાનડે કહયું "અને પેલા ચમકારાની મેં વાત એકુને મોઢેથી સાંભલીછ, તે ચમકારામાં શું કોઇ ભરમ છે વારૂ?"

"એ બાબદમાં એક શબદબી હવે ન બોલો, માંડી વાલો" અને તેમ બોલતાંજ કેરોલીનાએ બરત્રાનડના હોટો પર પોતાના ગોરા ગોરા આંગલાંઓ દાબી દીધાં, "મહને ચાહતા હોવ તો એક શબદબી એ બાબદમાં નહીં, ડીયર બરત્રાનડ."

"નહીં બોલું." પ્યારી, નહીં બોલું, બરત્રાનડે કેરોલીનાનો હાથ પોતાના હોટોપરથી ઉઠાવી લઇને ફરીથી પોતાના હોટો સાથ તે હાથ લગાડતાં એક બોસો લઇ લીધો.

તેજ વખતે દરવાઝો ખુલ્યો, અને બદમાશ એડરીઅન ત્રેસપેલો અંદર દાખલ થયો, ત્યાંનો દેખાવ જોતાંજ એડરીઅનનાં ભવાં ચઢી ગયાં, અને તેણે ચ્હેરો પાડી નાંખ્યો! તે પોતાની હંમેશની આહીસ્તા આહીસ્તા કદમ ઉઠાવવાની રીતે ધીમે ધીમે આગલ વધ્યો, અને જઇને પોતાની માશુકા શીલીપાની નઝદીકની કુરસીમાં બેસી ગયો.

"પ્યારા અઝીઝ, ચહેરો કેમ ઉતરેલો છે?" શીલીપા ગભરાઇ અકલાઇને પુછવા પડી "શું મુદદઇના જીવને નાખુશી છે, યા દુશમનને કોઇ ચીંતા છે?"

"આપ બધાં ખુશી મનાવો છો!" બુલંદ અને ગંભીર અવાઝે એડરીઅન બોલ્યો, અને તેના તરફ તે આવ્યો ત્યારની ખેંચાયલી તમામ આંખો તેના ગંભીર આવાઝથી મુરઝાયલી મુરઝાયલી થઇને ચુપ તેને જોવા પડી "આપ બધાં ખુશી મનાવો છો, મગર આપણો દુશમન હમણા તેઝીમાં છે અને નેપલ્સ ભયમાં છે!"

"નેપલ્સ ભયમાં છે?" રાણી જોના તે શબ્દોથી તદન ફીકી બની જઇને પુછવા પડી "તે કેમ? તે કેવી રીતે?"

"નામવર રાણી" એડરીઅને કહયું "એ વાત કરી શકાય તેમ નથી, પણ આ જગ્યા પર ફકટ આપણા મીત્રોજ છે તો હું કહેવાને આંચકી ખાતો નથી કે આપણી સામે એક મોટો પ્રપંચ થયલો છેઃ ડયુક ઓવ ડુરા, આર્ચબીશપ ઓવ તેરેનતો અને એ લોકના બીજા હમશરીક ઉમરાવોએ તખતપર આપ રાણીને બદલે આપના નાલાયક શઔહર એનડરીઆ

ડયુક ઓવ કેલેબરીઆને બેસાડવાનો ઠેઠાવ કીધેલો છે, અને પ્રપંચીઓએ પેલા આજકાલ ત્રાસ પુકરાવી રહેલા ડાકુ સરદાર બુરીઅનની મદદ મેલવેલી છે!"

"મગર, રીઆયા તો મહને ચાહે છે, ફઉજ મહારી. તરફેણમાં છે" લાલપીલી થઇ જઇને રાણી જોના બોલી "અને અઉરબી ઝીઆદા વાત એ છે" રાણીએ પોતાની આજુ બાજુ બેઠેલાંઓ તરફ જોઇને કહયું "કે મહારા ઘણાં મીત્રો છે, તેમાંના કેટલાંક અઝીઝો આજે અહીં મઉજુદબી છે, અને એ તમામ મીત્રોની મહારી તરફમાં દીલસોઝી છે."

"માન્યું, નામવર રાણી માન્યું." હાથ હલાવી મકકમ આવાઝે એડરીઅને કહી દીધું "મગર આપે બધી વીગત સાંભળી નથી! એક વીશવાસુ મહારો જાસુસ જે ડાકુઓના તહેખાનાની ખબર મહને આપેછ, તેણે તો મહારૂં લહુબી બંધાઇ જાય એવી વાત માહરી આગળ કહેલી છે, જે સાંભળીને આપ તઅજુબ થશો!"

"અને તે ખબર શું છે?" રાણી જોનાએ ઘણી આતુરતાથી પુછયું.

"સાંભળો" એડરીઅને કહયું "પ્રપંચીઓના તરફમાં પોપ છે—તેણે આર્ચ બીશપ ઓવ તેરેન્ટો મારફતે પવીત્ર તેલ મોકલ્યું છે—તેણે ફઉજી મદદબી જોઇએ તો આપવા કબુલ્યું છે—અને કાલે રાત્રે બુરીઅનના તહેખાનામાં એનદરીઆની રાજ્યાભીશેક થઇને, એને નેપલ્સના રાજા તરીકે તખ્તનશીન કરવામાં આવ્યો હતો!"

વીજળીના એક ઝટકા મીસાલ તે ખબરે રાણી જોનાની છાતીમાં અસર કરી, અને બીજાંઓનાબી હોટો અજાયબીથી ખુલ્લાં થઇ ગયાં!

"ઉફ!" બન્ને હાથોથી પોતાનું માથું પકડી લેતાં રાણી જોના પોતાના આશક રોબર્ટના હાથોમાં જુલાઇ પડીને બોલી "તહેખાનામાં રાજ્યભીશેક થઇબી ગઇ!"

"આએ મહારી તલવારના કસમ" ડાહવા હાથપર રાણીને મુકી દેતાં રોબર્ટે જમણા હાથે શંમશીરની મુઠ પકડીને તેને થોડીસી મ્યાનથી બહાર ખેંચીને કહયું "આએ મહારી તલવારના કસમ, કે ખોટા રાજા એનડરીઆને હવે જરૂર મારવો જોઇશે."

"બાઝ આવો, જવાન, બાઝ આવો" એડરીઅને સમજાવ્યું "કોઇબી ચીઝ ઉતાવલી અદાએ અને હુલ્લડાઇથી કરવી ન જોઇએ. હું આપની લાયકીની પયચાણ કરૂં છું:— રાણી નામવર આપની લાયકી માટે અહેશાનમંદ છે, મગર ઝરાસી હુલ્લડાઇથી કામ બગડે છે, દયરો, હું આપ બધાંઓને કઉલ આપું છું કે આપણાં બધાં દુશમનોપર આપણે ફતેહ મેળવીશુ."

"આપ મ્હારા સઉથી અઝીઝ મીત્રો છો" રાણી જોના જે પોતાના ભરતારની રાજ્યભીશેક થયલી સાંભળીને સંગેમરમર મીસાલ સફેદ પુણી જેવી થઇ ગઇ હતી તે એડરીઅનની તસલ્લીથી જીવમાં જીવ લાવીને રોબર્ટના હાથપરથી ટટાર થઇને ઉભી રહેતી હવે બોલી "મગર, મ્હને તેં પુછવા દો કે એ ડાકુ સરદાર જેબી હોય અને જેટલોબી ઝોરદાર હોય તોબી તે આપણી ફોજ આગળ તો કોઇ બીસાદમાંબી નહીં હશે તો કેમ આપણી ફોજથી એ ડાકુઓને નીસ્તો નાબુદ નહીં કરી દઇએ?"

"નહિં, આપ ભુલોછ." એડરીઅને કહયું "એ ડાકુ એટલો ઝોરદાર છે કે એને

લશકરથી નાબુદ કરી શકાશેજ નહીં, મગર કોઇ ધોખા અને ફીતુરથી એને જેર કરવો જોઇશે. એના ત્રણ હઝાર માણુસો આપણા ત્રીસ હઝાર માણુસોને બલ્કે તેથીબી મોટી સંખ્યાને હરાવે તેટલા કુશળ અને બળવાન છે, અને એ બુરીઅનના જાસુસો મે સાંભળ્યુંછ કે આપણી ફોજમાંબી શામીલ થયલા છે, અને તેથી, એ ડાકુ સરદારને લડીને નથી મારવો પણ ધોખાથી મારવોછ! જરા સબર કરો, મને રફતા રફતા મ્હારા જાસુસ મારફતે પુરી ખબર મેળવવા દો, અને પછી જો જો કે હું શું કરૂંછ!–નામદાર રાણી, આપ મ્હારામાં વીશવાસ રાખો, હું કહું તેજ પ્રમાણે ચાલો–અને આપ નામવર બીલકુલ સલામત રહેશો!"

"અઝીઝ મારા આપ દોસ્ત છો." રાણી આંસું ભરેલી આંખોથી આગળ ચાલી આવીને એડરીઅનનો જમણો હાથ પોતાના બને હાથોમાં લઇને દાબી દેતાં તેનો અહેશાન માનીને થોડી થોડી થઇ જતી બોલી.

"અલફાઝોના એકેક મીઠા મીઠા શબ્દમાં ફતેહની આશા ભરી હોય છે." પ્યાર ભરી આંખોથી ફીલીપાએ એડરીઅન તરફ જોઇને કહયું.

"મગર, મેં આપ બધાંઓને એક ભયાનક ખબર તો હજુણ કહીજ નથી" પાછો આવાઝ ગંભીર કરી નાંખીને એનડરીઅને કહયું, જયારે સઘળાં તેના ચેહેરા તરફ ટગર ટગર જોઇને એ નવી વાત શું હતી તેના અંદેશામાં પડી ગયાં "આપણા દેશપર એક ભયંકર વબાલ ચાલી આવેછ!"

"વબાલ?" મઉત આવ્યું હોય તેમ ફીકી બની જઇને રાણી જોના પુકારી પડી "ભયંકર વબાલ? તે શું?"

"એ એક નવી ઝાતનું દરદ છે, જે દુરના મુલકમાંથી દીવસ દર દીવસે આપણા મુલકની તરફ ઝડપથી આવેછ!" એડરીઅને કહી દીધું.

"એ દરદ શું છે?" હવે કેરોલીના વચ્ચે બોલીને પુછવા પડી.

"એ દરદ માટીડા–બૈરાં–કે બચ્ચાં એ બધાંની ઉપર એકજ સરખી રીતે અસર કરેછ" એડરીઅને સમજાવ્યું "જેબી માણસ એ દરદના સપાટામાં સપડાયછ કે તે વહેમી બની જાયછ, અને પાગલ અસર તળે તે પોતાના શરીરપરના કપડાં ફાડી નાખેછ–કુતરાની માફક ભુકવાની કોશીશ કરેછ–પોતાના મનપર ઝરાકબી કાબુ રાખ્યા વગર ભર રસ્તેબી નાચવા અને કુદવા મંડી જાયછ–અને મર્દ–અઉરત–અને બચ્ચાં બધાં જે એ દરદની અસર તળે પીડાયછ તેઓ બધાં જમેલામાં જમાવ થઇને નાચતાં કુદતાં પાગલપણું કરતાં મોહલ્લાઓમાંથી ભુકતાં બુમ પાડતાં દોડી જાય છે, અને તેઓના સપાટાઓમાં જો બીજું સાજુ માણસ કોઇ આવી જાયછ, તો તેનેબી કરડી ખાવા દોડેછ—અને જો પેલું કમનસીબ આદમબી તેઓના દાંતનું ઝહર મેલવવા પામેછ તો તેબી તેઓનીજ માફક દીવાનું બની જાયછ!"

"ગઝબ!" રાણી જોનાએ કાનોપર હાથ મુકી દેતાં પુકાર માર્યો "મ્હારી રઇયતપર એવી આફત આવી પડનાર છે! અને કદાચ આપણેબી એ દરદના ભોગ થઇ પડશું કે?"

"ન બોલો, ન બોલો નામવર રાણી, ન બોલો એમ." માથાથી પગસુધી કમકમીને કેરોલીનાએ કહયું.

" હજુણુ તો એ ભયાનક ખબર વધારે ભયાનક બનેછ " એડરીઅને પોતેબી કમકમીને કહયું " એ નવા દર્દમાં સપડાયલા માણસો હોશ ખોઈ દઇ પાગલ બની જઈ રસ્તાપર નાંચતાં-કુદતાં દોડે છે એટલુંજ નહીં, પણ, પણ તેઓ નાચી દોડી કબ્રસ્તાન તરફ જાયછ અને કબરો ખોડી ખણીને જેટલાબી મુરદાં કહાડી શકાય તેટલા કાઢીને તેઓ લાશના બચેલા ગોષ્ટને ખાયછ ! "

" ઉફ્ " બધાંની ઝબાનમાંથી તે ઉફ્ નીકળી પડી, અને ફીલીપા સરબસર ધ્રુજીને પુકારી ઉઠી " ગઝબ ! તબાહી-તબાહી ! " અને તેમ બોલીને તે પોતાની કુરસીમાં બન્ને હાથે માંથું પકડી, પછડાઈ પડી ! !

## પ્રકરણ ૨૬ મું.

### લુસીઆ હરણ !

હવે આપણે જરા ત્યાં ટહેલશું, જ્યાં નીતી અને નેકીની પવીત્ર પુટલી ખુબસુરતીના નુરથી ભરેલી લુસીઆ, આલતમારાના અમીરની તે કુવારી છોકરી, ઝઝકલું થવા પછી બંદગી કરવા વાસ્તે આવેલી છે.-ધારા મુજબ તેની સાથે તેની બે સાહેલીઓ તો છેજ, અને સાનતા શીરાના દેવળમાં તે નીતીની ભરપુર લડકી જ્યારે પાક ખુદાની પવીત્ર ઇબાદતમાં મશગુલ રહેલી છે, ત્યારે બીજી તરફ ચારલ્સ ડયુક ઓવ દુરા, તેને ઉપાડી જવા—તે છોકરીનું હરણ કરવાની તઈયારી કરે છે !

દેવળથી થોડે દુરની ઝાડીઓમાં ચારલ્સે પોતાના નઉકરને એક તેઝ ઘોડા સાથે ઉભો રાખ્યો, અને બોલ્યો " આએજ તરફથી એનો જવાનો રસ્તો છે, હું જેવો દોડી જઇને તેને પકડું કે તું તઇયાર રહેજે, એને ઘોડાપર નાંખી લીધી કે પવનની પીઠપર સ્વાર હોઇએ તેમ ઉડી જવાનું. "

" ઠીક, મહારા નામવર " અદબથી તે નઉકરે કહયું, અને ચારલ્સ ઝાડીમાં છુપાઇ ગયો—એ ચારલ્સે આપણે જાણી ચુકયા છીએ કે અલતમારાના અમીરપર તેની બેટી સાથે પોતાની શાદી કરવાનું માંગુ મોકલ્યું હતું જે નામંઝુર રાખવામાં આવેલું હોવાથી ચારલ્સ અલતમારાના અમીરપર ઘણો ગુસ્સે હતો, અને લુસીઆને ઝોરઝુલ્મથી પોતાની કરવા તે માંગતો.-એ ઝોરઝુલ્મ તેણે આજે આંઝમાવવાનો વીચાર કીધો, અને તક જોઇને દેવલ તરફને રસ્તે આવ્યો હતો.

દસેક મીનીટ પછી લુસીઆ દેવળમાંથી બહાર પડીને પોતાની બન્ને સાહેલીઓ સાથે ચાલવા લાગી. તે ઘણું ચાલી નહીં તેટલાં યક-બ યક ચારલ્સ ઝાડીમાંથી નીકળી આવ્યો. લુસીઆને પકડી લીધી, લુસીઆએ ચીખપર ચીખ મારી તોબી તે અટકયો અચકયો નહીં, અને ઘોડાપર લુસીઆને નાંખી પોતે તેની પાસે બેસી, તેના નઉકર સાથે પવનપર ઘોડા ઉડાવી નહાઠો !

એ હુમલો એટલો તો જલદીથી કરવામાં આવ્યો કે તે બે સાહેલીઓ બુમ પાડે કે

પોતાની છોટી ખાતુનને મદદ આપે તેટલાં તો નઝરથી ગાયબ તે ઘોડાઓ થઇબી ગયા. લોકો જમાવ થયા, મગર તે કયારે કે જ્યારે દરસ્ટીમર્યાદાથી પેલા બે દુર થયા ત્યારે!

નાઝુક તે પવીત્રાઇની પુટલી તો તે યક્-બ-યક્ થયલા હુમલાથી ગભરાઇ હોશ ફરામોશ થઇ ગઈ હતી, તેણે પહેલાં પહેલા થોડીક ચીખ મુકી, પણ પછી તો જાન વગરની એક લાશ મીસાલ ડયુક ઓવ ડુરાના ઘોડાપર પડી રહી!

અરધા કલાક પછી તે બે ઘોડેસ્વારો એક ઠેકાણે આવ્યા જ્યાં ચારલ્સનો એક નાનો બંગલો હતો, અને તે બંગલામાના એક આરાસ્તા કમરાના બીછાનાપર લુસીઆને સુવાડીને તેની પાસે એક અઘોર નઉકરડીને રાખીને ચારલ્સ થોડી મીનીટ કાંઇ કામ માટે બીજા ભાગમાં ગયો.

રૂપેરી જુમ્મરની એક બત્તીમાંથી ઉજાળો પડતો હતો, ચકચક કરતા ચલકતા સામાનથી તે ઓરડાને સજાવવામાં આવેલો હતો, અને ખુશબુથી તે ઓરડો તર હતો. હાંફલી ફાંફલી લુસીઆએ પોતાના માથાપર હાથ દાબયો, અને કાંઇ યાદ આવી ગયું હોય તેમ ફાટી ફાટી નઝર આજુ બાજુ નાંખીને પેલી નઉકરડીને પુછવા પડી "હું હીંયા કયાં છું?

ઘણી તાઝીમ તવાઝોથી તે અઉરતે જવાબ આપયો "આપ કોઇ ભયમાં નથી, ડયુક ઓવ ડુરા નામવરના મકાનમાં આપ છો."

"ડયુક ઓવ ડુરા!" વધતી ગભરાઇ જઇને લુસીઆએ પુકાર માર્યો "શું એમ બનીબી શકે કે ડયુક જેવા નામવરેબી આવું બુરૂં એક કામ કીધુંછ, મહને લાગેછ કે એમાં કાંઇ ભુલ થયલી છે."

"નહી, ખુબસુરત સુંદરી," ડયુકે પોતે હવે તે સાંભળીને અંદર આવતાં જવાબ આપી દીધો "જોકે રાત હતી, તોબી કોઇ ભુલ નથી થઇ. મહને તું જોઇતી હતી, અને હું તુને ઉપાડી લાવ્યો."

"મહારા પયારા માતપીતાના હવાલામાંથી આપ મહને ઉંચકી લાવ્યા છો તો આપને તેમ કરવાને કયો હક હતો, અને છે?" લુસીઆએ બીછાનેથી ઉઠી, સર ઉઠાવીને એવા તો દમામથી તે સવાલ કીધો કે થોડો વખત તો બદમાશ અને બુરી હીમતનો ચારલ્સબી તે જોઇ સ્હેજ દબી રહયો!

"આહહા! સુંદરી" તેણે આખરે હોટ ઉપાડતાં પોતાનો હાથ અંતઃકરણ નઝદીક મુકીને કહયું "આએ દીલ ચોરઇ ગયુંછ, આએ દીલ લુટઇ ગયુંછ-તહારી ખુબસુરતીની તેજથી હું પોતેબી નાબીના થઇ ગયોછ, અને આંધલી આંખોએ હું તુંને કાંઇબી દરકાર કર્યા વગર અહીં ઉચકી લાવ્યોછ, અને તેથી, તેથી, હું મહારા કામોને માટે જવાબદાર નથી, ગુનહાગાર નથી."

"તહમારા દીલનો સ્વીકાર જ્યારે નથી થયો, તો દીલ ચોરઇ ગયુંજ નથી. આપ જુઠા છો, આપ જવાબદાર છો, અને એક છોકરીને સતાવવાના કામને માટે આપ ગુનહાગાર છો." લુસીઆ હીંમતથી બોલી "તમો તમારા શબ્દોથી મહારો પ્યાર કોઇબી રવશે બેચી શકશોજ નહીં, કેમજે હવે તો મને તહમારા કામથીજ નફરત-નફરત-દુનિઆભરની નફરત

પયદા થયલી છે, હું આપને સરબસર ધિક્કારૂં છું."

"નઝાકતની પુતલી—" તે બોલવા ગયો.

મગર તેને અટકાવીને લુસીઆ બોલી પડી "બાઝ આવો એવા સીપલાસથી."

"તું એક ગુલ છે, જેને હું ચુરાવી લાવ્યોછ." ચારલ્સે ચલાવ્યું.

"ચોરી કરવાથી બાગબાનબી નાખુશ થયાછ, બાગીચો પોતેબી સુનો બન્યોછ, અને એક લુટારૂના હાથમાં ફુલની ખુશબુબી નથી રહી, અને શોભાબી નથી થઇ" લુસીઆ બોલી.

"આવા શબ્દો તુને બોલવા લાઝેમ નથી."

"આપ ગમે તે માનો" લુસીઆએ કહયું "મગર, હવે આપ મને હયાંથી જવા દો."

"તુ છુટાપણું કયારે મેલવી શકશે, કે જયારે તું ડચેસ ઓવ ડુરા બનશે" ચારલ્સે જણાવ્યું "સુંદરી, તું જાણેછ કે કોઇબી જાણતું નથી કે તું કયાં ગઇ છે. તુને કોણ લઇ ગયું છે, અને તેથી હવે તું કોઇનીબી મદદ વગર છુટી થનાર નથી. વાસ્તે માન મહારૂં, હું તુને ચાહુંછ, અને તેથી તું છુટાપણું ભોગવવા અને ડચેસ બનવા તઇયાર થઇ જા."

એક ધીમી ચીખ લુસીઆના હોટો વચેથી નીકળી ગઇ, અને તે બાજુની એક કુરસીમાં પછડાઇ પડી!

ડયુક ઓવ ડુરાએ આગળ વધીને લુસીઆનો હાથ પકડતાં કહયું "શું હું તહારી નઝરોમાં કોઇ પલીદ જેવો બુરો લાગુંછ તેથી તું મને ધીક્કારેછ, કે તું કોઇ બીજાના પ્યારમાં પડેલી છે?"

છેલ્લો વાકય સાંભળીને લુસીઆ ચોંકી, અને તેણે પોતાનો હાથ ખેંચી લીધો!

"હવે મને સમજ પડી શકેછ કે શું બાબદ છે! અફસોસ, તે કોઇ બીજો જો હાલમાં હયાં હતે તો હું તેની સાથ લડીને મહારૂં ઝોર તુને બતાવી આપતાં તે કાંટાને માહરા રસ્તામાંથી સાફ સાફ કરી દેતે!"

લુસીઆ ઉલટી તે શબ્દોથી ડધાઇ ગઇ, અને તે જોઇને હાલ તુરત નાંખતી કરી નાંખતા ડયુક ઓવ ડુરાએ કહયું "હાલમાં તો હું જાઉંછ, કાલે હું ધારૂંછ કે તું મારો હાથ કબુલ રાખીને ડચેસ બનશે, જે બાદ આપણા લગનની ખબર તારા માબાપને આપણે પોહોંચાડીશું, અને તેઓને આપણે મલવાબી જઇશું."

એટલું બોલીને તે ગયો, અને જતાં જતાં તેણે પોતાની નકકરડીને કહયું "અરસુલા, તું તેને ખુબસી સમજાવજે—અને એવું કાંઈ કરજે કે કાલે જરૂર એ મહારી સાથે શાદી કરવા તૈયાર થઈ જાય. કાલે આએ બંગલામાં આર્ચબીશપ ઓવ તેરેન્તોએ મ્હારો અને લુસીઆનો હાથ શાદીમાં મેળવવોજ જોઇએ."

તે ગયો, અને અરસુલા લુસીઆને સમજાવવા પડી.

તે અઉરતે પોતાના શેઠના વખાણ કર્યાં—તેની બહાદુરી—તેનું ઉદાર દીલ—તેની ભલાઇ—તેની નેકી—તેનો દેખાવ—તેના કુટુંબની તારીફ ખુબસી કીધી, મગર લુસીઆ તે સાંભળીને ખુશી થવાને બદલે રડતી રહી.

"જ્યાં દીલ નહીં–જ્યાં દીમાગ નહીં–જ્યાં પ્યાર નહીં ત્યાં બધું ફુઝુલ" લુસીઆએ તે લંબાણ પીંજણના જવાબમાં જણાવ્યું "સાચો પ્યાર નથી પઈસાથી જીતાતો, કે નથી ધમકીથી હાથ આવતો."

અરસુલા તે પછી કેટલુંક ખાવાનું લઇ આવી, પણ લુસીઆએ તે ખાધું નહીં. તેનું ધ્યાન તો સીર્ફ રડવામાંજ લાગ્યું હતું!—તે પોતાના માતપીતાનો ખ્યાલ કરતી હતી અને પેલા જવાનનું ધ્યાન મનમાં લાવતી હતી. તે વીચારતી કે આ ડયુક ઓવ ફુરા કેટલો ધાટકી હતો, પાપી હતો અને પેલો જવાન જે તેને દેવળમાં મળ્યો હતો તે કેટલો બધો ભલો અને અને નેક હતો!

અરસુલાએ બીજી સહવારના તેને વધારે સમજાવવાના ખ્યાલથી હવે સુવાની રજા માંગી જે ઘણી ઝડપથી અને ખુશીથી આપતાં લુસીઆ બોલી "હા, મહને છોડી જા, હું એકલી રહીશ તો મને કાંઇક ચયનો કરારબી મલશે."

હારેલી અરસુલ્લા ગઈ, અને જતી વખ્તેબી તે પોતાના શેઠની તારીફમાં કેટલુંક બોલીને પછીજ જતી રહી.

લુસીઆ બીછાને ન ગઇ, મગર તે જઇને બારીએ ઉભી, અને ખ્યાલ કરવા લાગી કે જો ઝબરદસ્તી થાય તો તેને બારીએથી કુદકો મારીનેબી પોતાની ઇસમત બચાવવી, બચીને જવું યા જાન ખોહીને મરવું ભલું.

તે રાત જો કે સીહા હતી, તોબી ચાંદ પોતાની રકશની ફયલાવવાના ઇરાદાથી કાલા ઘટ વાદળાંઓની પછવાડેથી ડોકયું કરીને નીકળતો હતો, અને થંડી સુફેદ ચદ્દર દુન્યાપર ઓઢાડતો હતો, લેકીન અફસોસ, કે તે વાદલાંઓથી બેઝાર બનતો હતો!–અને તેથી, લુસીઆ બારીમાંથી આજુબાજુનો દેખાવ જોઇ શકતી નહીં હતી.

આખીરે તેને ઉંઘના જોહકા આવવા લાગયા, અને ખાબ કરવાની અગાઉ તેણે પાક પરવરદેગારની બંદગી કરી લીધી, તે બાદ બીછાને ગઇ, રડી, અને તેના રડવાથી ભીજાઇ ગયલા ટકીઆ પર તે માથું ટેકવીને સુતી—ઝટ નીંદ્રાદેવીએ તેની આંખોપર પોતાના નરમ નરમ હાથો મુકીને, તે આંખોને તસલ્લી અને રાહત આપી દીધી!

સહવારના મશરેકથી ખુરશીદે ચશમો ઉઠાવી, જ્યારે ખુશનુમાં તે સ્હવારની ઠંડી ઠંડી હવા ખાતો આપણે વેલેનતીનો સ્પીનોલાનો જોઇએ છીએ, જે ચાલતો ચાલતો કયાંનો કયાં જતો હતો, કેમજે તેના ખ્યાલાતો હાલમાં કયાં જવું તે પર હોવાના કરતાં બુરીઅનના તહેખાનાપર રમતા હતા, અને તે વલી દેવલમાં મલેલી ખુબસુરત સુંદરીનેબી યાદ કરતો હતો!–તેણે તે વખ્તે બહુ ભપકાદાર લીબાસ સજ્યો ન હતો, અને કમરબંદમાં શમશીરને બદલે એક ખંજર લટકાવ્યું હતું.

ચાલતાં ચાલતાં સંજોગે તે ત્યાં આવી લાગ્યો કે જ્યાં ચારલ્સે લુસીઆને કેદ રાખી હતી!–તે ત્યાંના બાગીચા અને બંગલાને જોતો આગળ ચાલી જવાની કોશીશમાં હતો, તેટલાં તેની નઝરે એક રૂમાલ પડયો, જે તે બંગલાની બારીમાંથી હાલતો જણાતો હતો!

વેલેનતીનો ઉભો રહી ગયો, અને ટીકી ટીકીને જોવા લાગ્યો.

તેણે શું જોયું? કોઇ બાઇ પોતાના હાથમાંનો રૂમાલ હલાવીને જાણે તેને મદદમાં બોલાવતી હતી!

તે બારીકીથી જોવા લાગ્યો, અને યક-બ-યક તે ઉછળ્યો "અરે, એ તો તેજ સુંદરી છે, તેજ ખુબસુરત છોકરી છે જે મ્હને દેવળમાં મળી હતી. એ મ્હને બોલાવેછ!"

અને જ્યારે તેણે મનમાં તેટલું બબડી લીધું કે એકદમ તે દોડયો, તેણે દરવાઝો બંધ જોયો, તેથી બંગલાના બાગીચાની આજુબાજુની દીવાર આગળ ગુમીને તેણે જ્યાં એક ઝાડ જોયું કે તે ઝાડપર ચઢયો, અને ઝાડપરથી દીવારપર થઇને બાગીચામાં દાખલ થયો.

બાગીચામાં દાખલ થઇને તે બંગલા આગળ ગયો કે ઉપરથી આવાઝ આવ્યો "મ્હને બચાવ, સીનોર-મ્હને બચાવ!-હું હીંયા એક બુરાની જાળમાં ગીરફતાર પડેલી છું-આવ તું મ્હને બચાવ."

"મ્હારો જાન ત્હારી પર કુરબાન." વેલેનતીનો બોલી પડયો "મગર, રસ્તો કયાં છે? હુ કયાંથી તુંને બચાવવા આવી શકું? મને કહે, કહી દે મ્હને."

"અફસોસ, હું પોતેબી જાણતી નથી કે રસ્તો કયાંથી છે?" લુસીઆ નીસાસો નાંખીને બોલી "રસ્તો તો તમેજ શોધો, દરવાઝો જોઇ કાઢો, અને મ્હને બચાવો."

"સબ્ર, પાક ખુદાપર સબ્ર, સીનોરા, હું આંપને માટે જાન આપવો હશે તો તેબી આપીશ," વેલેનતીનોએ તસલ્લી આપી અને તે હવે તે બંગલાનો દરવાઝો શોધતો આગળ વધ્યો.

હજુણ તો તેણે થોડાંજ પગલાં ભર્યાં હશે કે કોઇ શખ્સ એકદમ તેની તરફ કુદયો અને શમશીર મ્યાનથી બહાર કાઢીને ઉભો! જવાન વેલેનતીનોએ હતીયારનો જવાબ હતીયારથી આપવા પોતાનું ખંજર ખેંચી કાઢયું.

"કોણ?" વેલેનતીનોને ઓળખીને ચારલસે એક પુકાર માર્યો "તહેખાનાની અંદરનો મ્હારો દુશમન? બીજી મરતબા મ્હારા પંજા તળે! ઓ અઉરતની સુરતના નાઝુક જવાન-"

"ખામોશ, ઓ કપટી શયતાન, ઝબાનને રોક, વર્ના ત્હારા બેદર્દ દીલને હું આજે ખંજરથી ચાક કરી નાંખશ."

---

## પ્રકરણ ૨૭ મું.

---

### દીલાવર વેલેનતીનોની ચાલાકી.

ડયુક તો પોતાના બગીચામાં તે જવાનને જોઇને બડો આતીશમીઝાજ થઇ ગયો, અને તેણે ચાહયું કે આ બીજી મરતબે મળેલા મઉકાથી પોતાની શમશીર તે અઉરતસુરત જવાનના સીનામાં ચલાવી દઇને તેને ખાક ચાટતો કરી મુકે-મગર, બીજીજ પળે જ્યારે સામેથી ખંજર એક લહેઝામાં ખેંચાઇ બહાર આવ્યું. ત્યારે ડયુક એક પગલું હટી ગયો,

અને કંઇક અટકી ઉભો !

વેલેનતીનો સ્પીનોલા ખુબસુરત, નાઝુક બદન અને વલી અઊરત સુરત જણાતો હતો, લેકીન તે એક બહાદુર મર્દ હતો જેની છાતીમાં દયા હતી, સાફ આઈનાની માફક દીલ હતું, કપટથી તે દુર હતો, અને તે બાઝે વખ્ત શેરના મુકાબલામાં ઉતરે તેવો હીંમતદાર હતો.—અને ફુઝુલ તે ડયુકની બહાદુરીઃ અફસોસ, જે મર્દમાં લડવાની તાકાત હોય મગર ખમવાની તાકત નહીં હોય, જે મર્દમાં ગુસ્સો હોય લેકીન તે ગુસ્સાને સંભાલી લેવાનો કાબુ રાખી શકતો નહીં હોય, જે મર્દમાં શુર હોય મગર તે નેકીના નુરથી દુર હોય, તો તે મર્દ છતી શેરદીલીએ એક બુઝદીલ બાયલો છે, મર્દ હોવા છતાંબી તે એક ચુરીયા પહેર અઊરતથી ઝરાકબી ઝીઆદા તાકતવાર નથી.

શમશીર ચમકી રહી અને તે વેલેનતીનોપર ઉતરી ગઇ, લેકીન કુનેહવાલો વેલેનતીનો ઝટ પેચ ખાઇને ખસી ગયો, અને ખસ્તા સમેત તેણે પોતાનું ખંજર ડયુકના કપાલપર મારી દીધું. વીજળીનો એક ઝટકો લાગ્યો હોય તેમ તે ફટકાએ ડયુકપર અસર કરી અને ઝખમી થયલો તે લહુની એક ધાર સાથ ઝમીનપર એક નનનાસા બચ્ચાં માફક પટકાઈ પડયો !

કયા ખુબ! આ બીજી મરતબેબી મગરૂર તે ડયુક એક અઊરત સુરત નાઝુક જવાનથી માત થઇને લાઇલાજ થયો હતો. તે પડયો તેવોજ હોશ ફરામોશ થઈ ગયો !

ન થોભ્યો હવે વેલેનતીનો ત્યાં, મગર ખંજર કમરબંદમાં મુકી દઇ દોડયો અને તેણે ખુશીની ચશમો સાથે જોયું કે ઉપર જવાની સીડી સામેજ હતી.—સીડીપર ચઢીને તે માલ પર ગયો જ્યાં એક દાદર પસાર કરતાંજ એક અગાસી દેખાઇ, વેલેનતીનોએ સુસીઆ કઇ બાજુએ હતી તે ધ્યાનમાં રાખ્યું હતું અને તેથી તે ધ્યાન પહોંચે તે તરફ લગામથી છુટેલા એક ઘોડા કે એક ઘેલા થયલા હાથીની માફકજ માથું મુકીને દોડવા લાગ્યો. એક દરવાઝા આગળ ઝટ આવતાંજ તેને સામો એક નૌકર મલ્યો, જેણે દરવાઝો અલગો બંધ કરી દેતાં અંદરથી આવાઝ મારયો " કોણ છે તું ?"

"હું જે છું તે છું" એટલાજ શબ્દો ઘણા ગુસ્સાથી બોલીને વેલેનટીનોએ દરવાઝાને એક ઝોરનો આંચકો તો એવો લગાવ્યો કે ધડાક દઇને તે ખુલ્લો ગઈ ગયો, અને પેલો નૌકર ભોંય માપતો ઝમીનપર એક બે ગોલાંટીયાં ખાઇ રહયો.

એક તીર કમાનથી છુટે, એક વીજળી પ્રકાશ નાખી દઇને જેટલી ઝડપથી દોડે તેમ વેલેનતીનો દોડયો અને ઘણી ખુશીની ચશમો સાથે તેણે જોયું તો સામે તેજ સુંદરી ઉભી હતી જે તેને દેવલમાં અગાઉ મલી હતી અને જેની વાતોથી તેને રાહત પયદા થઈ હતી—વેલેનતીનોને જેવો પોતાની તરફ દોડતો આવતો તે છોકરીએ જોયો કે ખુશીની એક લાંબી ચીખ સાથે તે સુંદરી વેલેનતીનોના હાથોમાંજ જઇ પડી !—અને વેલેનતીનોએ પોતાના બન્ને હાથોમાં આવી પડેલી તે સુંદરીના કપાળપર એક બોસો લઇ લીધો !

મગર, અઝીઝ વાંચનાર, કોઇ શક તું આએ નાચીઝ કલમડી માટે ઝીનહાર લાવશે નહીં—વેલેનતીનોએ જો કે બોસો લીધો, મગર તે પ્યારમાં કુદરતી નીરદોશતા ભરી હતી, તે બોસો જે વાર લેવાયો હતો તેમાં તે લાગણી ન હતી કે જે લાગણી એક આશક અને



વેલેનતીનો અને ડયુક ઓવ ફ્રરા સામસામા થયા.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

માશુકમાં હોય! ઝીનહાર નહીં,–તે, તે બોસામાં એક ભાઇનો પ્યાર સમાયલો હતો, એક બાઝાદ બીરાદરનો પ્યાર સમાયલો હતો, અને કુદરતના પવીત્ર હાથોએ ભુલચુકેબી એકબીજાને પ્યારભરી રીતે મેલવતાં તે બે જવાન જીવમાં બીરાદર અને હમશીરના સાફ નીરદોશ પ્યારનો ઝરો વહેતો કીધો હતો.

તે એકબીજાથી અજાણ જોડયાં ભાઇ–બ્હેન માદરના શીકમથી જુદાં પડયાં બાદ આ પહેલવહેલીવાર એકમેકના હાથોમાં પવીત્ર પ્યારથી મલ્યા હતાં—અને આ અગાઉ તેમની દુરની થોડીક મુલાકાતો સીવાય તેઓએ એક બીજાને કદીબી પયચાણ્યાં નહીં હતાં! મગર અફસોસ, કે હજુણબી તેઓએ પોતાની ખુશીને ઝીઆદા ખુશીમાં રેલતી જોલતી કરવા પોતપોતાને ભાઇ–બ્હેન તરીકે ઓલખાયાં નહીંજ હતાં!

"સુંદરી–આપણુને આ પલીદ ધામથી જેમ બને તેમ જલદીથી ન્હાસી જવું જોઇશે." વેલેનતીનોએ તેજ ઘડીએ દુર થઇને મુશકીલી બતાવતાં કહી દીધું "એક નઉકર આપણુને નડે તેમ છે, અને મ્હારો એક દુશમન નામે ડયુક ઓવ ડુરા મ્હને હયરાન કરેબી, જો કે તેને તો મેં એવો ઝખ્મી કીધો છે કે કદાચ તે હમણાં આપણુને કોઈ તકલીફ આપવાની તાકતબી રાખી શકે!"

"ડયુક ઓવ ડુરા!" લુસીઆ ખુશી અને ગભરાટની ભેગી લાગણીથી પુકારી પડી "ઓ, તે? તેજ મ્હને ગીરફતાર કરનાર મુદદઇ છે, તેજ આ મકાનનો માલીક છે, અને તેજ મ્હને ઝોર ઝુલ્મથી શાદીમાં ઉતારવા ઇચ્છે છે! શું ત્હમે તેને ઝખ્મી કીધો?"

"હા, સુંદરી" અને તેટલું ટુંકમાં બોલતાંજ તેણે લુસીઆની પાંખડી પકડી લીધી, અને ઝડપથી ચાલવા માંડયું.

દાદર આગલ આવતાંજ અરસુલા અને પેલોજ નઉકર તેમની સામે થયો, લેકીન ઝટ કમરબંદથી ખંજર ખેંચાયું અને ખંજરને જોઇ અરસુલા તો સામનો કરવાને બદલે ગભરાઇને ત્યાંથી ન્હાસી ગયો, મગર નઉકર બીજી વખ્ત ભોંય માપવા સુકકી દમદાટી કરતો ઉભો રહયો–વેલેનતીનોએ ખંજર તો નહીં ચલાવ્યું, પણ ડાહવા હાથમાં તેને લઇ લઇને જમણા હાથથી એક મુકકી પેલાના લમણાપર મુકી દીધી, જેથી તારા સેતારાની ગણત્રી કરતો પેલો બીજી વખ્તબી ઝમીનને ચુમવા એક લપેડો ખાઇને પડયો!

મયદાન ખાલી હતું; મગર હવે ખંજર કમરબંદમાં ન ગયું, અને જમણા હાથમાં તે રાખીનેજ વેલેનતીનોએ ડાહવે હાથે લુસીઆની પાંખડી પકડી લેતાં ફરીથી દોડવા માંડયું—અને બોલ બોલતાં તેઓ નીચેની સીડી ઉતરી બાગીચામાં આવ્યા.

ચારલ્સ તો હજુણ લહુના ખાબોચ્યામાં બેહોશ પડેલો હતો, વેલેનતીનોએ તેનીપર વાંકા વલીને તેના નાંક પર હાથ મુકીને તપાસ્યું તો દમ ચાલતો હતો, જે જોઇને તેણે સહેજ હસતું મોંહ કરતાં લુસીઆને કહયું "નેક સુંદરી, સારૂંજ છે કે એ મ્હારે હાથે મુઓ નથી, પણ જીવેછ."—અને, તે પછી, તે બેઉ પાછા દોડયાં.

બાગીચો પસાર કરી ગયાં–એક દરવાઝો જે અંદરથી બંધ હતો તેનો ભારી અડગરો ઉખાડી લીધો, દરવાઝો ખોલીને તેઓ રસ્તા પર આવ્યાં–અને તે વખતે લુસીઆએ પોતાનો

હાથ વેલેનતીનોના હાથ પર મુકી દેતાં ખુશીનો એક ખુશ દમ ખેંચીને કહયું. "આપણે બચી ગયાં."

ચાલતાં–દોડતાં એક પા કલાક સુમારે પસાર થઇ ગયો હશે, તેટલાં વેલેનતીનોને લાગ્યું કે ઘોડાના પગલાંનો આવાઝ પાછળથી આવતો હતો! તે પાછળ જોવા ફરી ગયો, લુસીઆબી ફરી, અને તેઓએ શું જોયું?—ડયુક ઓવ ડુરા બીજા કોઇ બે સાથે, ત્રણે ઘોડેસ્વાર થઇને, તેમને પકડવા ધસ્યા આવતા હતા! લુસીઆનું તો લહૂજ ઉડી ગયું, તે એક ધીમી ચીખ મુકીને વેલેનતીનોની બાજુમાં ભરાઇ, અને તેજ વખતે વેલેનતીનોને ગભરાટ લાગ્યો કે ત્રણે હતીયારબંધ આગળ તેનું એકનું કાંઇજ વળવાનું નહી હતું, તેથી તેણે ઝડપ વાપરીને કપડાંની નીચેથી દોરી સાથ લટકાવેલું લુટારૂ બુરીઅનનું આપેલું નનનુસુ રણસીંગ મોંહ આગળ ધરી લીધું, અને ઝોરથી તે વગાડી દીધું. પરીણામમાં એક બાજુથી જયારે ડયુક ઓવ ડુરા પોતાના બે હતીઆરબંધ મદદનીશો સાથે લુસીઆ અને વેલેનતીનો પાસે આવી લાગ્યો, કે તેજ વખતે બાજુની ઝાડીમાંથી એક દજન ઘોડેસ્વાર ડાકુઓ ધસી આવ્યા!–ડયુક અને તેના સાથીઓ તો તે ડાકુઓને જોઇને ડંગ થઇ ઉભા.

ડાકુઓની આગળનો એક ડાકુ તો આવતા સમેત ઘોડા પરથી જાણે સરીને વેલેનતીનોની પાસે ઉભો રહી ગયો, અને બોલ્યો "કેમ બેટા?"

"એક હઝાર મહેરબાની, મુરબ્બી, એક હઝાર મહેરબાની" વેલેનતીનોએ રણસીંગની અસર એટલી બધી જલદીથી પહોંચેલી જોઇને કંઇક તઅજજુબી સાથે બુરીઅનનો હાથ ઉપકારમાં દાબી દઇને કહયું "આએ ડયુક મ્હને પાછો નડે છે, અને નીરદોશ નેકીની નુરમંદ સુંદરીને એ હમણાં સતાવે છે."

"એ સુંદરી અને મ્હારી વચ્ચે આવવાનો ત્હને કોઇ અધીકાર નથી" ચારલ્સ આતશ મીસાલ ગરમ થઇ જઇને વેલેનતીનો તરફ જોઇને કહયું.

"જા–જા– મનહુસ, એક પાટો તો મ્હારા ખંજરથી બાંધી ચુકોછ–હવે જાનથી ખોહવા માંગતો હોય તો આવી ડાહી ડાહી વાતો કર!" વેલેનતીનોએ તેના તરફ જોઇને વળતાં ગુસ્સાથી કહયું "મ્હને એ સુંદરી અને ત્હારી વચ્ચે આવવાનો અધીકાર નથી, તો એ તો બતાવ કે તુને એ સુંદરીને ગીરફતાર કરીને એને ઝોરો ઝુલ્મથી શાદીમાં લેવાનો કયા કાનુનથી અધીકાર છે?"

"એક શબ્દ મ્હારોબી, મ્હારા લોર્ડ" વેલેનતીનો અને બુરીઅનની વચમાં ઉભો રહી જઇને ડયુક ઓવ ડુરા તરફ ફરીને બુરીઅને કહયું "મ્હને જ્યારેબી કોઇ ઝોરની સામે કોઇ હક ઇનસાફને ઇનસાફ આપવો હોય તો હું કદીબી ઉમરાવો, શાહઝાદાઓ, અને ડયુકોની તરફદારી કરતોજ નથી, અને મ્હારો ધર્મ એ છે કે કોઇ બાનું જો કોઇ ઝુલ્મીના પંજામાં સપડાઇ હોય તો તે ઝુલ્મગારને જેર કરવો અને પેલી બાનુની મુશકીલી દુર કરવી. આજે, હમણાં, જે દેખાવ હું મ્હારી સામે જોઉં છું તે સાફ સાફ બતાવી આપેછ કે ડયુક ત્હમે ખોટા–ખોટા–અને તમામ ખોટા છો! આએ છોકરો કદીબી એક ખોટું કામ કરે તેવો નથીજ, આએ સુંદરીની નીરદોશ અશમો ગુવાહી આપેછ કે એ નેકીની નુરમંદ એક પુતલી છે–વાસ્તે, આપ એ ઝઘડો તહે કરો, અને ચલો, રાસ્તો પકડો."

એટલું બોલતાંજ બુરીઅને પોતાના એક ડાકુને ઘોડેથી ઉતરવા નીશાની કીધી, જેવો તે ડાકુ ઘોડેથી ઉતર્યો કે તેણે લુસીઆને તે ઘોડાપર સ્વાર થવા કહયું, અને તે પછી વેલેનતીનોને લુસાઆની સંભાળમાં તેજ ઘોડા પર બેસવા જણાવ્યું, અને પેલા ડાકુને બીજા એક મઝબુત ઘોડાપર કોઇ બીજા ભાઈબંધ સાથે બેસવાનો હુકમ આપતાંજ, ચારલ્સ ડયુક ઓવ ડુરાએ જાણે કોઇ ચીઝમાંથી નહીં હોય તેમ તેની તરફ જોવાનીબી દરકાર કર્યા વગર ઘોડાઓ દોડાવવાનો હુકમ આપ્યો,–અને ડયુક તથા તેના બે સાથીઓના ગુસ્સા અને અજાયબીની વચ્ચે તે ડાકુ સરદાર વેલેનતીનો અને લુસીઆને બચાવીને તેમને લઇ ત્યાંથી હવામાં ગોયા ઉડાવી ગયો!!

ડયુક ઓવ ડુરાએ ગુસ્સાથી પોતાનો હોટ કરડી નાંખ્યો!–તે પોતાના સાથીઓ સાથે હારીને માત થયલો, ઘણા ગુસ્સાથી પોતાના મકાન તરફ પાછો ફર્યો.

ડાકુ સરદાર પોતાના હમશરીકો અને વેલેનતીનો તથા લુસીઆને લઇને હવે શહેરની સરહદ આગલ આવી પહોંચ્યો કે તેણે ઘોડા ઉભા રખાવીને વેલેનતીનોને કહયું "નેક જવાન, હવે તમે બેઉ કોઇબી ધાસ્ની વગર મકાને જઇ શકશો. આપ બેઉના મકાનો એકજ તરફ છે કેમ?"

"નહીંજી, અમે જુદા છીએ. હું તો આપ જાણોછ કયાં છું તે, અને એવણ કોઇ બીજેજ ઠેકાણે રહેછ" વેલેનતીનોએ કહી દીધું "એ તો હું તે પલીદ ડયુકના ધામ આગળ ટહેલતો ટહેલતો ઓચીંતો જઈ લાગ્યો, મેં એવણુને બારીએથી રૂમાલ ઉડારતા અને મદદ માંગતા સાભલ્યાં, હું ડયુકના બગીચાની દીવાર કુદાવીને ગયો, ડયુકે મ્હારો સામનો કીધો તો મેં તેને ઝખ્મી કીધો, અને એ સુંદરીને બચાવી."

"શાબાસ, મ્હારા બ્હાદુર" બુરીઅને વેલેનતીનોનો બરડો ઠોકતાં કહયું "એવીજ બહાદુરીથી તું આગલ ચાલતાં કોઇ મોટી નામવરી કરશે–હવે તમે બેઉ સીધારો, મ્હને એક અગત્યના કામ સારૂ મ્હારા સાથીઓ સાથ જવાનું છે."

"આપની મ્હેરબાની માટે હું આપની નેહાયત અહેશાનમંદ છું" વાંસલી જેવો મીઠો મીઠો નાઝુક આવાઝ લુસીઆને ગળેથી નીકલ્યો.

"મ્હારા કરતાં આપને બચાવવા માટે આ જવાનને મોટી બહાદુરી ઘટે છે, નેક સુંદરી." બુરીઅને કહયું.

"હું એમની તો મ્હેરબાનીમાં ગોયા દબાયલી–દટાયલી છું, મગર આપેબી જે કટોકટ મદદ આપી છે તે અમારાં જાનને બચાવી શકી છે–જેથી, આપની હું નેહાયત અહેશાનમંદ છું."

"પાક ખુદા તમો બેઉને મદદ કરે" અને એટલી દુઆ ખરા દીલથી કરતાં તે નેકદીલ ડાકુ સરદારે પોતાના સાથીઓ સાથે ત્યાંથી ચાલુ મુકયું.

હવે તે બેઉ એક બીજાથી અંજાણ જોડયાં ભાઇ–બ્હેન સાથો સાથમાં ચાલવા લાગ્યાં, અને તેઓ એકબીજાના નામ અને રહેઠાણુની વાત ચલાવવા ઉપર હીંમતવાન અને ખુશી થયલાં તઇયાર થયાં, તેટલાં તેઓના ચાલવામાં અને તેઓની વાતચીતમાં ખલલ થઇ!

વહેશી માણુસોનું એક ટોળું સામેથી ધસ્યું આવતું હતું જે જોઇને બેઉ ગભરાઇને

અટકી ઉભા, અને બીહને લાકડું થયલી લુસીઆ તો વેલેનતીનોનાં હાથમાં દબાઇ ફાટે ફાટે ડોળે જોવા પડી !

વેલેનતીનોએ તેને ધીરજ આપતાં કહયું "બાનુ, બીહશો નહીં, મ્હને લાગેછ કે મેં જે નવા દરદની વાત સાંભલીછ તે દરદે જલદીથી આપણા શહેરમાં પગપેસારો કીધોછ, આ બીચારાં તે દરદનો ભોગ થઇ પડીને વહેશી બની જઇ ટોળાંબંધ દોડેછ.—આપણને કોઇ ઇજા કરશે નહીં, ન ગભરાઓ, ન ગભરાઓ; હીમ્મત લાવો, હીમ્મતને છાતીમાં વસાવો."

# પ્રકરણ ૨૮ મું.

## નેપલ્સ પર આફ્ત !

મર્દો, અઉરતો અને બચ્ચાંઓનું એક ટોળું તુફાની સમનદરના ભયાનક મોજાં મીસાલ યાહોમ તે રસ્તા પર ધસ્તું હતું, અને તેઓની ચીખ તથા બુમોથી તે જગ્યાબી ગોયા ધ્રુજતી હતી.

એક હઝાર કરતાંબી વધારે આદમીઓ તે દર્દમાં સપડાયલા ગાડરીઆં ટોળાં મીસાલ એક બીજાની પાછળ ખેંચાયલાં નાચતાં કુદતાં દોડતાં હતાં-કેટલાંકના ચહેરાપર દહેશતભરી જુનુન દેખાતી હતી-કેટલાંકની સુરત પર ન વર્ણવી શકાય તેવી ધાસ્તી હતી-કેટલાંકના તો ડોળાજ જાણે ફાટી ગયાં હતાં-કેટલાંકની આંખો તો પળકારા પર પળકારા મારતી હતી-કેટલાંક પોતાના દાંતો કચકચાવતાં હતાં-કેટલાંકને મોંઢેથી ફીણ ફીણ નીકળતું હતું-કેટલાંક જાણે દુઃખથી તદનજ દબાઇ ગયાં હોય તેમ ચીખ પર ચીખ મારતાં હતાં-કેટલાંકો બુમ બરાડા પાડતાં-કેટલાંક કુતરાંની માફક ભુકતાં-કેટલાંક મોટે મોટે હસ્તાં હતાં ! !

જવાન અને બુઢા, કમઝોર અને ઝોરદાર મર્દો એક બીજા સાથે જંગલી પ્રાણીની માફક લડતા હતા—નાખુનથી એક બીજાને ઘાવ કરતા હતા—દાંતોથી એકમેકને બાચકાં ભરતા હતા—માથા સાથ માથા લડાવતા હતા—લાતોથી મારતા હતા; અને અઉરતો, બુઢી અને જવાન ખુબસુરત અને મધ્યમ એક બીજા પર છેડાયલી બીલાડીઓની માફક કુદતી હતી, એકમેકના ચોટલા પીખતી હતી, અને નખરયાં મારીને એક બીજાનાં બોટાં કાઢતી હતી; અને બચ્ચાંઓબી વહેશી બનીને એકમેકને મારતાં હતાં !

અફસોસ, તે બધાં આદમીઓ જાણે શયતાનનાં, ગુલામ હોય તેમ શયતાન્યત અને હયવાન્યતમાં ઉતરી પડયાં હતાં;—અને જાણે સીહા દોઝખનું મુંહ ખુલ્લું થઇ જઇને દઇતો અને રાક્ષસો—ઇનસાનની શકલો સુરતમાં—આએ દુન્યા પર તુટી પડયા હતા ! !—ઉફ્ ! તેઓનો આવાઝ ! એક ગઝબનાક દહેશત પયદા કરતો હતો. તેઓ જે બુમો પાડતાં તે બુમો આગલ સીંહની ગર્જના—વાઘનો બોહ ફાટે તેવો આવાઝ—ચીન્તાની કંપારી ઉપજાવનારી ચીખો—સાંપનો સણુસણાટ, કુચ્છ બીસાદમાંબી નહીં હતો ! !

વેલેનતીનોએ તે વહેશી ટોળાંને નઝદીક આવતો જોયો, જેથી તેણે એક મકાનના નીચલા



તે દહેશતનાક દેખાવથી લુસીઆ ગભરાઇ ગઇ.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

ભાગમાં સલામતીને ખાતીર છુપાવાનું અક્કલ પસંદ માન્યું, તે લુસીઆને લઇને તે ઘરની નીચેના ભાગમાં ભરાઇ ગયો.

તે વહેશીઓ આગલ અને આગલ વધ્યા નાચતાં અને કુદતાં, મરદો, ઔરતો અને બચ્ચાંઓ ચકકર ખાઇને, ગોલગોલ ફરીને, મરડઇ મોચડઇને, કુદકા ભુસકા મારીને દોડયાં—તેઓના ગાલ ગરમ થઇ ગયલાં અને ચલકતાં——તેઓની આંખ ચમકારા મારતી—આતીશ ફેંકતી—અને તેઓનો આવાઝ ગર્જતો, ચીખતો, બરાડ પાડતો, હસ્તો, ભુકતો અને તમામ વહેશીપણાંનો ખ્યાલ આપતો હતો!!

ઉફ! ઉફ! તે ઘણુંજ ભયંકાર હતું-ભયાનક-દહેશત 'આપનારૂં—હતું.—અફસોસ, દુન્યામાં કોઇ કોઇ ઝમાના પર કેવી કેવી આફતો વરસતી હતી, કોઇ વખતે પ્લેગથી માણુસો તમામ થતાં, કોઇ વખતે પસીનો પસીનો પડીને આદમીઓ હલાક થતાં, કોઇ વખતે ઉંઘની બીમારી કોઇ શહેરપર ગાલેબ થઇને ત્યાંના માણુસોને ઉંઘમાં નાંખીને મઉતને આપતી—અને આ આપણી વારતામાં આપણે નેપલ્સને તે ઝમાનામાં જોઇએ છીએ કે જ્યારે માણુસો રખડતા કુતરાંને અવતારે દોડી-નાચીને પાગલ બની જતાં, અને ઓ તબાહી! ઓ તબાહી!-તેઓ આખીર કબ્રસ્તાનની લાશો પરતું ગોષ્ટબી ખાઇ જતાં હતાં—પાક ખુદા બચાવે એવી ભયંકાર હાલતથી.

તેઓને કોઇ સુધબી નહીં હતી-હતીઆરવાલા પુરૂષો પોતાના હતીઆર કાઢીનેબી એક બીજાપર હુમલો કરતા હતા-ઔરતો એકમેકને મારી મારીને ખુન આલુદા થતી હતી-બચ્ચાં કચડાઈ ભચડાઇને મોટાંઓના પગો તલે મરતાં હતાં-અને તેથી લાશોની લાશ તેઓના પસાર કરી ગયલા રસ્તાઓપર પડતી હતી- કેટલું કંપારી ઉપજાવનારૂં!

એડરીઅને જે ભયાનક ચીતાર ચીતારયો હતો તે કેટલો બધો જલદી નેપલ્સપર ગાલેબ થયો હતો અને કેટલો બધો અચુક! અરે જ્યારે તેણે નઝરો નઝર થોડાક વખતમાં તે દેખાવ જોયો ત્યારે તે બદમાશનું રૂંવે રૂવુંબી ધ્રૂજ્યું, અને માથાથી પગ સુધી કમકમ્યો!!

અફસોસ, તે કમનસીબ દર્દીઓ બીલકુલ દીવાના બનતા હતા, એક મર્દ પોતાથી નહીં કુદાય તેવો એક કુદકો મારતો-કોઈ મરણ પામેલા ખેશીનું નામ પુકારતો-પછી ફાટેલે ડોળે ટગર ટગર ટગર બીજાઓને જોતો, અને બીજી પળે તે દમસમ વગરની એક લાશ બનીને ભોંય પર પછડાતો! એક અઉરત પોતાના ખુબસુરત શરીરપરના કપડાં પર આગ લાગી હોય તેમ સમજીને તમામ કપડાં ફાડી તોડી નાંખતી, બીલકુલ લીહાઝનો કોઈ ખ્યાલબી ન રાખતી અને આખીર તેબી અફલાઇ ઝીકાંઇને બીજાઓના પગ તળે કચડાઇ તબાહ થઈ જતી!—ગઝબ! ગઝબ!

અને વધારે તબાહી તો એ હતી કે તે વહેશી ટોળુ જેબી રસ્તાઓપરથી પસાર થતું કે ત્યાંના કેટલાકોને તે પવન ઉડતો, તે દર્દ લાગુ થતું, અને તે બીચારાં નવાં નવાં દરદી-ઓબી પોતના ઘરમાંથી ઉતરી આવીને તે પાગલોની હમશરીકી કરતાં!!

"પછી, થોડેક વખતે, જ્યારે તે દીવાના આદમીઓનું મોટું ટોળું પસાર થઇ ગયું ત્યારે વેલેનતીનોએ લુસીઆને કહયું "ન ડરો, મીઠી સુંદરી, ન ડરો, ધાસ્તી હવે દુર થઇ ગઇ છે,

વહેશીઓ આપણા રસ્તાથી ચાલી ગયાં છે."

"પાક ખુદા બચાવે ?" લુસીઆ આસમાન તરફ નઝર ઉઠાવીને બોલી "જે બધું આપણે જોયું તે કેટલું બધું ડરામણું હતું."

અને અહીં તે સુંદરી માથાથી પગ સુધી ધરૂજીને આગળ બોલી "પાક ખુદા બચાવે આપણુને એ દર્દથી !"

"સુંદરી, ત્હમે ઘણાજ બીધેલા છેઓ," વેલેનતીનોએ કહયું "અને તેથી હું ધારૂંછ કે આપના માતપીતાના ઘર સુધી જો હું આપને પોહોંચાડવા આઉં તોજ સારૂ–ત્હમે હવે અકેલા ન જઇ શકશો."

"ચાલો" ખુશી ખુશી થઈ જઇને લુસીઆ બોલી "ચાલો તમે મ્હારે ઘર, મ્હારા માતપીતા તો તમુને જોઇને, તમારી દીલાવરી સમજીને, તમે મને બે વાર બચાવી તે જાણીને તમારીપરથી બોહુ પંથરાઇ જશે, થોડાં થોડાં થઇ જશે, અને તમોને ઘણી ઇઝઝતથી ચાહશે. ચાલો ત્યારે તમે મહારે ઘર."

અફસોસ, તે કયાં જાણુતી હતી કે તેના માતપીતા તેજ તે જવાનનાબી માતપીતા હતા, અને તેનું ઘર જેમાં તે પોતે તે જવાનને લઇ જવા આતુર હતી તે ઘર તો તે જવાનનું પોતાનુંબી હતું–તે અંજાણુ બહેન પોતાના પ્યારા ભાઇને પયચાણુતીજ કયાં હતી ?

મગર શું તકદીર હતી !–કે તે બ્હેન પોતાના ભાઇને પોતાને ઘર લઇ જવાપર આમદા થઈ તેજ વખ્તે એક મોટી ચીખ ત્યાં પડી રહી, અને એક બીજો વહેશી ટોળો તે તરફ ધસી આવ્યો, અને તેઓ બધાં હવે જ્યાં લુસીઆ અને વેલેનતીનો ઉભાં હતાં તે તરફ દોડયાં!

બીધેલી લુસીઆ અતી મોટા ગભરાતમાં પડી, અને ભાન ભુલી થઇ જઇને તે, વેલેનતીનોને પકડવાને બદલે, ત્યાંથી ન્હાસી ગઇ ! તેજ વખતે દીવાનાં આદમીઓ ચાર બાજુએ ફરી વલ્યાં, અને તેઓની વચમાં વેલેનતીનો ઘેરાઇ ગયો !

માર ખાતો ખાતો વેલેનતીનો જેમ તેમ તે ટોળાંમાંથી કેટલે વારે બહાર નીકલ્યો, અને દોડીને એક ઝાડીની આડમાં છુપાઇ ગયો !–છુપાતાંબી તેણે લુસીઆને જોઇ, લેકીન લુસીઆ ત્યાં કેંહેબી જણાઇ નહી.

થોડો વખત પછી જ્યારે તે વહેશી ટોળું દુર ગયું, ત્યારે છુપાયલો વેલેનતીનો બહાર નીકળી આવ્યો, તેણે લુસીઆને શોધવા માંડી, પણ લુસીઆ તેને મલી શકીજ નહીં. જેથી તે અફસોસ કરતો બેઠો કે તે છોકરીએ તેનો હાથ કેમ છોડી દીધો હતો ? અને તે કયાં ગઇ હતી ?

શું તે વેહેશીઓના ટોળાંમાં દરદી બનીને શામીલ થઇને ન્હાસી ગઇ હતી ? તેને કાંઇજ સમજ પડી નહી, અને જ્યારે તેના જાન કરતાં ઝીઆદા અઝીઝ તે છોકરી તેના હાથથી બચેલી હમણાં દીલગીરીભરી રીતે ગુમ થઇ ગઇ હતી, ત્યારે હાથપર હાથ ચોકતો, હોટ કરડતો, અને ભરાઇ આવેલા દીલથી રડતો વેલેનતીનો અફસોસપર અફસોસ કરતો હતો !

રડી રડીને આખીર જ્યારે તે ડાકયો, ત્યારે તેણે પોતાના વાલી રીઝીશન–જેનરલના ઘર તરફ શીકસ્તા દીલે પગલાં ઉપાડયાં !

"અરે, અરે, તકદીરની તે કેવી તકલીફ હતી !–હાથ આવેલી ખાઝી ધુળ મળતી હતી!!



તેઓ ખુશ ગુફતેગોમાં મશગુલ હતાં.

# પ્રકરણ ૨૯ મું.

## મ્હેલમાં દર્દની અસર!

ફીલીપા કાઉન્ટેસ ઓવ કેએનોના આરાસ્તા ઓરડામાં રાણી જોના, તેનો આશક રોબર્ટ ઓવ કેએનો, રાણી જોનાની સારથી દોના કેરોલીના, તેનો આશક બરત્રાન્ડ ઓવ આરત્રોઇસ, અને ફીલીપા પોતે, એ પાંચનુ મેજરૂં મલ્યું હતું.

તે બધાંના ચહેરાપર ગંભીરતા છવાઇ હતી, કેમ જે તેઓના કાનોપર વાત આગની ધુમ પેરે ઉડી આવી હતી કે એંડરીઅને કહેલી આફ્ત નેપલ્સમાં ધારવા કરતાં વધારે જલદીથી દાખલ થઇ હતી, અને લોકો દીવાના બનીને રાસ્તાઓપર ટોળાંબંધ દોડતાં હતાં!

કાઉનટેસ ઓવ કેએનો સુફેદ ચદદરની માફક ફીકી બની ગઇ હતી, તોબી તેણે તે દેખાવ છુપાવવાની કોશીશ કીધી, મગર, તેનો ધાસ્તી ભર્યો ચહેરોજ ગુવાહી આપતો હતો કે તે કેટલી બધી બીધેલી હતી! રોબર્ટ તો જાણે કુદરતના તે ખઉફને મચક આપતોબી ન હોય તેમ બેદરકાર બનવાની કોશીશમાં પોતાની માશુકા રાણી જોનાને ધીરજ અને દીલાસો આપતો હતો—જ્યારે બરત્રાન્ડે કેરોલીનાને તે નવા દર્દની દહેશત આપનારી વાત સાંભલીને ધરૂજતી જોઇ ત્યારે તેણે તેને ખુબસી સમજાવી અને ધરૂજરી નહીં બની જવા માટે તસલ્લી આપી, મગર હમેશની તે હસ્તી બોલતી ખુબસુરતી આજે મુંગી મંતર બનીને તેની ખુબસુરતીથીબી ગોયા થોડીસી લુટાઇ ગઇ હતી!

"પ્યારી જોના, એટલી બધી તું એ વાતથી બીહેછ!" રોબર્ટે જોનાના માથાપર હાથ ફેરવતાં કહયું "એમાં એટલું બધું બીહવાનું શાનુ છે, એબી એક દરદ છે."

"મગર તે કેવું ખરાબ!" જોનાએ કહયું "તેના વર્ણનની વાતથી અને તેની યાદથીજ ગોયા લહુ થંભ થઇ જાયછ—ગરમી છોડીને દીલ સર્દ બની જાયછ! ઓ રોબર્ટ તું એ વાતને એમ નજીવી તરીકે ઉડાવવાની કોશીશ કેમ કરેછ? આપણુને ફીઝીસ્યન—જેનરલે એ દર્દનો ખયાલ આપ્યો ત્યારેજ મહારી તો હોશ ગુમ થયલી, અને હવે, હવે તો મ્હારા નેપલ્સપર તે આફ્ત આવીબી પહોંચી!"

"પણ સીર્ફ ખ્યાલથીજ એટલું બધું મુરજાઇ જવું એ નાદાની છે" રોબર્ટે કહયું "તું તો જાણે તે દર્દમાં ફસ્વાની હોય તેમ ધાસ્તી કરેછ!"

"નહી—નહી, એમ ન બોલ" કાનોપર હાથો મુકી દેતાં જોના કમકમીને બોલી "એમ ના બોલ રોબર્ટ, એમ ના બોલ, મ્હારાં દુશમન એ દર્દમાં ફસે."

"ઓ! આપણે જે સાંભલ્યું તે સઘળું જો ખરૂંજ હોય તો!" પોતાની આંખોમાં આંખ નાખી બેઠેલા બરત્રાન્ડને કેરોલીનાએ કહયું. "તો—તો તે એ વબાલ જેમ મુફલીસની ઝુંપડીમાં દાખલ થાયછ તેમજ આએ મહેલમાંબી સહેલાઇથી દાખલ થશે!"

"અફ્સોસ" બરત્રાન્ટે પગપર હાથ મારીને પુકાર્યું "મ્હારા શબ્દો ગોયા પત્થરપર પાણી ખીસાલ ફુઝુલ ગયાં છે!—મ્હારૂં માન, મ્હારી પ્યારી પ્રીતમ, તું એ ખ્યાલને દુર કર,

અને ત્હારા હોટો પર ફરીથી હસવું લાવ–ત્હારા ગાલો પર ફરીથી ગુલાબ ચમકાવ–ત્હારી આંખોમાં પ્યારની મધુરસ જમાવ–અને–ત્હારા આવાઝમાં તે મીઠાસ આમીઝ કર જે મ્હારા જીગરને ખુશીના આતીશથી ગરમ ગરમ બનાવે–હસ હસાવ, બોલ બોલાવ, અને આએ મજલીસને ત્હારા મીઠા ટાહુકા અને શીરીન વાતોથી ખુશનુદ કર–ગમગીનીમાં ખુશીની રંગત જમાવ !"

"પીયા, મહારાં અઝીઝ પીયા," કેરોલીનાએ પોતાનું માથું પોતાના આશક બરત્રાનડના ખભાં પર મુકી દેતાં પ્યારથી કહયું. "મહારૂં દીલ આજે રનજીસ થઇ ગયુંછ–કોણુ જાણે એ વાતથી મને કેમ એવો ખ્યાલ બેસી ગયોછ કે જાણે હુંબી એ દર્દમાં—"

મગર તેજ પળે દરવાજો ખુલ્યો, અને એડરીઅન ત્રેસપેલો અંદર દાખલ થયો.

"શું ?" તેણે બધાં તરફ નઝર ફેરવી ફેરવીને કહયું "બધાંની સુરત ઉપર ગંભીરતા છે! આ વખતે તો તહમે મઉજ શઉકમાં હર સાંજનાં મશગુલ રહો તો આજે કેમ તમે બધાં દીલગીર છો ?"

"નેપલસપર ગાલેબ થયલાં નવા દર્દની વાત ચાલી રહી અને આય બધાં તેથી બીકણુ ધરજરાં બની રહયાંછ" બરત્રાન્ડે જણાવ્યું.

"હા, ઘણી ગંભીર બાબદ તો છે. એ દર્દ બેશક બહુજ બહુજ ખરાબ છે," એડરીઅને ફીલીપાની પાસેની કુરસીમાં બેસ્તાં બેસ્તાં કહયું "પણુ–"

પણુ તે "પણુ" આગળજ એડરીઅન અટકી પડયો કેમુજે એક બુઢયા તે ઓરડામાં ગભરાયલી અકલાયલી દોડી આવી. તે બુઢયા તે તેજ હતી જે વેલેનતીનોને મહેલને પાછલે દરવાઝેથી એક સહાંજનાં લઇ ગઇ હતી અને મહેલમાંથી બહાર નીકળતાંજ એનદરીઆ સમજી વેલેનતીનોને ડાકુએ ગીરફતાર કીધો હતો.

"ઓહ! ગઝબ–ગઝબ !" તે બુઢયા અંદર દાખલ થતાંજ માથાના બાલ પીખીને બોલી "તબાહી–તબાહી ! એ શું વબાલ આપણા શહેરપર આવી પડીછ ! મેં ટોળાંબંધ માણુસોને વહેશી બની જતાં જોયાંછ ! જાણે આપણું આખું શહેર કોઇ પલીદના હાથમાં સપડાઇ ગયુંછ, અને હમણાજ કબ્રસ્તાનની આગલથી મ્હને આવવાનું થયું તો મેં શું જોયુ ! લાશ ખાતા હતા ! દીવાના માણુસો કોઇ અઉરતની લાશને ચબાવતા હતા, અને તેની હદદીને ચુસ્તાં હતાં—"

"ઉફ ! ન બોલ તું વધુ એ," ફીલીપાએ તે બુઢયા તરફ દોડી જઇને તેના મુંહપર પર હાથ મુકી દેતાં કહયું "મહારૂં રૂવેરૂવું કમકમેછ, મ્હારાથી એ વાત સંભલાતી નથી–તું જા–અહીંથી ચાલી જા–જો, જો, નામવર રાણી ત્હારી વાતથી ગશ ખાઇ ગઇછ—જો, કેરોલીના ત્હારી દહેશતનાક ખબરથી બેહોશ બની ગઇછ–અને મહારાં દીલમાંબી અસર થઇછ !–તેથી એ વાતને બંધ કર, અને તું અહીંથી ચાલી જા."

મગર તે બુઢયા ત્યાંથી ચાલી જાય તે અગાઉ તો શોરો ગુલ મચી રહી અને રસ્તાપરથી ચીલ્લાવાનો આવાઝ–બુકવાનો સાદ—અને દીલ ધરજવી નાંખનારી ચીખો ઉઠી રહી ! તે ગઝબનાક ખબરથી થોડીવાર માટે હોશ ફરામોશ થયલી જોના અને કેરોલીના ચીખોથી

ચમકીને ઉઠી ઉભી, અને ફીલીપા, રોબર્ટ, બરત્રાન્ડ અને એડરીઅન સાથે તેઓબી બારીઓ આગલ ધસી ગઇ.

હા, મહેલની નીચેના રસ્તા પર વહેશીઓનું એક મોટું ટોળું દોડતું–દોડતું–નાચતું–ચીલલાતું આવી લાગ્યું હતું !–બે હઝાર કરતાંબી ઝીઆદા માણસોનું તે ટોળું હતું, અને તેમની ચીખથી કાનો કંપતા હતા !

જોનાએ બન્ને હાથો પોતાની આંખો પર ઢાંકી દીધાં અને તે બારીએથી ખસી ગઇ–રોબર્ટબી ખસી જઇને તેની પાસે બેઠો–ફીલીપાબી બારીએથી દુર થઇ–બરત્રાન્ડબી ખસ્યો, પણ એડરીઅન અને કેરોલીના બારીએ ઉભા રહીને ખુબ તે દેખાવ જોતા હતા. એડરીઅન પોતાના ધધાની નઝરથી, અને કેરોલીના તે દર્દની બુરી અસરથી !

કેરોલીનાને બારીએથી ખસાડવા માટે બરત્રાન્ડે ઘણું કીધું, પણ તેનું તમામ બોલવું–તેનું તમામ સમજાવવું–તેના તમામ કાલાવાલા વ્યર્થ ગયાં:–કેરોલીના એક પગલુંબી બારીએથી હટી નહીં, અને તેણે તેમ પોતાના શરીરને એક જુમબીશ નહીં આપી તો નહીં, મગર તેણે બરત્રાન્ડની કોઈ વાતબી નહીં માની !–તે તો પેલા વહેશીઓને ખુબ ગઉરથી જોવા લાગી, અને તેના ચહેરા પર હવે વહેશીયતના ફેરફારો થવા માંડયા: તેની આંખો ટગર ટગર ટીકવા લાગી–તેના હોટો એકેક પરથી જુદા થઇને ફાટે મુંહથી રહયા–તેના કપાલ પર કરચલી ફરી–તેના તમામ બદન પર હઓલનાક હરકતો થવા લાગી !

બરત્રાન્ડે તેને થોડો વાર તે ફેરફારો સાથે ન સમજવે જોયા કીધું, મગર જ્યારે તે સમજ્યો ત્યારે તે હયરાન થયો કે કેરોલીના પર તે નવા દરદે પોતાનો હાથ મારી દીધો હતો ! ! બરત્રાન્ડે પોતાના સઘળા ઝોરથી હવે કેરોલીનાને ખેંચીને બારીએથી દુર કીધી, પણ બીજીજ પળે એક લાંબી ચીખ સાથે તે ખુબસુરત નાઝુક અઉરતે એટલું તો ઝોર વાપર્યું કે કોઈ ઝોરદાર મર્દ, અને–અને તે ફરીથી બારીએ જઇ ઉભી રહી !

આહીસ્તા અને આહીસ્તા કેરોલીનાના આખા શરીરમાં ધીરી હીલચાલ થવા માંડી–તે રફતા રફતા વધી ગઇ–બરત્રાન્ડે ગભરાઇને તેના કાનો પર પડીને કહયું "કેરોલીના, કેરોલીના, પ્યારી પ્રીતમ, મ્હારી તરફ ઝરા જોઇ તો લે—"

પણ તે દર્દની અસરમાં સપડાયલી સુંદર કેરોલીનાએ પોતાના આશકનો હાથ ઝોરથી ખસાડી મુક્યો, અને બીજી પળેજ એક ચીખ પાડતાં હવે બારીએથી દુર થઇને તે નાચવા કુડવા અને ભુસકા મારવા લાગી. તે દરવાઝા તરફ ગઈ, મગર ફીલીપા અને જોનાએ દોડી જઇને દરવાઝો બંધ કીધો, અને રોબર્ટ, બરત્રાન્ડ અને એડરીઅને કેરોલીનાને પકડીને બેસાડવા માંડી ! પણ, ફુઝુલ. કેરોલીનાના શરીરમાં તો કોઇ શેરનું, કોઇ અઝદાહનું, યા કોઈ રાક્ષસનું ઝોર આમીઝ થઇ ગયું હતું, અને તે ત્રણે મર્દોને મચક આપતી નહી હતી ! !

તે નાચવા લાગી, અને તેનાં કપડાં એવી રીતે તે નાચ દરમ્યાન ઉડતાં હતાં કે જાણે પંખો એક ગોલ હોય અને તે કેરોલીનાની કમરે વીંટલાઇ ગયો હોય !–તે ચીખ મારીને નાચતીને ભુમ પાડીને પડતી–તેના બર્ફ જેવા હાથ ઉપર અને નીચે, આજુ અને બાજુ હાલવા લાગ્યા–અને તેના મુહમાંથી ફીણ–ફીણ નીકલતું હતું !

"જાઓ, રોબર્ટ, બરત્રાન્ડ, તમે લોક દોડી જાઓ. મ્હને એક વીચાર આવી ગયોછ,

ત્હમે દોડી જઇને આપણી રાણીના સાઝનદાઓને અહીં આ ઓરડામાં બોલાવી લાવો કે તેઓ મીઠા મીઠા સંગીતને વજાડે—જોઇએ તો ખરા સંગીતથી આએ દર્દ કંઇ દબે છે!"

રોબર્ટ અને બરત્રાન્ડ દોડી ગયા, અને થોડાજ વખ્તમાં સંગીત શુરૂ થયું, મીઠો મીઠો સરોદ નીકલ્યો, અને ઓ તઅજ્જુબી! કે સંગીતના આવાઝ સાથે કેરોલીનાનુ નાચવું-દોડવું કમ થતું ગયું—તે એક બાજુએ બેસી ગઇ—તેના હાથ પગની ધ્રુજરી ધીમી પડી—ચીખો અને ચીચીઆરીઓ નરમ થઇ—કેરોલીનાનું સીનું જે ધડક ધડક ઉડતું હતું તે કમતી ઉડવા લાગ્યું—તેના ચહેરા અને હોટ પરથી ઉડી ગયલો રંગ પાછો આવવા લાગ્યો—અને સંગીતના આખીરી દમ સાથ આહીસ્તા આહીસ્તા કેરોલીના નસોસ થઇ, અને પછી, બેહોશ થઇ ગઇ!

---

## પ્રકરણ ૩૦ મું.

### પાપાઓનો નવો પ્રપંચ!

કેરોલીના તો બર ઉંઘમાં પડી તે સ્હાંજ સુધી તેમજ રહી. જોના પોતાના ઓરડામાં તેના આશક રોબર્ટ સાથે ગુફ્તેગોમાં ગુંટાઇ, અને ફીલીપા તે સ્હાંજના એક જવાન નાદાન છોકરી રમત કરતી હોય તેમ પોતાની પાસે મુકેલાં ફુલોથી રમતી રમતી કોઇ ખ્યાલ કરતી હતી.

ફીઝીશ્યન-જેનરલ તેને શોધતો આવ્યો અને તે તેને લઇને પોતાના કમરામાં કોઇ ખાનગી મસલહત માટે ગયો.

"આજે સ્હવારે" ફીઝીશ્યન-જેનરલે પોતાની માશુકા આગળ વાતની શુરૂઆત કરતાં કહ્યું "પેલો જાસુસ જવાન જે ડાકુ સરદાર બુરીઅનના તહેખાનામાં એક ડાકુ તરીકે નઉકરી કરેછ અને બુરીઅનની બધી વાત મ્હારી આગળ હીંયા છુપો લાવ્યો હતો. તે તહેખાનાની બહાર બુરીઅનના કોઈ કામસર બહાર આવ્યો કે મ્હને મલ્યો, અને તેણે ડાકુઓના તે તહેખાનાનો આએ નકશો મ્હને આપ્યો છે."

"એથી શું થશે?" ફીલીપાએ પુછ્યું.

"એથી શું થશે કે હું જે ફટકો એ ડાકુ સરદારને મારીને તેના કામમાં તેને માત કરવા માંગુછ તેનો એક સંપુર્ણં રાસ્તો મ્હને મળશે," એડરીઅને જવાબ આપ્યો, અને તેણે વધારયું "એ બુરીઅન બહુજ ઝોરાવર આજ કાલ થઇ ગયલો છે, અને જો એ ઝહરીલા સાંપને આપણે કચડવાનો કોઇબી મઉકો હાથ આવેલો છોડી દઇશું તો કોઇ દહાડે એ નેપલ્સનો ધણી થઇ બેસશે, અને આપણુને રખ્કતા કરી મુકશે, મ્હને એ ઝહરી સાંપના દંખને તોડવાની અને તેના સરને કુચલવાની હાલ એક ટક મલેલી છે: પેલા જાસુસ જવાને મ્હને જણાવ્યુંછ કે પરમ દીવસે બુરીઅન પોતાના તમામ ચાલુ હઝાર ડાકુઓને તહેખાનામાં ઝીઆફત આપવાનો છે, અને તેથી નેપલ્સની બહાર તેનો એકબી ડાકુ નહીં રહેવાથી આપણે તેના તહેખાનાના દરવાજાઓને ઘેરી બેસશું."

"ઝીઆફતની મઉજમાં તેઓ હોય તેટલાં આપણા લશકરને તહેખાનામાં દાખલ કરીને એ બધા ડાકુઆને કાપી નાંખો તો કેમ?" પ્રીલીપાએ ભવાં ચડાવીને ચલાવ્યું "એ ડાકુ સરદારને તો કાપીને રીઝરીઝ બનાવો, કે એની બોટી બોટી થઈ જાય તો આપણને વધુ વાર ન સતાવે."

"જોઇએ, આપણા હાથમાં આએ નકશો છે જે આપણને મદદ તો ઘણી કરશે, લેકીન મ્હને તો એમ લાગેછ કે એના તહેખાનાની આજુબાજુ દીવસો સુધી ઘેરો નાંખીને અંદર તમામ ડાકુઓને ભુકમરાએ મારવા. દરવાઝાજ બંધ કરી દઇશું તો બહાર નીકલવાનો રસ્તોજ નહીં રહેશે, અને ડાકુ અંદરના અંદર તમામ થઈ જશે."

"ત્યારે શું એ ડાકુ સરદારના મીત્રો ડયુક ઓવ ડુરા, આરચબીશપ ઓવ તેરેનતો, અને બીજા દેશવીરોધી ઉમરાવોબી પરમ દીવસે બુરીઅનના તહેખાનામાંની ઝીઆફતમાં શામીલ થશે કે?" પ્રીલીપાએ પુછયું.

"એ લોકો પોતાને દેશવીરોધી ઓલખાવતા નથી, એ લોકો તો રાણી જોનાના વીરોધી છે અને નેપલસને માટે એનદરીઆને લાયક ધારે છે" એડરીઅને સમજાવ્યું "આપણા એ દુશમનો બુરીઅનની ઝીઆફતમાં શામીલ થનાર છે કે નહી તેની હજુણુ મ્હને પેલા જાસુસે ખબર આપી નથી, પણ આજકાલમાં તે ખબરબી મેળવવાની હું કોશીશ કરીશ."

"તબી તે પેલા જાસુસથીજ ખબર મેલવી શકશો કેની?" પ્રીલીપાએ એડરીઅનના હાથ પર પોતાનો હાથ દાબતા પુછયું.

"નહી–નહી, મહારા જાન, મેં એ મુદદઇઓને પકડવાના કાંઈ એક બે રારતા રાખ્યા નથી" વડાઇ લઇને એડરીઅને સમજાવ્યું. "ડયુક ઓવ ડુરાના ખુદ મહેલમાનાં દરવાઝા અને દીવારોબી મારી સાથ વાત કરેછ. જ્યારે ગમે ત્યારે ડુરાના મહાલમાં દાખલ થઇને હું એક બોગીર મારફતે ડયુકના કાગલ્યાંઓ વાંચી શકુછ અને તે જે વાતો ચલાવેછ યા મનમાં બડબડેછ તેનોબી સંસારો હું મેલવી શકુછ. આવતી કાલે સ્હાંજના ડુરાના મહાલમાં ડયુકના પોતાના ખાનગી ઓરડામાં આરચબીશપ ઓવ તેરેનટો અને બીજા ઉમરાવો ભેગા મળનાર છે જે વખતની તેઓની વાતચીતનો એક શબ્દબી મ્હારા કાનોથી દુર જશે નહીં–પેલી બોગીરમાં છુપાઇને હું બધું સાંભળી લઇશ, અને તેઓ શું કરનાર છે તે જાણીશ."

"આપ તો બડા હુશીઆર છો" પ્રીલીપાએ પોતાના આશકને છાપરે ચઢાવ્યો, "ત્યારે હવે વહાલા જાન, તમે એનડરીઆના સબંધમાં શું કરવા ધારો છો?"

"તેજ વાતપર હું આઉછ." બદમાશ એડરીઅને ચલાવ્યું, "એ ડાકુ સરદાર બુરીઅનને આપણે માલ કીધો અને એનદરીયાનું કાટલું કાઢી નાખ્યું તો પછી ડયુક ઓવ ડુરા અને આરચબીશપ ઓવ ટેરેનટો પોતાના ઉમરાવ દોસ્તો સાથે જખ મારેછ."

"ત્યારે શું એનદરીઆને મારી નાંખવા માંગોછ કે?" મનમાં ખુશી થઇને પ્રીતરતી પ્રીલીપા પુછવા પડી.

"તો શું તું તેને જીવતો જોવા માગેછ?" એડરીઅને કંઇક અનર્થ ઉઠાવતાં સવાલ કીધો, "પ્રીલીપા, યાદ રાખ કે એ કાંટો જ્યાં સુધી આપણા રસ્તા વચ્ચેથી સાફ નહી થશે ત્યાં

સુધી હવે મ્હને સુખની નીંદ નહીંજ આવશે. આપણા હાથમાં હમણાં એક અજાયબ મોકો આવેલો છે જે વખ્તે જો એનદરીઆને ઠાર કરશું તો રીઆયાને આપણા પ્રપંચનો કોઇ સ્વપનોબી નહી આવશે."

"તે કેમ? તે શું?" અધીરી પડી જઇને ફીલીપા બોલી.

"તે હજુણ મ્હારા જેટલી ચાલાક નથી, પ્યારી ફીલીપા" ઉકમાઇથી બદમાશ એડરીઅને ફીલીપાનો હાથ પકડી લેતાં કહયું "જો, આપણા શહેરમાં નવું દર્દ આવીમી ચુકયુંછ-વળી એ દર્દ મહેમાં ગાલેબ થઇને કેરોલીના પર અસર કરી ચુકયુંછ તેની રઇયતને ખબરબી આ થોડા કલાકના અરસામાં પહોંચી ગઇછ-અને તેથી—"

"હા-હા, હું સમજી, હું સમજી" એકદમ પુકારીને ફીલીપા બોલી "ત્યારે આપણે રાણી જોનાના ભરતારને મારી નાખશું અને બુમ ઉડારશું કે એનદરીઆ તો નવા દર્દનો ભોગ થઇને મરી ગયો, કેમ?"

"હા, એમજ" એડરીઅન પોતાની માશુકાની ચાલાકી માટે ખુશી થતો બોલ્યો "એનડરીઆને ગલે ફાંસો દઇને કે એને ગુંગલાવી દબાવીને પહોંતો કરશું, અને પછી રીઆયામાં વાત ફ્યલાવશું કે એનદરીઆ નાચી-કુદી-ફીણ ફીણ થઇને નવા દર્દની અસરથી મરી ગયો, અને પછી આપણે આપણા બીજા મુદદઇઓનો ઘાણ કાઢી નાખશું, મગર, યાદ રાખ, એ બાબદમાં રાણી જોનાને આપણી સાથે શામીલ કરવી જોઇએ."

"રાણી જોના પોતાના ધણીની કંઇજ પરવાહ કરતી નથી" ફીલીપા બોલી "મ્હારા એડરીઅન, હું જેમ મ્હારા ધણી લુપોની પરવાહ કરયા વગર ત્હમારા હાથોમાં આવી પડી, તેમજ આપણી જોનાબી પોતાના શઓહર એનદરીઆની દરકાર કર્યા વગર મ્હારા બેટા રોબર્ટના હાથમાં એવી તો રમી રહીછ કે રોબર્ટ એને જેબી કહેશે તે કરવા એ એકદમ તઈયાર થશે.—હું રોબર્ટને શીખવીશ કે એના વરને મારવા એનેબી શીશામાં ઉતારે, અને ત્હમે જોજો તો ખરા કે જોના કેમ પોતાના શઓહરનું કાટલું કાઢવા આપણી સાથ તઇયાર થઇ જાયછ તે!"

"આએ નવા દર્દે આપણુને એક અચ્છી તક આપીછ, ફીલીપા" બદમાશ એડરીઅને જતાં જતાં કહયું "અને યાદ રાખ કે એનડરીઆને મારી નાંખવાનો એ મોકો આપણુને ચુકવાનો નથીજ નથી."

## પ્રકરણ ૩૧ મું.

### અંતકરણનો ડંખ.

બીચારો વેલેનતીનો!-તે લુસીઆને માટે દેવલમાં જતો હતો પણ લુસીઆ ત્યાં આવીજ શકતી નહી હતી! વેલેનતીઓએ તેથી અંદેશા પર અંદેશા કીધા કે રખે લુસીઆ પેલા

વહેશીઓના ટોળાંમાં શામીલ થઇને વહેશી બનીને તબાહ થઇ ગઇ હોય!–આપણે આજે જ્યારે એને ફરીથી જોઇએ છીએ ત્યારેભી એ લુસીઆને જોતોજ સાનતા શીરાના દેવલ તરફ ગયો હતો.

ગમગીર તે દેવળ તરફથી પાછો ફર્યો, અને પોતાના ઘર–તેના વાલી એદરીઅનના મકાન–તરફ પાછો ફરતો હતો, તેટલાં મયદાનમાંથી પસાર થતાં એક મોટા દરખતની આડમાં તેણે કોઇ જવાન શખસને રડતો અને તઉબા કરતો સાંભલ્યો!–વેલેનતીનોને આતુરતા તેને જોવાની થઇ તેથી ત્યાં આગલ ગયો, અને જ્યારે પેલા જવાને પોતાની ચશમો નીચી કીધેલી ઉપાડી ત્યારે તે વેલેનતીનોને જોઇને કંઇક ગભરાયો!

મગર, એક પળ, કેમજે બીજીજ પળે બેઉએ એક બીજાને પચચાણ્યા!

"કોણ, ડાકુ સરદાર બુરીઅનના તહેખાનાનો તું દોસ્ત, ફલોરેલો?" વેલેનતીનો બોલી પડયો.

"હા વેલેનતીનો, હું ફલોરેલો છું, જેણે તુંને તહેખાનાની બહાર કાઢતી વખ્તે સાથ આપી હતી." પેલો બોલ્યો.

"તું રડેછ? ફલોરેલો! તું રડેછ?"

"હા, દોસ્ત."

"એક બચ્ચાંની માફક રડેછ તેનું કારણ? સખ્ત દીલનો એક ડાકુ થઇને તું રડેછ તેનો સબબ?" વેલેનતીનોએ પુછ્યું.

"અંતકરણનો ડંખ! વેલેનતીનો, અંતકરણનો ડંખ એવો મ્હને ડંખેછ કે એ દંશ ખમાતો નથી અને આહોઝારીનો દમ ભરૂંછ, રડુંછ. અને રડીને–તઉબા કરીને મ્હારા ગુન્હાની તોજેશ કરૂંછ."

"શું તેં કોઇનું ખુન કીધુંછ? કાંઇ નીરદોશને તેં તબાહ કીધોછ?" વેલેલતીનોએ તેની પાસ બેસી જતાં ચાહયું કે તેના ગુન્હાથી વાકેફ થાય.

"નહીં, કોઇનું ખુન તો નથી રેડયું, કાંઇ નીરદોશના જાનપર તડાપ તો મેં નથી મારી" ફલોરેલોએ જણાવ્યું "મગર, મ્હારૂં અંતકરણ મ્હને એ કારણથી ડંખેછ કે મ્હારા ગુન્હાથી કદાચ હવે લહુની નીકની નીક ચાલે, અને તે લહુમાં કદાચ મ્હારા આકાનું લહુ આમીઝ થઇ જાય!"

"એટલે!" વેલેનતીનોએ પુછ્યું.

"એટલે એ કે હું મ્હને નમક આપનાર આકાને બેવફા થયોછ" ફલોરેલો બોલ્યો. "આજ સુધી મેં જેટલી બેવફાઇ કીધી તે મ્હને ડંખતી નથી, પણ જે વાત મેં હાલ કહીછ અને જે વાતથી પરમ દીવસે મ્હારા સરદાર બુરીઅનપર આફત આવી પડે તે વાતને લીધે હું–બોલ્યા પછી–હવે હયરાન હયરાન અને પશેમાન છું."

"વધારે ખુલ્લા શબ્દોમાં સમજાવ, ફલોરેલો, તું વધારે ખુલ્લા શબ્દોમાં મ્હને સમજાવ, બુરીઅનપર શું આફત આવનાર છે? બોલ, બોલ, જલદી બોલ. બુરીઅનને ખાતીર તો હું મ્હારો જાનભી સદકે કરવા તઇયાર છું. તે ત્હારો આકા છે, તો મ્હારો અઝીઝ મુરબ્બી છે."

વેલેનતીનોએ તેનો હાથ પકડી લેતાં કહયું "ફ્લોરેલો, બોલ."

"વેલેનતીનો, પ્યારા દોસ્ત,હું જાણુંછ કે તું મહને ફસાવશે નહીં. અને તેથીજ હું ત્હારી આગળ મ્હારૂં પેટ ખાલી કરવાને અચકાતો નથી—હું ધારૂંછ કે હું ત્હારી આગળ એ વાત કહેવશ તો મ્હને પોતાનેબી નુકસાન નહીં થશે, અને જે વાત મ્હારી નાદાનીને લીધે મ્હારા મોઢાંમાંથી બહાર પડી ચુકીછ તે વાતથી ખરાબી જે બનનાર છે તે બનતી અટકશે." ફ્લોરેલો બોલ્યો "જો કે હું ડાકુ સરદાર બુરીઅનનો નકર છતાં, મ્હારી કમતમીઝીથી મેં તેના એક મુદ્દઈ સાથે દોસ્તી કીધી, અને પઇસાની લાલુચને વાસ્તે મેં બુરીઅનના તહેખાનાની વાતો વારંવાર તેની આગલ કર્યા કીધી. મેં વલી બુરીઅનના તહેખાનાનો નકશોબી તે શખ્સને પહોંચાડયો, અને પરમ દીવસે ડાકુ સરદાર નેપલ્સમાં ફરતા રહેતા પોતાના તમામ ડાકુઓને તહેખાનાની અંદર ભેગા કરીને એક મોટી ઝીઆફત આપનાર છે જે વાતબી મેં તેને કહી—તે મ્હારા આકાને મારશે એવો ખ્યાલ મ્હને હવેજ આવેછ, અને મ્હારૂં અંતઃકરણ આજે ડંખપર ડંખ મારીને મ્હને એજ કહેછ કે "ફ્લોરેલો, તું નમકહરામ થયોછ, અને ત્હારા આ પલીદમાં પલીદ ગુન્હાથી લહુની નદી વહેશે!"

"બહુજ ખરાબ કામ તેં કીધુંછ." વેલેનતીનો બોલ્યો.

"ઓ વેલેનતીનો, મ્હને તું ધીકકાર ના, મ્હને તું નફરતની નઝરથી ન જો—પણ મ્હારી પર દયા કર, અને હવે તું મહને ફસાવ્યા વગર મહારા આકા બુરીઅનને બચાવ—હું ત્હારો નેહાયત અહેસાનમંદ થઇશ." અને પાપ કરીને પસ્તાયલો, અંતકરણના ડંખથી ઝખમાયલો, તે જવાન ડાકુ, એડરીઅનનો જાસુસ, વેલેનતીનોના પગોપર પડીને તેના કાલાવાલા કરવા લાગ્યો.

"હું તુને ફસાવશ નહીં, અને મહારા મુરબ્બીને હું બચાવશ." વેલેનતીનોએ કહયું "મગર, તું મહને એ બતાવ કે તેં કોણુને નેક બુરીઅનના તહેખાનાનો નકશો આપ્યો અને તેની ઝીઆફતનો ભેદ કહયો?"

"મહને માફ કર, વેલેનતીનો, મહને માફ કર કે હું તુને તે નામ આપી શકતો નથી—મહને માફ કર, મહારા નેક દીલ દોસ્ત, અને મહને હવે ઇજ્જાઝત આપ, હું તહેખાનામાં જવા બહુ ઇંતેજાર છું."

અને તે નેક ઉદાર દીલના જવાન વેલેનતીનોએ તેને તે શખ્સનું નામ ન પુછ્યું, અને તેને જવા દીધો. અંતકરણના ડંખથી આજીજ થયલો તે ડાકુ ફ્લોરેલો હવેજ કંઇક ધીરજ પામીને ચાલ્યો, અને તેણે ધાર્યું કે તે ફસસેબી નહી અને તેનો સરદાર મરશેબી નહી. તેણે વેલનતીનોને થોડાજ વખતમાં ઘણો પયચાણ્યો હતો, અને તેથીજ તે હવે તસલ્લી આનીને પોતાને રાસ્તે પડયો.

ફ્લોરેલો ગયો, અને અર્ધોક કલાક પસાર થયો કે વેલેનતીનોએ ઝાડની આડથી બહાર નીકળીને મયદાનમાં ઉભા રહીને પેલું રણસીંગ વજાડયું—અને થોડાજ વખતમાં તેની સામે આંઠ ડાકુઓ ઘોડા કુદાવતા આવી ઉભા!

આહહા! પાક ખુદાની શું કરામત હતી! બદમાશ એડરીઅન જે પ્રપંચ કરવા ધારતો હતો તે પ્રપંચને તેનાજ ઘરમાં પાલાએલો છોકરો અજાણપણે ઉંધો વાળવા તઈયાર થયો હતો!!

# પ્રકરણ ૩૨ મું.

## નેકીના બદલામાં નેકી.

"આપ બીરાદરને માટે અમો આજે શું મદદ આપીએ ?" ડાકુઓમાંના એકે આગલ વધીને પુછયું.

"આપના સરદાર આગળ મ્હને લઈ જાઓ" વેલેનતીનોએ જવાબ આપ્યો "મ્હારે સરદાર બુરીઅન સાથ કેટલીક ખાનગી અને ઘણી અગત્યની વાત કરવી છે."

"એમ છે? તો પછી અમારામાનો એક ત્હમારી સાથે આવશે. એતોકર, તું મ્હારા ઘોડાપર મ્હારી સાથે બેસી જા, અને ગાસપર તું આએ જવાનની સાથે સરદાર આગલ જા—બીરાદર વેલેનતીનો, આપ મ્હારા ડાકુ ભાઇ એતોકરના ઘોડાપર સ્વાર થઇને ગાસપરની હમરાહ થઇ નામવર બુરીઅન આગલ સીધારો, અને સલામ અમો હવે જઈશું."

તે ડાકુના ફરમાવ્યા મુજબ થયું, કે વેલેનતીનોનો હાથ પકડીને હલાવતાં તેણે કહયું "હવે અમને ઇજાઝત છે ?"

"પાક ખુદા હાફીઝ." વેલેનતીનોએ સલામ ચાહી.

"પાક ખુદા મદદગાર બાશદ." ડાકુએ કહયું. અને પછી બેઉ તરફના રાસ્તાઓ પકડવામાં આવ્યા. વેલેનતીનો ગાસપર સાથે ડાકુઓના તે નેક સરદારને પોતે જાણેલી વીગત કહેવા ઘોડો દોડાવી ગયો.

થોડાજ વખત પછી સરદાર બુરીઅનની સનમુખ વેલેનતી ઉભો, કે ડાકુ ગાસપરે સલામ કરીને ત્યાંથી પોતાનો રાસ્તો લીધો.

"કેમ બેટા ? અહીં સુધીની તકલીફ ?" બુરીઅને હાથ આપીને વેલેનતીનોને ઘોડાપરથી પોતે ઉતારનાં ઘણી તાઝીમથી પુછયુ, "તુને કોઇ આપદા તો નથીની ?

"નહીં,—શુક્રે પાક ખુદા ! હમણા સુધીમાં તો આપદા જેવું કાંઇજ નથી, કેમજે મ્હારી હાલત સુખી છે." વેલેનતીનોએ ખુશી થઇને કહયું.

"અને જો તેમ નહીં હતે તો પછી હું મ્હારા ખઝાના પાસે અને તહેખાનાની દીવારોમાં તુને રાખી લઇને આપદાથી દુર કરતે" બુરીઅને કહયું, અને પછી કંઈ યાદ આવી ગયું હોય તેમ વધાર્યું "હા, પણ બેટા, તું એટલો તો નેક અને પ્રમાણીક છે કે મ્હારા જેવા ડાકુની રોટીપર ઝીંદગી બસર કરવા હું ધારૂંછ કે ખુશી નહીંજ થતે ! અફસોસ, અપ્રમાણીકપણાંની રોટી જાનને ખુશનુદી આપતી નથી !"

અને જ્યારે તે નેકદીલ ડાકુ સરદારની છાતીથી એક ભારી નીસાસો ઉઠયો, ત્યારે વેલેનતીનોએ કહયું "હું સમજયો. આપ કહેતા હતા તેમ આપ કોઇ કારણને સબબેજ આ ડાકુનો પેશો હાથ કર્યો છે, મગર આપ ખરા દીલથી એ પેશા માટે પશેમાન છો."

"પાક પરવરદેગારનો આભારી છું કે મેં આજ સુધીમાં કોઇ મુફલીસને હયરાન નથી

કીધો–વેલેનતીનો, મેં તવંગરોના ઝેવરપર હાથ માર્યોછ, અને ગરીબોની આંતરડીની દુઆ લીધીછ."

"તો ન ગભરાઓ, મ્હારા અઝીઝ મુરબ્બી, ન ગભરાઓ. પાક ખુદા ત્હમારી નેકદીલી માટે જહન્નમના દરવાઝાને કુફલ લગાવશે, અને જન્નતના પરસ્તાનમાં ત્હમને શાદ બનાવશે." વેલેનતીનોએ દુઆ ચાહી.

"આહહા! કોઇ ફીરીશ્તો હોય તેમ તું બોલેછ. મગર, બેટા, તું મ્હને કહેશે કે આટલે દુર તેં તકલીફ ઉઠાવી કોણ સબબથી?" ઘણી માયાથી વેલેનતીનોના ખભાંપર હાથ મુકીને તે ડાકુ સરદારે પુછ્યું.

"એક જોખમનો આપને ઇશારો કરવા આવ્યોછ–યા આપને કોઇ ખતરનાક આફત આગલ આવતી અટકાવવા માટે ચેતાવવા આવ્યોછ." વેલેનતીનોએ કહયું.

"તું મ્હને ચેતાવવા આવ્યોછ? કયા ખુબ!, અઝીઝ લડકા, હું તને જેટલી વાર જોઉં છું તેટલી વાર મ્હારા દીલમાં ત્હારે માટે પ્યાર છુટે છે. ગોયા–તું મ્હારો પોતાનો બેટો હોય!" તે ડાકુ સરકારે દીલનો ખુલાસો કીધો "સુનાવ, હું તઇયાર છું સાંભલવા, શું આફત છે? શું જોખમ છે? તે મ્હને કહે તું!"

"મુરબ્બી, આપ પરમ દીવસે ત્હમારા તમામ ડાકુઓને એક ઝીઆફત આપનાર છો તે વાત ખરી છે કે?"

"હું તઅજજુબ કરૂંછ કે એ વાત ડાકુઓ સીવા બહારના કોઇએબી જાણવાની નથી તો તે કેમ જાણી?" સરદારે અજાયબી મનાવી.

"મુરબ્બી, હું કયાં બહારનો છું? શું આપ જુદાઇ ગણોછ?" અને ચેષ્ટાંની ઢબે તેમ બોલતાં વેલેનતીનો ખુશ મીઝાજ થયો.

"નહીં–નહીં, અઝીઝ લડકા, તું ન દીલમાં મુરઝા કે મેં બહારનો તુંને કહયો! તું મ્હારા પોતાના બેટા જેવો છે, મગર તુંનેબી એ વાત જાણવાની નહીંજ હતી એમ હતું!"

"તો ઠીક–પણ, હવે તો આપ જાણી ચુકયાછ કે શીશામાં બંધ કીધેલી એ વાત શીશાથીબી નીકળી ગઇછ, ત્રણ હઝાર ડાકુઓ ઉપ્રાંત બહારના કોઇએબી એ વાત જાણી લીધીછ અને આપ જ્યારે તમામ ડાકુઓ સાથે ઝીઆફતની ન્યામતમાં શુકરગુઝાર થતા હોવ ત્યારેજ આપ પર હુમલો લાવવામાં આવનાર છે."

"આખા નેપલ્સમાં રાણીના સીપાહો સીવા કોઇ એક ઉફબી મારી સામે કરી શકનાર નથી, જો સર ઉઠાવે તો ઉઠાવે ફકત રાણીની ફઉજ, અને તેબી શાને વાસ્તે?—"

"સીર્ફ પોતાની તબાહીને વાસ્તે."

"રાસ્ત ગોફ્તી,–શાબાસ, બેટા શાબાસ." ખુરીઅને વેલેનતીનોનો બરડો ઠોકીને કહયું. "લેકીન, બહુજ અગતની ખબર તું લાવ્યોછ કે અમો બધા તહેખાનામાં ઝીઆફતમાં મશગુલ હોઇએ ત્યારેજ દુશમન હુમલો લાવનાર છે, અઝીઝ લડકા, તેં આંજે અચ્છી ફર્જ અદા કરી દીધી છે, કેમકે મને લાગેછ કે દુશમનોએ મારા તહેખાનાના જવા આવવાનો રસ્તો જાણ્યો છે, અને મારી વાતથીબી જાણીતા થવા માટે કાંઇક ફતેહ મેળવી છે."

"પાક ખુદા આપને સલામત રાખે."

"બેટા, તારી નેકીભરી ખબરથી હવે હું ચેતેલો રહીશ, અને રાણીના સીપાહો અને ફઉજને માટેબી કોઇ ઝીઆફત તઈયાર રાખીશ, આવવા તો દે, પછી બુરીઅનબી કોઇ મઝેહદાર મીઠાઇ પેશ નઝર કરશે—એવો તો સ્વાદ ચખાડું કે મજાલ હોય કે બીજીવાર સરબી ઉઠાવે, યા શમશીરબી ચલાવે !"

"વ્હા, વ્હા !" વેલેનતીનો ખુશી ખુશી થઈ ગયો.

"અઝીઝ લડકા ! ચોથેજ દીવસે તું જાણી શકશે કે ડાકુ બુરીઅને નેપલ્સની રાણીની ફઉજને ચમટીમાં મસલી નાખી!"

"હવે મુરબ્બી, મ્હને ઇજાઝત છે ?" વેલેનતીનોએ માંગી લીધું.

"સીધારો, બેટા સીધારો—પાક ખુદા તું મ્હારા અઝીઝની ઉમરદરાઝી કરે, અને ચયનો રાહતની ઝીંદગી બક્ષે !"

અને તેમ બોલતાંજ તે ડાકુ સરદાર પોતાના બેટા મીસાલ ગણતાં વેલેનતીનોને તેની ઘણી અગતયની ખબર માટે ખુશીનો દીવાનો બની જઇ બગલગીર થયો, અને પછી તેને જવાની રજા આપી.

---

# પ્રકરણ ૩૩ મું.

## બુરીઅન અને રોબર્ટ.

તે સ્હાંજના-તે ઝીઆફતની સ્હાંજના--એડરીઅન ત્રેસપેલોનો શીખવેલો રોબર્ટ બસો ચુનંદા સીપાહોની એક ટુકડી જે માથાથી પગ સુધી હતીયારબંધ હતી તે લઇને ઝીઆફતમાં મશગુલ થયલા ડાકુઓને તેઓના તહેખાનામાંજ બંધ કરવા નીકલ્યો !—લડવાનું તો નહીં હતું, સીરફ અંદર ઉતરેલાઓના દરવાઝા બહારથી પુરી લેવાના હતા, અને તે કામને વાસ્તેબી બસો તમામ હતીઆરબંધ ફઉજની જરૂરત હતી!

રોબરટ તેઓનો સરદાર હતો—જે રોબરટ, આપણે જાણીએછ તો ખરા કે, હીમતદાર માછીમાર લુપો અને પીતરતી પીલીપાનો બેટો હતો; તેથી તેનામાં જેમ પીતરત હતી તેમ લુપોની હીમતબી શામીલ હતી, એટલે તે ગયો!

મગર, ડાકુ સરદારના ગુફા આગલ ઝઝકલાને શુમારે જ્યારે તેઓ પહોંચયા તયારે દરીયાવનો ઉછળતો મોજો એકદમ શરીરપર આવે તેમ રોબરટ અને તેના સીપાહોપર હતીઆરબંધ ડાકુઓની એક ટોળી ધસી આવી, અને વળી ચારે તરફથી બીજા લુટારૂઓની ન્હાની ન્હાની ટુકડીઓએ તેમને ઘેરી લીધા !—રોબરટનાં સીપાહોએ જોયું કે લડવામાં માલ નહી હતો, કેમજે મુકાબલા લઇ રેડવાથી કાંઇબી ફાયદો ઉઠાવી શકાય તેમ હતું નથી; તેથી, રોબરટની ફઉજ ડાકુઓને શરણ થઇ અને તેઓએ પોતાના હતીયાર ઉતારી મુક્યા!

"બુઝદીલ !—નામર્દ !—દગલબાઝ ત્હમો સીપાહો !" રોબરટ પોતાના સીપાહોને શરણે જતા

જોઇને પુકારી ઉઠયો, જે વખતે તેની આંખમાંથી અગનીના ચમકારા થતા હતા "મગર, હું તહમો નામર્દોની મીસાલ તાબે થનાર નથી."

અને તેટલું બોલતાંજ તે શમશીરથી ડાકુઓપર હુમલો કરવા દોડયો કે સરદાર બુરીઅનની શમશીર રોબરટની તલવારપર લાગી, અને રોબરટના હાથમાંથી તે હતીઆર પડી ગયું! તેજ વખતે બુરીઅને પુકાર માર્યો "એને ગીરફતાર કરો—એના હતીઆરો જુટવી લો—મગર, યાદ રાખો, કે એના એક બાલનેબી કોઇ ઇજા નહી કરે."

તુરતજ તે હુકમ પ્રમાણે અમલ કરવામાં આવ્યો, અને રોબરટ થોડીજ પલમાં હતીઆર વગરનો થઇને ડાકુઓનો કયદી બન્યો!

"એતોકર" બુરીઅને કહયું "આએ તમામ માણસોના હતીયાર બધેબધા ઉતારી લો, જો જો એકબી બાકી રહી નહીં જાય અને એવી હીણુપસ્તી ભરેલી હાલતમાં એમને પોતાની રાણી પાસે જવા દો કે તેબી જાણે કે ડાકુઓ સામે સર ઉઠાવવામાં કોઇ હાસલ નથી!" અને પછી તે સરદારે પોતાના બીજા ડાકુ તરફ ફરીને કહયું "ગાસપર, તહમે આપણા બાઇઓની એક ટુકડી સાથે એમને એમની સરહદમાં જઇને પહોંચાડી આવો કે રાણી જોનાના બરોબર ખ્યાલમાં આવે કે ડાકુ સરદાર તેના બીજા માણસોની એક તણખલા ભારબી દરકાર કરતો નથી."

તે બેઉએ બુરીઅનનું કહયું કરવાની તઇયારી કીધી કે બુરીઅન બીજા એક લુટારૂ તરફ જોઇને બોલ્યો "સર રોબર્ટને તહેખાનાના મહારા ઓરડામાં લઇ ચાલો."

બુરીઅન તહેખાનામાં દાખલ થયો, અને તેની પછવાડે રોબર્ટને લઇ જવામાં આવ્યો. સરદારવાલા ઓરડામાં પહોંચતાંજ રોબર્ટને છોડીને પેલો લુટારૂ બુરીઅનના ફરમાવ્યાથી ગયો અને જતી વખતે તે કમરાના દરવાઝાને બંધ કરતો ગયો.

"સીનોર, આજે રાતના તહમે શીકાર મારવા નીકલ્યા, મગર મુઠ્ઠીભર માણસો સાથે તહમારૂં શું વલવાનું હતું?" બુરીઅને પુછયું.

"અમારી બાઝી ધુળમાં મલી. હું તો કાંઈ ખ્યાલમાં આવ્યો હતો પણ મામલો કોઇ બીજીજ તરેહનો નીકલ્યો" રોબરટે તે ડાકુ સરદાર તરફ મીઝાજમાંજ જોતાં ચલાવ્યું "તો તોબી–તોબી, અગર જો મહારા માણસો બેવફા નહીં થયા હતે તો અમારી શમશીર સાથ મોતના હાથોમાં જઇ પડીએ ત્યાં સુધી લડીનેબી અમે કોઈ કામ બજાવતે."

"જવાન શખ્સ, તહારામાં અજબ હીમ્મત છે?"

"હીંમત? હીંમત તો હું હમણાંબી બતાવી આપું જો મહારા હાથમાં શમશીર મુકવામાં આવે! પાછલથી તલવાર પર ઘા કરીને મહારી તલવાર ઉડારી મુકવાથી કોઇ હીમત તહમારી થઇ નથી.—આહહા! જો હતીયાર મહને આપવામાં આવે તો તહમારી રૂબરૂમાં તહમારા બે ચાર રખડતા ડાકુઓના સર તનથી જુદા કરૂં."

"ચુપ રહે, મુર્ખ" બુરીઅને હવે ગર્જના કીધી "મહારા ડાકુઓને દુશનામ આપવાથી બાઝ આવ! તું મહારા માણસોને રખડતા કહેછ; તો બોલ કે તું કોણ છે!—તું એમે તેટલે

એક સર નાઈટ હશે, તોબી આખીર કરેને તું એક માછીમારનો છોકરો છે."

તે સાંભલીને રોબર્ટનું લહુ ગરમ થઇને ઉછળ્યું, અને તે પુકારી પડયો "અરે, જો મ્હારા હાથમાં કંઇબી હતીઆર હોતે તો આ વખ્તે તુનેબી એ ત્હારા બોલચાલનો સ્વાદ બરોબર હું ચખાડતે."

"શાબાસ! લોંકડી શેરને ડરાવેછ!! મહાલમાં રહેલા તું એ ઝનાના-શામીલ લડકા, તું-તું-મ્હને દમ ભરાવેછ?" બુરીઅને ધીકકારથી હસીને કહયું "ઉપકાર માન તું મ્હારો કે મેં ત્હારા માણસોનું લહુ નહી રેડયું-ઉપકાર માન તું મ્હારો કે મેં ત્હારું ખુન નહીં બહાવ્યું, અને હજુણબી ઉપકાર માન કે તું આવી તુંદાઇ અને શેખીથી મ્હારી સાથે વાત કરેછ તોબી હું તુને મારતો નથી, યા તુને મારવાનો હુકમ આપતો નથી!"

"હું ત્હારે હાથ મરું તેના કરતાં તો ધીમરાપર મરું તે બહેતર." રોબર્ટ સ્હેજ નરમ થઇ અદબવાલી જાણે બેદરકાર થતો હોય તેમ બોલ્યો.

"પાક ખુદા ના કરે કે તું મ્હારા આએ મકાનમાં મરે!" બુરીઅન ઝડપથી બોલ્યો "રોબર્ટ-ડ-કેએનો, હું તુને મારવા કે ઈજા કરવા માંગતોજ નથી. નહીં—નહીં, હું તો સીરફ એટલુંજ તુંને સમજાવવા માંગુંછ કે તું જે પાપી માર્ગે ચાલેછ તે રાસ્તો છોડી દે-બાઝ આવ, અએ જવાન, તું પલીદીના ધામથી! અફસોસ, તું એડરીઅનનો ગુલામ છે—સદહઝાર અફસોસ, કે તું રાણી જોનાના હરામ પ્યારનો પરસ્તાર છે!"

હવે રોબર્ટ, ચુપચાપ બુરીઅનને જોવા પડયો, જાણે કે તે ડાકુ સરદારની વાત પસંદ કરતો હોય!

"રોબર્ટ, નેપલ્સના હકદાર રાજા એનદરીઆનો તું દુશમન છે, અને તેની હકદાર મ્હોરદારનો આશક છે! કેટલું ખરાબ!-કેટલું અપવિત્ર! જવાન લડકા, તું જાણેછ કે કોઇની મ્હોરદાર સાથ ઝીનાકારી કરવી એ કેટલા બધા પાપને આપણા સરપર લઇ લેવા બરોબર છે? અરે, કોઈનું ઘર લુટવું હજુણ કમ પાપનું કામ છે, મગર, કોઇનું ઘર ભાંજવું-કોઇની મહોરદાર સાથ ઝીનાકારી કરવી-એ ઘણાજ ઘણાજ પાપનું બુરામાં બુરું કામ છે. પાક ખુદા કદી તે પાપીને મોટી સઝાથી દુર નહીં રાખશે."

રોબરટને જાણે તે શબ્દો દીલની અંદર જઇને લાગતા હતા.

"અને વધારે સાંભલ, હું ખુશી છું કે તું એ ધ્યાન દઇને સાંભળેછ, તેં બીજોબી એક ગુનહો કીધોછ, ત્હારી માદર, તારી માદર, જેણે તુને પોતાની શીકમમાં પરવરીશ આપી તે માદરની દામનને ડાઘ લગાડવામાં તેં પોતે તારી શામીલગીરી કેમ આપી? ઉફ, બદતમીઝ લડકા, બેવકુફ કંગાળ છોકરા, શીઝીશયન-જેનરલે તારી માદરની દામનપર હાથ ચલાવ્યો તો તેં એક તુફની ન કીધી, બલ્કે ખુશી મનાવી, અને તેના મહેલમાં હરામ-મઉજ ઉડારી! ત્હારો બાપ કોણ હતો? એક નીર્દોશ ભોલો-ભાલો નેક માછીમાર, અને નહીં કે બદમાશ મુઝી એડરીઅન ત્રેસ-પેસો— પઇસાની લાલુચપર, તારી માદરે પોતાની ઇસમતને ખાકમાં મેળવી તો તું કેમ તેની સામે બંડ ઉઠાવતો નથી, કમફઅમ નાદાન, તું તો ઉલટ તે ઇસમત-ફરોશ અઉરતને ટેકો આપેછ અને તેનાજ જેવો પાપી બનીને તું બીજાની મ્હોરદારની દામનને મલીચ કરેછ!-

ત્હારે સર નૂાઇટ થવાના કરતાં નીરદોશ બાપ્નીના બેટા દાખલ ઉમરમાં આવતાંજ પાપીઓને દબાવવા હતા!–ત્હારી તલવાર જે લઇને તું ડાકુઓની સામે મરદાનગી કરવા આવ્યો, તેજ તલવારથી ત્હારી માદરની ઇસમતને વધારે વાર પલીદ થતી બચાવવી હતી, યા જે પલીદી થઇ ગઈ તેનો તેજ શમશીરથી બદલો લેવો હતો!"

"ડાકુ સરદાર" રોબરટ હવે નરમ થઇ જઇને બોલ્યો "તું મ્હારી માદરને માટે જે કઇ બોલ્યો તે બોલવામાં તું ખરો છે, પણ મ્હારા બાપની વાતની કાંઇ મ્હને ખબર નથી રહી. હું એટલું જાણું છું કે તે ખુની થયો હતો– અને કઇદખાનાથી નહાસીને તે વરસોનો કેડે ચાલી ગયોછ, શાયદ તે મરી ગયો હોય!"

"એમ સમજ કે મરી ગયો!" બુરીઅને કહ્યુ "તોબી, તે બાપના બેટા દાખલ તેં શું ત્હારી માદરની ઇસમતફરોશી તરફ ચુમચાપ જોયાજ કીધું, અને તે મરહુમ બાપની ઇઝઝત બચાવવાને ખાતીરબી હરામ પ્યારના પલીદ પુટલાંઓને દુર ન કીધાં?" બુરીઅન બોલ્યો"પુછ, પુછ તે ઇમાન–ફરોશ અને ઇસમત–ફરોશ માદરને તું, કે તે પાક ખુદાને હાઝીર જાણીને કસમ ખાઇને કહેછ કે ત્હારા બાપેજ ભલા ડોકટર ત્રેસપેલોનું ખુન કીધું હતું? તે બેદી ખુન માટે, રોબર્ટ, તું તલ્લાશ કર–સવાલ કર– કે મરહુમ ડોકટર તવંગર હતો કે?–પુછ ત્હારી માયને કે મરહુમનો વારીસ કોણ હતો અને તેને પઇસાની લાલુચ હતી કે?–અને પછી તું ત્હારા દીલમાં સોચ અને ત્હારા બાપને ખુની યા નીરદોશ માની લે."

"તમે, સરદાર બુરીઅન, તમે તો જાણે મ્હારા બાપના કોઇ ખેશી હોવ, અને મ્હારા બાપની તરફથી લડતા હોવ તેમ કરોછ? શું તમે—"

"હુ? ત્હારા બાપને ઓલખતો હતો, અને તે બીચારાને જે નાહક બદનામી મલી તેમાંથી તેના નામને કલંક રહીત બનાવવા માંગુંછ." ડાકુ બુરીઅને જણાવ્યું. "તું એક સારો માણસ નીવડે તેવા ત્હારામાં ગુણ છે, પણ એક પાપી ફીતરતી માદર અને મહેલમાંની બદમાશીઓના હાથમાં રમી રહેલો હોવાથી તું એવો ખરાબ થઇ ગયોછ! મગર, મગર, મ્હારા આજના શબ્દોએ જો ત્હારી પર અસર કીધી હોય તો વીચાર કર, અને વીચારીને તેને લાયકનું કામ કર. જા આજના મ્હારા શબ્દો પર ખુબ ગઉર કરજે અને ત્હારા દીલને પુછજે કે એક નેક મરદ, એક વફાદાર બેટા, અને એક બહાદુર નાઇટ તરીકેની ત્હારી ફરજ તેં અદા કરીછ કે? અને જો તું આજથી કોઇ બીજોજ માણસ થઈ જાય તો તેને માટે બુરીઅનનો ઉપકાર માનજે. રોબર્ટ, તું બુરીઅનને ત્હારો દુશમન ના સમજતો, પણ ત્હારો દોસ્ત સમજી લેજે, અને જો કોઇબી વખતે તુ આપદામાં ફસે તો બુરીઅનની મદદ લેવા આવજે."

"હુ જાણતો નહીં હતો કે ડાકુઓનો સરદાર એટલો બધો ભલો અને નેક દીલ છે" રોબર્ટે તારીફ લાયક અદાથી બુરીઅનની આંખોમાં આંખ નાખીને કહ્યું "સરદાર બુરીઅન, અગર જો મ્હારેથી કોઇ ચીઝ તમારી તરફ બોલાઇ હોય તો મ્હને માફ કરજો" અને તેણે આગળ વધીને બુરીઅનના હાથોમાં પોતાના હાથ મુકી દીધા.

"અઝીઝ લડકા, ત્હારામાં ત્હારા બાપની ભલાઇ અને નમનતાઇ મઉજુદ છે, જે જોઇને હું બહુ શાદ છું." બુરીઅને દીલની છુપી મોટી ખુશાલીથી જણાવ્યું "રોબર્ટ, તું બુરીઅનની

નેકી તો હજુણુ પછી જાણવા પામશે! અને હવે, ચાલ ઝીઆફતની નયામતને ઇનસાફ આપીને પછી જા,–ડાકુ સરદારના હાથથી શરબતની એક જામ પીને પછી જા."

બુરીઅને રોબર્ટને ઝીઆફત આપી! આહહા! શું સંજોગ? કેવા મઉકો? જે મારવા આવ્યો હતો તે માત થઇને દુશમનના નયામતનો શુક્રગુઝાર થતા દોસ્ત બન્યો!

રોબર્ટે પેટ ભરીને ત્યાં ખાઇ પી લીધું! જાણે કે તેણે બુરીઅનને ત્યાંનું ખાવાનું અતીબ્ય લીઝઝતદાર માન્યુ!–ન્યામતપરથી ઉઠયો અને તેણે હાથ મોંહ સફા કીધા કે બુરીઅને પોતાના એક ડાકુને કહયું "ગાસપર, સર રોબર્ટને એવણુની શમશીર અને તમામ હતીઆર આપી દો, અને એવણુને શહેરની હદમાં પહોંચાડીને પછી આવો."

થોડો થોડો થઇ ગયલો રોબર્ટ બહાદુર બુરીઅનની વખાણુ કરતો, ઘોડેસ્વાર થયો. જ્યારે તે મહેલમાં પહોંચ્યો ત્યારે અરધી રાત થઇ ગયલી હતી, અને મહેલમાં એક હએબતનાક ગઝબ બનવા પામ્યો હતો!!

## પ્રકરણ ૩૪ મું.

### ફીતુરી અને જુનુની મહોરદાર!

રોબર્ટ પોતાની ટુકડી લઇને બુરીઅનના તહેખાના તરફ ગયો તે દરમ્યાનમાં શું ગઝબ બની ગયો તે આપણે જોઇ લઇશું:

ખુબસુરત કેરોલીના તો હવે પેલા દર્દથી રીહા થઇને પાછી જેવી ને તેવીજ થઇ ગઇ હતી.

અને મહેલમાં પાછી શાંતી થવા સાથે, બદમાશ એડરીઅને અને ફીતરતી ફીલીપાએ એનડરીઆને મારી નાંખવાનો જે પ્રપચ રચ્યો હતો તે પ્રપંચમાં રાણી જોનાને શામીલ કરવા ફીલીપા જોનાને મનાવવા હવે ગઈ.

રાણી જોના અકેલી હતી, તેની પાસે તેની સાહેલી કેરોલીના પણુ નહીં હતી, અને રાણી કોઇ ઉંડા વીચારમાં ગીરફતાર હતી.–ફીલીપા ગઇ ત્યારે તેણે ચલકતી આંખો ઉપાડીને કહયું "હું અકેલી રહીશ, મ્હારા વહાલા કાઉનટેસ. મ્હારા ખ્યાલોમાં આપ મ્હને મશગુલ રહેવા દો."

"નામવર પ્યારી, તું અકેલી છે તેથીજ ખ્યાલોમાં મશગુલ થઇને દીલગીર બનેછ! જો, તારો ચેહરો આટલીવારમાં તો કેટલો બધો ઉતરી ગયોછ!" ફીલીપાએ ચલાવ્યું. "હું તારી તરફ હંમેશાં એક માદરના પ્યારથી રહીછ, અને તેજ વહાલથી હું તુંને તારા ખોટા વીચારોમાં ઘેરાવા દેવા માંગતી નથી. શું મારી હાઝરી તુંને કંટાલા સમાન થશે?"

"નહી, નહી, આપ ઉલટુ ઉલટુ ન સમજો. આપની મેહરબાનીઓ જે મારી તરફ છે તેને હુ અપજશ કદીબી આપનાર નથી, હું તમારી મેહરબાનીઓની કદર કરૂં છું" જોના જાણે ગભરાઇ ગઈ કે ફીલીપાના મનમાં ઓછુ આવ્યું હોય તેથી ઝડપથી બોલી "બેસો, તમે

મારી પાસે બેસો, અને વાત કરો. આપણો રોબરટ—"

જોનાની પાસે બેસી જતાં ફીલીપાએ ચલાવ્યું "તારા મનમાંથી શું શું પસાર થાયછ તે સઘળું હું જાણી ગઇછ, નામવર રાણી. તું મારા બેટા રોબરટ માટે ધાસ્તી કરેછ."

"હા, ફીઝીસ્યન-જેનરલે એનેજ કાંય મોકલાવ્યો? શું બીજો કોઇ એ ટુકડીની સરદારી લઇને બુરીઅન તરફ નહીં જઇ શકતે? ભયના ડાંચાંમાં એને કેમ મોકલ્યો? મ્હને એના જવા પછી દીલમાં ખટકયા કરેછ કે રખે એના દુશમનને કાંઇ ઇજા થાય!"

"મ્હારી અચ્છી રાણી, ન ગભરા તું" ફીલીપાએ તેના માથાપર હાથ મુકીને સધ્યારો આપ્યો. "રોબર્ટ એક શેર મુઆફીક બહાદુર છે, અને એક સાંપની મીસાલ હીલાબાઝ છે. ફતેહ માત્ર રોબર્ટની છે, કેમ જે ફીઝીસ્યન-જેનરલની હુસ્યારીથી આપણે જાણ્યું છે કે લુટારૂઓ તહેખાનામાં ઝીઆફતની મઝ્જ કરતા હશે અને બહારથી રોબર્ટ તેમનાપર દરવાઝા બંધ કરશે?"

"તો શું દીવસો સુધી રોબર્ટને ત્યાં રહેવું પડશે?" રાણી અધીરી થઇને પુછવા પડી.

"નહીં-નહીં, એક વખત ડાકુઓ તહેખાનામાં ઘેરાઇ ગયા તો પછી વારા ફરતી લશકરી ટુકડીઓ આપણે મોકલીશું, અને તેમના સરદાર તરીકે બીજા અફસરો તે વખ્તે જશે! રોબર્ટ તો પહેલો ફટકો મારવા ગયલો છે."

"કાઉનટેસ, હું આપના બેટાને કેટલા બધા પ્યારથી ચાહુંછ તે તો મ્હારૂં દીલજ જાણેછ" જોના બોલી "હું તો કયારની વાર જોયા કરૂંછ કે ક્યારે એ મ્હારો વહાલો આવીને મ્હારી પાસેનો પાસેજ રહે!"

"એ બુરીઅનને ફટકો મારીને જલદીથીજ આવશે."

"સારૂજ થશે ત્યારે કે જ્યારે મ્હારા શઓહરનો એ ડાકુ મીત્ર તબાહ થઇ જશે."

"અરે સાફ સાફ એક કાંટો આપણા રાસ્તા વચ્ચેથી દુર થઇ જશે" ફીલીપાએ વાત પકડી લેતાં હવે ચલાવ્યું "એને સાફ કીધો, કે પછી ત્હારા શઓહર એનદરીઆનું કાટલું કાઢી નાખવાની કોશીશ કરશું."

"ઉફ! એ વાતથી મહારા કાનોને કંપારી છુટેછ!" જોના બેઉ હાથ બેઉ કાનોપર મુકી દેતાં બોલી.

"તું અજાયબી ભરેલું બોલેછ!" ઠપકો આપતી હોય તેવા આવાઝથી ફીલીપા રાણીની આંખોમાં આંખ નાંખીને બોલી "તે શઓહર ત્હારો છે, મગર તું તેને શઓહર તરીકે બાતીનમાં ખરેખરજ ગણેછ કે?-તેને ત્હારીપર ઝરાકબી હક છે કે?-ત્હારી માયા અને ત્હારી મોહબ્બતનો તે નસીબદાર થયોછ કે?-ત્હમારા લગન થયાં તેટલાંજ માત્ર, બાકી શું તું તેની તરફ ધણીઆણીના હકથી તેના હાથોમાં શાદમાનીથી પડીછબી કે?-ઢોંગી એ શઓહર થયોછ, ઉપર ઉપરનો એ શઓહર કહેવાયછ, મગર બાતીનમાં તો ત્હમો ગ્રાહીત છો, એક-મેકના જાણે કોઇજ નથી! ખરૂની? ત્હમારા બેઉના હાથ મલ્યાછ, મગર દીલ તો નથી મલ્યાની?"

"ઓહ! હું મઉતના હાથોમાં ખુશીથી જઇ પડું, પણ મહારા શઓહર એનડરીઆના હાથોમાં તો કદીબી નં જાઉં! તમે જે કહોછ તે બધુંજ ખરૂં છે." જોના બોલી "હું તો રોબરટને ચાહુંછ, એનદરીઆને તો ધીક્કારૂંછ–મ્હારી ઠોકરથી ઉડારૂંછ."

"તો તઇયાર થઇ જા તેની ઝીંદગીનેબી ઠોકરથી ઉડારવા!" ફીલીપાએ ઉશકેરણી ચલાવી "એ ત્હારા શઓહરની ઝીંદગીમાં ભેદ છે, અને તે ભેદ તેના કાનમાં ફીઝીશયન જેનરલે એકવાર કહયો હતો, અને તુને યાદ હશે કે તે વાત જાણીને પછીજ એનદરીઆ મોમ મીસાલ નરમ થઇને તુને ને રોબટને છોડી ગયો હતો! અને વલી, તે ભેદ ઉપરાંત તેણે રાજા બનવા માટે શું નહીં કીધું તે તો તું બોલ! માટે, જોના, પ્યારી રાણી જોના, તું ત્હારી ખુબસુરતીના બાગીચામાં આવી બેઠેલા એ સાંપને કચડી નાખ, અમારી સાથે તું તેને મારી નાખવા તઇયાર થઇ જા."

"મગર, એનો ડંખ નાકાર છે, ઝેહરી નથી, તો એને એક બાગીચાની ખુશબુ વગર જીવીને રીબવા દેવો એ શું બનવા જેવું નથી?" જોનાએ થોડીક પળ વીચારીને પછી પુછયું.

"તું નામવર રાણી ભુલ કરેછ" ફીલીપાએ વધતી ઉશકેરણી ચલાવી "એક શેર હજુણ આપણી સામે હોય તો તે પરવડે, પણ ઝહરીલા એક સાંપને તો કુચલી નાંખવો જોઇએ. એનદરીઆના ડંખનો શું તુને કોઇ ખ્યાલબી નથી? એને આપણી સામે દુશમનો ઉભા કીધાછ–એ ડાકુઓના તહેખાનામાં રાજા થયો–અને પોપ તરફથી ફઉજ આપણી સામે લડવા માટે એને મલનાર છે,–આજે તો તું પ્યારી એક રાણી છે, ત્હારી સત્તા રઇયતપર છે, પણ જો કાલે પોતાના મીત્રોની શામીલગીરીથી એનદરીઆ આપણી સામે લડીને તખતપર બેસે તો પછી તું શું થઇ જાય? સીર્ફ માથા પર તાજ રાખનારી એક અઉરત! ત્હારી કોઇ હકુમતબી નહીં ચાલશે, અને ત્હારી કોઇબી સત્તા નહીંજ માનશે! જે કોઇ માનશે તે ફકત એડરીઆનુંજ માનશે."

"હું તમારા શબદોની કીમત કરૂંછ–પણ, હું એક મહોરદાર થઇને એક શઓહરનો જાન કેમ લઇ શકું? એ મહારાથી કેમ બનશે?" જોના બોલી.

"બનવુંજ જોઇશે, અગર જો નહી બનશે તો આજ પછી તુને રોબરટનો પ્યારબી નહીજ મલશે." હવે ગુસ્સે થઇને ફીલીપાએ દમ કીધો.

"શું ઉફ? રોબરટનો પ્યાર મહને ખોહવો પડશે?" જોના ગરમ આગ થઇ જઇને પુકારી ઉઠી. જ્યારે તેની ચશમોથી આતશના ચમકારા ગોયા ચમકી રહયા "શું તહમે મ્હને ધમકી આપવાની હીમ્મત કરોછ કે રોબરટને તહમે મ્હારા હાથોથી ખુંચવી લેશો?"

ફીલીપાએ જોયું કે કાચ્ચું કપાયું! તોબી, તે એટલી બધી તો ફીતરતી હતી કે તેણે પોતાની ધમકીને નરમ આકારમાં રજુ કરવાનો એક તઓર ઝટપટ શોધી કાડયો!

"નહીં–નહીં, હું કયાં એમ કહેવા માંગતી હતી, મ્હારી અચ્છી રાણી" ફીતુરી તે અઉરતે સમજાવ્યું "તું તો કાંઇનું કાંઇ લઇ પડી! મ્હારી કહેવાની મતલબ તો એકે જો તું એનદરીઆને નહીં મારશે, તો એનદરીઆ આપણા રોબર્ટને મારી નાંખશે, અને પછી જો રોબર્ટ મરશે તો શું ત્હારો પ્યારો ત્હારેથી ખુંચવઇ નહીં જશે?–લુટાઇ નહીં જશે!–દુર નહીં

થઇ જશે ?"

"એમ છે ?" જોના ફાટે ફાટે ડોળે પુછવા પડી.

"જરૂર એમજ છે," ફીલીપાએ ફીતરત ચલાવ્યા "એનદરીઆએ એવી ગોઠવણ પોતાના દોસ્તો સાથે કીધી છે કે પહેલા રોબર્ટને મારી નાંખવો, અને પછી મહને ને એડરીઅનને.–બોલ ત્યારે, હજુણુબી તું તે સાંપને કુચલવા નાખુશ છે ?"

"હવે ?–હવે તો ફઉલાદના હાથોડાથી હું તેના સરને લહેઝામાં કુચલી નાખશ" ફીતરતી ફીલીપાના ફીતુરમાં ફસીને જુનુની બની જઇ જોનાએ દાંત કચકચાવીને કહ્યું "ખબરદાર બાશ, કે હું એક રાણી અને એક અઉરત તરીકે એનદરીઆને આજેજ રાત્રે મારી નાંખશ—રાણી તરીકે એમ કે તેણે મારા રાજતાજપર હાથ મારવા માંગોછ, અને અઉરત તરીકે એમ કે તેણે મારા અઝીઝોના જાનપર ત્રાપ મારવાની તઇયારી કીધીછ. આજેજ રાતના, આએ ઓરડામાં, એનદરીયાને બોલાઉંછ, તમે લોકોબી એક કલાકની પછી બધા હીંયા આવજો, ને પછી જોજો કે હું તે ઝહરીલા સાંપને કેમ ખતમ કરૂંછ, મારા શઓહર એનદરીઆ તરફ હું કેવી કાતીલ બનુંછ !!"

"હું બધાંને એ વધામણી કહેવા જાઉંછ" ફીલીપા ખુશી ખુશી થઇ જઇને બોલી "અને આપણા અઝીઝો એ વાત સાંભળીને મહારી મીસાલ તારે માટે બધાંજ મગરૂર મગરૂર થઇ જશે."

અને તે પલીદ ઇબલીસ જહન્નમના દરવાઝામાં એક નવા શીકારને પુરેપુરી દાખલ કરતી, હવે ગઇ.

## પ્રકરણ ૩૫ મું.

### દગાખોર મહેમાની !

જુનુની બનેલી રાણી જોનાએ તેજ વખતે પોતાના ધણી એનદરીઆને એક મહેમાની આપવાનો વીચાર કીધો, જે મહેમાનીમાં તેણે દગો શામીલ કરતાં ચાહયું કે તેજ રાત્રે એનદરીઆને ઠાર મારવો !–અને, તે ફીતરતી ભારજાએ શું કીધું ? મોટી મેજ બીછાવયાનો અને અને તે પર માણસને હયવાન બનાવનારા શરાબની બોટલો સાથે મનને ખુશ કરી નાખનારા લીઝઝતદાર મીષ્ટાનો મુકવાનો હુકમ આપ્યો, અને આજે પહેલવહેલીવાર તેણે પોતાના હાથથી એક કાગલ પોતાના ધણી પર લખીને દોસ્તી કરવાનો ઇરાદો રાખતાં મહેમાનીમાં શામીલ થવાની અરઝ કીધી.

વહા ! શયતાન ઇનસાન બન્યો હતો, સીર્ફ એક ભોલા ઇનસાનના ગલાં પર છુરી ચલાવવા—ઝહરીલો સાંપ ખામોશ પડયો હતો, સીર્ફ મઉકા પર ઉછલીને વધારે ઝોરથી ડંખ મારવા ! તેજ, તેજ મક્કોહીલામાં રમલી થઇ હતી જોના, સીર્ફ પોતાના શઓહરને ખતમ કરવા !!

અહઅ ! બીચારો એનદરીઆ ! તે તો પોતાની મહોરદાર તરફથી આજે પહેલીજવાર મહોબતની નીશાની જાણીને ગોયા ખુશીનો દીવાનો બની ગયો ! તે તો ઉઠયો જવા તઇયાર થયો, પણ તે ભોલાંને કયાં ખબર હતી કે તે મહેમાનીના ફળને કાપવા મીઠી મીઠી છુરી તઇયાર હતી—તે દીલનો સાફ એનદર્યા તો મુછમાં હસ્યો કે આખીર તેની મહોરદાર તેનીજ થઇ હતી. અને તેથી સઉથી સરસ ધારેલો પોશાક પહેરીને તે ઓરડામાં દાખલ થયો, જ્યાં મહેલમાના કરતા કારવતા રાણીના મીત્રોબી હાઝર હતા.

આજના પ્રસંગપર રાણી જોના પોતાના સુંદર મોંઘા કપડાંમાં જેટલી ખુબસુરત લાગતી હતી તેટલી અગાઉ લાગી નહી હતી. તે પોતાના અરૂન રાતા પોશાકમાં તઇયાર થઇ હતી, જે લીબાસની મખમલ પાછળથી જુલાતી તે ઓરડામાંની શોભાયમાન સતરંજીની શોભામાં ગોયા વધારેજ કરી આપતી હતી. રાણીના સુફેદ દુધ જેવા સીના આગલથી તે પોષાક કમળના કમાનદાર વાંક મીસાલ એક બાજુથી નમ્યો હતો, અને રાણીના ગુંગરવાલા બાલ તેના ખભાં પર આવીને પડયાં હતાં ! તેણે માથા પર એક ન્હાનું તાજ મુકયું હતું જેની સાથે હીરાનો એક હાર હતો.—એનદરીઆ તો પોતાની મહોરદારની ખુબસુરતી આજે એટલી બધી વધારે દેખાતી જોઇને મનને ખુશીમાં ફુલાવતો ગયો !

એનદરીઆને દાખલ થયલો જોઇને જોનાએ ઉઠીને પોતાના ગુલાબી ગોરા મુખડા પર હસ્વું જમાવીને હાથ લંબાવતા કહયું "મ્હારા લોર્ડ ખુશ આમદી, આપ મ્હારા મહેમાન તરીકે આજે આવ્યા છો એ ઘણી મોટી ખુશી છે, આપણે આપસઆપસમાં એકબીજાને દર ગુઝર અને માફ કરવાના છીએ, મગર હમણાં કોઇબી આગલી યાદને યાદ ન કરતાં આપણી ખુશીમાં રંગત જમાવશું."

લંબાયલો હાથ પોતાના હાથમાં લઇને હોટો સાથ દબાવતાં એનદરીઆ બોલ્યો "મીઠી રાણી, મ્હારે કોઈ આગલી યાદને યાદ કરવીજ નથી–આપણે આજે દોસ્ત બન્યા છીએ એજ એજ એક ઘણી મોટી વાત છે."

"આપની લાયકી બોલેછ" રાણીએ કહયું "હવે જો આપ મ્હારા મીત્રોને એજ દોસ્તીથી મલશો તો હું બહુ રાઝી થઇશ."

ભોલા એનડરીઆએ તુરતજ પોતાની મહોરદારનું કહયું માનયું, અને તે એનડરીઅન તરફ ફરીને બોલ્યો "સીનોર ત્રેસપેલો, આપણે એઉ શરાબની અકેક જામ ઉઠાવશું" અને તેઓએ આદમીને ખરાબ કરનારા તે લાલ પ્રવાહીનું અકેકુ ગલાસ ગડાવી દીધું !

અને પછી એનડરીઆએ ફીલીપાની બાજુમાં જઇ ઉભા રહેતા કહયું "વાકઇ, આપ આજે બહોત ખુબસુરત માલુમ પડો છો."—અને તે સાંભલીને ફીલીપા અમથુ હસી, ને વલી શરમાઇને લાલ લાલ થઇ ગઇ !

"હું આપને અમો બધા સાથ આજે મીલાપ જુલાપ કરતી જોઈ નેહાયત ખુશી થઈછ." ફીઉરી તે અકરતે કહયું, જ્યારે મનમાં તો તે સમજતી હતી કે એનડરીઆને જોઇને તેને નેહાયત બુખાર ચઢી આવી હતી !!

તે પછી એનડરીઆ ફેરોલીનાની આગલ ગયો, અને બોલ્યો "સીનોરા, આપની તબી-

અત નવા દર્દથી કંઇક નાદુરસ્ત બની હતી તે જાણીને હું દીલગીર થયો હતો, મગર હવે ત્હમને સાજા થયલા જોઇને હું ખુશી છું." કેરોલીનાએ હસીને કહયું.

"મારા લોર્ડ, આપની મોટી મેહેરબાની થઇ છે."

"આપની માશુકા સારી થવા માટે હું આપનેબી મુબારકબાદી આપું છું" એનડરીઆએ તે પછી બરત્રાન્ડ તરફ જોઇને કહયું.

"હું આપની લાયકી માટે નેહાયત અહેશાનમંદ છું." બરત્રાન્ડે ઉઠીને એનડરીઆના હાથમાં હાથ મુકી દેતાં કહયું.

એવી રીતે ભોલો એનદરીઆ તે ઓરડામાં જમાવ થયલા પોતાના દુશમનો સાથે ભોલા ઇથી દોસ્તીની વાત કરતો હતો તેટલા રાણી જોનાએ પોતાનું અધુરું કામ પુરૂં કરવા હાથમાં લીધું અને તેના ગોરા આંગલાઓ રેશમનું એક દોરડું બનાવામાં ફરીથી ગુટાયા. હા, તે રેશમને આંટી મારી મારીને તેને એક દોરડાંના રૂપમાં તઇયાર કરતી હતી, અને તે રેશમી દોરડું લગભગ પુરૂં થવા આવ્યું હતું!

બરત્રાન્ડના હાથમાંથી હાથ ઉઠાવી લેતાં પોતાની મહોરદાર તરફ એનડરીઆ ફર્યો, અને તેણે જ્યારે જોનાને કામમાં મશગુલ જોઇ ત્યારે તે હસીને પુછવા પડયો, "ત્હમે કેટલા બધા ઉદયોગી થઇ ગયલા છો કે હમણાંબી કામ ને કામજ કરોછ! વ્હા! વ્હા આ તો કાંઇ નવીજ તરાંહનો ઉદયોગ ત્હમે લઇ બેઠાછ! એ શું છે?"

"લાંબા વખતનું ભરવા ગુંઠવાનું કામ મોકુફ કીધેલું હોવાથી આજ થોડોક વખ્ત થયો પાછો મ્હને શૌક થઇ આવ્યોછ" રાણીએ નઝર ઉઠાવ્યા વગરજ દોરડું બનાવતી જઇને કહયું.

"હું ધારૂંછ ત્યાંસુધી આપની બારીપરના મખમલના પરડાને માટે એ બનાવો છો! પણ રાણીજી, આપ કામ કરવાની ઉલટમાં ભુલી જાઓછ કે ત્હમારા નાઝુક ગોરાં આંગલાંઓએ રેશમપર એટલી બધી તો તકલીફ ઉઠાવીછ કે રેશમબી એક દોરડાના રૂપમાં ફેરવાઇ ગયુંછ—" એનદરીઆ ખુશમીઝાજથી બોલ્યો.

"અરે નહીં રે, મખમલના પરડાને સારૂ એ હોય બી કે?" રાણી હસીને બોલી.

"ત્યારે? એ શાંને માટે છે, વ્હાલી?" નઝદીક જતાં એનદરીઆએ રાણીના હાથપર હાથ મુકી દેતાં પ્યારથી સવાલ કીધો.

"અને જાણે પ્યારથીજ જવાબ આપતી હોય તેમ રાણી બોલી "એ તો ત્હમુને ફાંસી આપવાને માટે છે પ્યારા."

અને તે સાંભળીને બીચકી જવાને બદલે ભોલો તે એનદરીઆ મોટે મોટે હસી પડયો "કયા ખુબ! મ્હને ફાંસી દેવા રેશમનું દોરડું!" અને તે વાતને મજાક સમજી લઇને હસતાં હસતાંજ એનદરીઆએ કહયું "ત્યારે તો મ્હારે મ્હારી મહોરદારના પગોપર પડીને માંગી લેવી જોઇએ કે મ્હને ફાંસીની શીક્ષા તો નહીંજ કરે!"

"ફાંસીબી એક ગીરફતારી છે" કેરોલીના હસ્તું મોંઢુ રાખીને પાટીઆં ગોઠવવા લાગી "અને આપની પ્યારી મહોરદારના હાથના રેશમથી જો તેવી ગીરફતારી મલે તો ત્હમારે ખુશીજ થવું જોઇએ, મ્હારા લોર્ડ."

"અરે પણ રાણીના મહેમાનને મીષ્ટાનની લીઝ્ઝત તો આપો, પછી નાઝુક હાથ અને નાઝુક રેશમની વાત કરો" ફીલીપા હવે બોલી પડી.

"ચાલો એમ તો એમ" રાણી જોના બોલી "ત્યારે તો પ્યારા એનડરીઆને ખુબ ખવાડી ને પછી ફાંસી દઇશું." અને તેમ બોલતાંજ તેણે મોટેથી હસીને ઢોંગી પ્યારથી, એનદરીઆનો હાથ પકડી લઇને તેની આંખોમાં આંખ નાંખી.

ભોલો એનદરીઆ તે ખોટા પ્યારથી ભુલાયો, અને તેણે પોતાની મહોરદારના હાથપર ગરમ એક બોસો લેતાં કહયું "તું પ્યારી હમેશાં મહારી સાથે એવી ખુશીભરી રહેતી હોય તો કેટલું બધું સારૂ!"

"હવે આપણા વચ્ચેનો કડવાશ સદંતર દુર થઇ જશે." રાણીએ કહયું, પણ એનદરીઆ નહીં સમજયો કે તે શબ્દો ઘણા મામીર્ક હતા!

રેશમનું તે દોરડું તૈયાર થયું હતું જેમાં કસબના તારબી ગુંઠી લેવામાં આવ્યા હતા.– તે પછી એકબી શબ્દ તે બાબદમાં બોલવામાં નહીં આવ્યો, અને મહેમાનદારી શુરૂ થઇ.

રાણીના ખાસ નઉકરોએ આરાસ્તા મેજપર રૂપેરી રીકાબીઓમાં તરેહવાર ન્યામત અને મીષ્ટાન મુકયાં, અને રાણી મેજબાન તરીકે પોતાના શઓહર મહેમાનની મહેમાનદારી કરતી હોય તેમ તેની રીકાબીમાં કંઇને કંઇ મુકીને પેટ ભરતું ખાવા કહેતી હતી.

રાણીના જમણા હાથપર એનદરીઆ બેઠો, અને રાણીના ડાહવા હાથપર ફીલીપા અને એડરીઅન બેઠાં. કેરોલીના અને બરત્રાન્ડ પાસે પાસે બેઠાં, અને જયારે જયારેબી મઉકો મલે ત્યારે ત્યારે એક બીજા તરફ એનદરીઆના તે મુદદઓ ઇશારત કરતાં હતાં અને ચાલા પાડતાં હતાં!

"પ્યારી, મહારા હાથની એક જામ નોશ કરશે?" એનદરીઆ ખાનેખરાબ શરાબની બોટલને હાથમાં લઇને પોતાની મહોરદાર જોનાને પુછતો બોલ્યો.

"મોટી ખુશીથી" તે બોલી, અને જ્યારે એનદરીઆએ થોડીક શરાબ નાંખી કે તે બોલી "મહારા લોર્ડ, ગલાસ આખ્ખુંજ ભરો, એટલું તો મહારી ડાહવી દહિમાં ન સમાશે."

એનદરીઆ પોતાની મહોરદારને એટલી બધી શરાબખોર જોઇને અજાયબીમાં પડી ગયો, અને તેણે તે ગલાસ કોર સુધી ભર્યું.

જોનાએ તે ગલાસ ઘણી ઝડપથી ખાલી કીધું જે પલીદ પીણાએ તેની આંખોથી મુરબ્બત, લીહાજ, હયા, શર્મનો નાશ કરી નાંખ્યો.

ખાણું ખલાસ થયું, તે પછી વાતો ચાલી, અને કેટલોક વખ્ત નીકલી ગયો.–વાતપરથી વાત કાઢીને રાણી જોનાએ પોતાના શઓહરને કહયું "મહારા લોર્ડ, આપ શું મહેલમાં નવા દરદે જે અસર કરી હતી તેથી બીલકુલજ બીધાં નહીં હતા?"

"બીલકુલ નહીં" એનદરીઆએ મગરૂરી લેતાં કહયું "એમાં બીહવાનું શું છે? જેને એ ગીરફતારીમાં ગીરફતાર થવાનું હશે તેને એ દરદ લાગશે, અને થવાનું થશે. મેં તો એ દર્દનો નાશ કરતાં માણસોને ખુબસા જોઇ લીધા છે."

"અને ત્યારે, તહમેબી એવો કોઇ નાચ મ્હને કરી બતાવો તો કેવું સારૂં." હવે ગલે લપેટાઇ ગપેટાઇ જતાં રાણીએ, ખાને ખરાબ શરાબથી આજુબાજુના કોઇ જોનારાઓનીબી લીહાઝ નહી કરીને, એનદરીઆને કહયું. અને બીચારો એનદરીઆ! તે તો આ રીતરતી મકને ખરો પયાર સમજીને બોલ્યો "તહારી જો ખુશી હોય તો હું તહારા જાનને રાઝી રાખવા તે ડાનસબી કરૂં."

"અને જો એવણુ ગલાંમાં પેલું તહમારે હાથે બનાવેલું રેશમનું દોરડુંબી નાંખીને ડાનસ કરે તો હુંબી એવણુ સાથે નાચું, ને આપણે નહાના બચ્ચાંઓ મીસાલ બચપણુની રમત યાદ કરીને તેવી રમત કરતાં આપણી આજની ખુશીમાં ખુશીનોજ વધારો કરી શકીએ." ફીલીપા બોલી.

"પહેલે ત્યારે નાચોછ કે ઘોડા દાવ રમોછ?" કેરોલીનાએ નીરદોશ આવભાવ રાખીને પુછયું.

"જો મહારા લોર્ડ નવા દર્દની અસર તળે સપડાયલા માણુસો નાચ કરેછ તેમ પોતે નાચતા હોય, તો હું એવણુની સાથે ચીલલાવા અને નવા દર્દમાં સપડાયલાંઓની માફક બુમ બરાડા પાડવા તઇયાર છુ." બરત્રાન્ડે સુચવ્યું.

"ત્યારે તો ચાલો, પહેલાં નાચવાની રમત કરીએ અને પછી ઘોડા દોડાવાની" કેરોલીના બોલી, અને તેને બધાંઓએ ટેકોબી આપ્યો!

ભોલો એનડર્યા બદમાશોની મતલબને નીરદોશ આકારમાં માની લેતો અને પલીદ શરાબમાં હોશ ખોહી દેતો, નાચવા તૈયાર થઇ ગયો—તે નવા દર્દમાં સપડાયલા આદમીઓની મીસાલ નાચવા અને કુદવા લાગ્યો, જ્યારે બરત્રાન્ડ ચીલલાવા અને બુમ બરાડા પાડવા લાગ્યો.

હવે બદમાશ એડરીઅને જોયું કે અચ્છો મઉકો છે, જેથી તે પેલા ઓરડાની બહાર ગયો અને તેણે મહેલમાંના તમામ નઉકરોમાં વાત ફ્યલાવી દીધી કે રાણીના શઓહર એનદરીઆપર નવા દર્દે અસર કરી હતી; અને તેની ખાત્રીમાં, વળી તેણે નઉકરોને બોલાવીને બંધ દરવાઝા પાસે ઉભા રાખ્યા. નૌકરોએ કાન દઇને સાંભળ્યું તો ખરેખરજ અંદરથી કુદકા ભુસ્કા મારવાનો અને ચીલલાવાનો સાદ આવતો હતો. એડરીઅને નઉકરોને જુઠું સમજાવ્યું કે જો દરવાઝો ખોલવામાં આવે તો વહેશી બનેલો એનડરીઆ બહાર દોડી આવશે, જેથી તેણે બંધ દરવાઝા આગળ માણુસોને ઉભા રાખીને અંદરની ચીખો અને કુદકા ભુસકાના આવાઝ સંભલાવતા, તેઓમાંના કેટલાકને રાણીના સાઝનદાઓને બહાર ઉભા રખાવીને, સંગીત ચલાવવાનો હુકમ આપવા દોડાવ્યાં!!

બહાર નઉકરો આગલ બદમાશ એડરીઅને એમ ફીતુર કીધાં અને અંદર જઇને એનડરીઆને કહયું કે નઉકરો આપણી બચ્ચા સહી રમત ઉપર હસે નહીં તેથી મેં સંગીત શુરૂ કરવા સાઝનદાઓને બેસાડયાછ!—કેટલાં બધાં ફીતુર?

"અને હવે મ્હારા બુમબરાડા પાડતા બરત્રાન્ડને ઘોડો બનાવીને હું રમું, અને રાણી નામવર પોતાના પ્યારા ધણીના ગલામાં એવણુનુંજ બનાવેલું દોરડું નાખીને ઘોડા દાવ રમે" કેરોલીના બોલી "અરે, બચપણુની એ મઝાહ તો આપણે કેવી નીરદોશ રીતે રમતા હતા!"

" અને હમણા તેવાજ નીરદોશ આવભાવથી રમીશું તો આપણને કહેનાર પુછનાર કોણ છે ?" ભોલો એનડરીઆ બોલ્યો.

" કોઇજ નહી, મ્હારા ધણી." રાણીએ તુરત ટેકો આપી દીધો પણ તે મનમાં તો સમજતી હતી કે કેટલી નીરદોશ રીતે તે રમત તે રમનાર હતી !! " ત્યારે કેરોલીના, મ્હને તું પેલું દોરડું આપ કે તે મ્હારા ધણીના ગલામાં નાખીને એવણને ઘોડો બનાઉં અને હું સઇસ બનું."

કેરોલીનાએ તુરતજ તેમ કીધું, અને ગલામાં રેશમનું દોરડું લઇને હવે એનદરીઆ દોડવા લાગ્યો. અને તે દોરડાનો બીજો છેડો રાણી જોના પકડીને તેની પાછળ પાછળ દોડી !

ત્યાં હસ્યાનુ ખસ્યુ થનાર હતું ! અને ન્હાના બચ્ચાંની નીરદોશ રમતના ઓઠાંમાં પાપીઓ પોતાનું પાપ કરનાર હતાં !

થોડુંક દોડીને પછી બધાં હાક ખાવા બેઠાં, અને તેટલાં બહાર જઇને એડરીઅને સંગીત બંધ કરાવ્યું અને બધાંઓને સમજાવ્યું કે હાલમાં તો રાણીનો શઓહર દર્દની અસરથી સ્હેજ સ્હાજ મોકળો થઇને આરામ લેતો કોચપર સુતો હતો, માટે બધાઓએ જવું.

નકરો અને બધાં માણસો કાંઇક ખુશી થયાં કે એનડરીઆને થોડીક રાહત મલી હતી, જેથી તેઓ ત્યાંથી ગયા અને સઉ પોત પોતાની જગ્યાએ વગેસગે થયાં. ફકત બે ત્રણ માણસો જાગતાં રહયાં.

તે પછી બદમાશ એડરીઅને એનદરીઆને શરાબની એક બીજી જામ ભરી આપી, જે ખાનેખરાબ પ્રવાહી પીધા પછી પાછી હોશ જતી રહી અને એનદરીઆ અર્ધ ઘેલો જેવો બનીને ઓરડામાં દોડવા લાગ્યો, અને તે રમતથી કેટલી બધી જાણે ખુશી ખુશી થઇ ગઇ હોય તેમ રાણી તેનો બરડો ઠોકતી અને ઉત્તેજન આપતી તેની પાછલ પાછલ દોડતી રહી.

બદમાશ એડરીઅન અને ફીતરતી ફીલપા તો ખુશીના દીવાના બની ગયા ! તેઓએ જોયું કે ધારવા કરતાં તો શીકાર સ્હેલાઇથી તેઓની ફંદમાં ફસી ગયો હતો ! જોના જેમ તેમના હાથપર રમી ગઇ હતી, તેજ માફક ભોલો એનદરીઆ પણ તેમની જાલમાં ઉતરી ચુકયો હતો ! તેઓએ બરત્રાન્ડ અને કેરોલીના તરફ જોયું, અને જવાબમાં તે બે પાપીઓએબી હસીજ લીધું. બરત્રાન્ડ પણ ધારતો હતો કે એનદરીઆ જો ખલાસ થઇ જાય તો તેઓ બધાંઓની સામે જે એનડરીઆના મીત્રો ઉભા હતા તેઓનાબી હાથ પગ તુટી જાય, અને એનદ્રીઆ વગર તો તેઓ રાણી જોના સામે પછી એક ઉફબી કરી શકે નહીં !

બધાં પાપીઓએ એક બીજાને ઇશારા કીધાં. અને ફીતરતી જોનાને એકજ નીશાની એવી કીધી કે જોનાં સમજી ગઇ કે હવે વખ્ત ખોહવો જોઇતો નહીં હતો, પણ એનદરીઆને ખલાસ કરવાનો હતો !

---

## પ્રકરણ ૩૬ મું.

---

### મહેલમાં એક બીજું ખુન !

એકાએક કેરોલીનાએ બરત્રાન્ડને આંચકો માર્યો અને બરત્રાન્ડ જાણે ગુંચલુ વલીને બેઠેલો સરપ કુદે તેમ કુદીને એનદરીઆના આંગપર ધસ્યો અને તેણે ગાફેલ એનદરીઆને

નીચે પટકયો !—તેજ વખ્તે રાણી જોનાએ એનદરીઆના ગલાંમાં નાંખેલા રેશમી દોરડાનો ગાંઠ ખેંચીને ચીબતાવી દીધો !

વીજળી કામ કરે તેમ એનદરીઆ પામી ગયો કે દગો થયો હતો, તેથી હવે તેણે એક ઝોર વાપરીને જોના અને બરત્રાનડને ધકકો મારયો. જોના ખસી ગઇ, પણ બરત્રાનડ નીચે પડી ગયો.

મગર, ભોલા બીચારા એનદરીઆને ઉદ્દવાજ કોણે દીધો? બદમાશ એડરીઅને તેને આંટી મારી જેથી એનદરીઆ ભોંયપર પડેલા બરત્રાનડના શરીરપરજ તુટી પડયો, અને તેજ વખ્તે ફીતરતી ફીલીપાએ જોનાના હાથમાંથી દોરડું ઝુંટવી લીધું !

ફીલીપાએ દોરડુ ઝુંટવ્યું કે એડરીઅને તેને મદદ આપી. અને એઉ પાપી ચાનદાલો એ ચીબતાયલો ગાંઠ ખેંચીને એનદરીઆને ગુંગલાવવા માંડયો.

બરત્રાનડ ભોંયપર પડેલો એનદરીઆના શરીર તળે દબાયલો હતો, એનદરીઆનો ફાંસો ઝોર અને ઝોરથી ખેંચીને એડરીઅન અને ફીલીપ તે બીચારાને મારી નાખતા હતાં, અને કેરોલીના દડે કલેજે બેસીને તે દેખાવ જોતી હતી. મગર, ગમે તેટલી જોના જુનુની અને ફીતરતી હતી તોબી તે ઘાતકી રાણીબી એક પલવાર ગભરાઇને ફાટે ફાટે ડોળે ને બે ખુનીઓનું પલીદ કામ જોતી સ્તબ્ધ બની રહી !!

થોડીક પળ પછી તો સઘળું ખતમ થયુ:—એનદરીઆ ખુનીઓને હાથ ગુંગલાઇને મરણ પામ્યો !

એનદરીઆની લાશપર એડરીઅન વાંકો વલ્યો, અને જ્યારેં તેણે પોતાની તમામ ખાત્રી કીધી કે એનદરીઆ પુરેપુરો મરી ગયો હતો ત્યારે તેણે લાશના ગલાંપરથી દોરડું ખેંચી કાઢયું, બરત્રાનડ ભોંયપરથી ઉઠીને જઇ કોચ પર દાક લેતો બેઠો, ફીલીપાએ બારી ખોલી નાંખી, અને એડરીઅન, કેરોલીના, તથા ફીલીપાએ તે લાશને ઉંચકીને બારીમાંથી ઉંધે મસ્તક બાગીચામાં ફેંકી દીધી!

ઢબ દઇને એક બ્આવાઝ થયો કે એડરીઅન ઝડપથી ઓરડાની બહાર દોડી જઇને બુમાબુમ કરીને નઉકરોને બોલાવવા પડયો, એડરીઅનની બુમથી બોલ બોલતામાં કેટલાંક નોકરો જમાવ થઇ ગવાં જેમને તે બદમાશે કહયું " અફસોસ, ઘણુંજ ઘણુંજ બુરૂં થયું છે, રાણી જોનાના શઓહર એનદરીઆએ નવા દર્દની અસરમાં ને અસરમાં બારીએથી નખાવી દીધું છે. એકદમ દોડો, મહારી સાથે બાગીચામાં આવો, એનદરીઆને જો સખત લાગ્યું હોય તો આપણે તેને ઉપર લઇ આવીએ અને તેની સારવાર કરીએ."

અને રાણી જોના મોટે મોટે ફીતુરથી રડીને તેબી તે પલીદોની હમરાહ નીચે દોડી ગઇ ! નોકરોએ દોડીને જોયું તો એનદરીઆનું માથું મોહું છુંદાઇ ગયું હતું, અને તે મરી ગયો હતો.

" મરહુમ નામવરની ઉપર નવા દરદની અસર થઇ, તેવણે ચીલ્લાવા અને નાચવા કુદવા માંડયું, સંગીતથી તેવણ કાંઇક સારા થઇને સુતા, પણ થોડાજ વખતમાં પાછા ઉઠીને કુદવા લાગ્યા અને અમે કોઇબી એવણને પકડી શકીએ તે અગાઉ તો એવણે બારીમાંથી નખાવી દીધું," એડરીઅને બળાપાની ઢબે નઉકરો આગળ બાતીઆં ઓકલતાં કહયું.



તે ખુનીઓએ એનડરીઆને મારી નાખ્યો.

નકરો લાશને ઉઠાવીને ઇજ્ઝતથી મહેલમાં લઇ ગયા, અને ત્યાં રાણી જુદું જુદું ઘણું રડી. તે લાશપર પડી ગઇ, અને રીતરતી તે અઉરતે જેટલાં રીતુર કીધાં તેટલાં થોડાં!

મધ્ય રાત વીતવા પછી રોબરટ મહેલમાં આવ્યો. હારેલો અને નાસીપાસ દીલગીર થયલો!—જેવો આવ્યો કે તેને એનદરીઆના મઉતની ખબર આપવામાં આવી. અને તે ખબર જાણતાંજ તેણે દાંતમાં આંગળી પકડી લીધી, અને પોતાના ઓરડામાં જઇને અંદરથી દરવાજો બંધ કરી દીધો!

તેના ઓરડા તરફ તેની માદર ગઇ, કેરોલીના ગઇ, બરત્રાનડ ગયો, એડરીઅન ગયો, અને નોકરોની છુપેથી જોના પોતેબી ગઇ–તોબી રોબરટ પોતાના ઓરડામાંથી બહાર નીકલ્યોજ નહિ, અંદરનો અંદર રહયો!

કોઇબી સમજી શકયું નહીં કે રોબરટને શું બ્હારં ભરાઇ આવ્યું હતું.

## પ્રકરણ ૩૭ મું.

### મુર્ખ રોબર્ટ !

એનદરીઆના મઉતની ખબર આખા શહેરમાં કોઇ મોટી આગની બુમ માફક ફેલાઇ ગઇ, અને લોકોથી તરેહવાર અફવાઓ ઉડી રહી. નવા દરદની અસરમાં ડયુક ઓવ કેલેબરીઆ મરણ પામ્યો હતો તે વાત તો ઘણા ખરાના ધ્યાનમાં ઉતરતીજ નહીં હતી. બુઝરગો સર હલાવીને ના પાડતા હતા–ઘણી અઉરતો એ વાત માનવા ના પાડતી હતી—અને મરદો તથા જવાનો મહેલની આગલ જમાવ થઇને શોરોગુલ મચાવીને રાણીના તે મરહુમ શઓહરના મરણનું ખરં કારણ માંગતા હતા.

રીઆયા જો હુલ્લડ મચાવે તો આગલા વખતમાં શાહી હુકમથી શમશીર ચલાવવામાં આવતી હતી, અને આ વખતેબી તેમજ થયું. શોરોગુલ કરીને હુલ્લડ કરનાર એક મોટા ટોળાંપર રાણી જોનાના લશકરે હુમલો કીધો, અને થોડાજ વખ્તમાં કેટલીક લાશ ઝમીનપર પડવા સાથે લોક મહેલથી દુર નહાસી ગયું.

ડયુક ઓવ ડુરા અને આરચબીશપ ઓવ તેરેનતોને જ્યારે એનડરીઆના મરણની ખબર થઇ, ત્યારે તેઓ એક પળવાર ડઘાઇ ગયા અને બીજીજ પળે તેઓએ દાંતમાં આંગળી પકડી લેતાં એજ વીચાર કીધો કે દુશમનોએ તે ભોલા શાહઝાદાનું ખુન કીધું હતું. તેઓને એક ગમથી ખુશીની ખબર એ મલી હતી કે બુરીઅનના ડાકુઓને હરાવવા જતાં રોબરટના લશકરે હાર ખાધી હતી, મગર જ્યારે તેમની ખુશીમા એનદરીઆના મરણની ખબરની ગમીનો ભેલ થઇ ગયો ત્યારે તેઓએ જોઇ લીધું કે એનદરીઆ વગર હવે તેઓ રાણી સામે કોઇબી કારણે બંડ ઉઠાવી શકનાર નહીં હતા: તે અંદેશાએ તેમના ગરમ દીલને સરદ કરી નાંખ્યા.

રાણી જોનાને રાજ્યગાદીથી દુર કરવાના પ્રપંચને માટે જોકે ડયુક ઓવ ડુરા અને આ-

ર્ચબીશપને જો એડરીઅન ચાહતે તો તુરતજ પકડાવી મંગાવતે-પણ તે બદમાશ પોતેજ પાપી હતો એટલે તે બીહતો હતો કે તેમ કરતાં કદાચ એનદરીઆના મઉતનું કારણ સામેવાલાઓ મોટા દબાણથી માંગે અને તે વખતે રઇયત ઉશકેરાઇ જાય! વળી બદમાશ એડરીઅને જોયું કે ડુરા અને તેરેનટોની તરફેણમાં જ્યાં સુધી બુરીઅન હતો ત્યાં સુધી કાંઇબી વળવાનું નહીં હતું—તેથી તે ખામોશ રહયો અને તેણે ડયુક અને આરચબીશપને પકડવાનો હુકમ કઢાવ્યો નહીં.

હવે ત્યારે ભોલા શાહઝાદા એનદરીઆના મરણથી ડયુક ઓવ ડુરા અને આર્ચબીશપ ઓવ તેરેનટોની તલવારપર ગોયા કાટ ચઢી ગઇ-અને, રાણી જોનાને રાજ્યગાદીથી ઉઠાડે તેવી કોઇ તક ભવીષમાં મલે ત્યાં સુધી તો પોતાની શમશીરને પાણીદાર અને તેઝ બનાવવાની તેઓએ હાલ તુરત છાંડી મેલી!

એનદરીઆના મઉતને ત્રણ દીવસ પસાર થઇ ગયા-અને તે ત્રણ દીવસ દરમ્યાન રોબરટ પોતાના ઓરડામાંજ રહેલો બહાર નીકલીને કોઇનેબી મલ્યો નહીં! એડરીઅન ત્રેસપેલોએ તેની મુલાકાતની આરઝુ ફોકટમાંજ કીધી-રોબરટની પાસે જવા તેની માદરે જે માંગણી કીધી તે વ્યર્થજ ગઇ—રાણી જોનાએ પ્યારભરી ચીઠીઓ મોકલી તેનો કોઇ જવાબજ નહીં હતો-રોબરટ તો ફકટ પોતાનો ખુરાક એક નઊકરથી લઇ લેતો, અને કોઇનેબી મલવાની ઇચ્છિા નહીં રાખતો, ત્રણ દીવસ સુધી પોતાના તે કમરામાંજ પુરાઇ રહયો!

રોબર્ટે તેને પોતાનેબી માન આપ્યું નહીં તે જાણીને જોના તો ગુસ્સે થઇ ગઇ!—ગુસ્સો, ધીક્કાર, જોશ, ખરોશ, નફરત, અદેખાઇ, અને પ્યારની લાગણીઓ તેની છાતીમાં ઉભરાતી રહી અને દબાતી ગઇ!

ચોથા દીવસની સ્હાંજના ફીલીપા પોતાના ઓરડામાં વીચાર કરતી બેઠી હતી, તેટલાં દરવાઝો હલવેથી ખુલ્યો અને ઉંબર પર તેનો છોકરો રોબર્ટ ઉભેલો જણાયો! રોબર્ટનો ચહેરો ફીક્કો જણાતો હતો અને તે જે રીતે આવીને ઉભો અને તે પછી હલવે હલવેથી ચાલીને અંદર આવ્યો તે ચાલ અને ઢબછબ જોઇને ફીલીપા ગભરાઈ ગઇ કે રોબર્ટના દીલમાં હમેશ કરતાં કાંઈ નવોજ ખ્યાલ વસ્યો હતો. એક મુદદું ચાલતું હોય તેમ રોબર્ટ ચાલતો હતો અને તે પોતાની માદર જ્યાં બેઠી હતી ત્યાં એક કુરસી ખેંચીને બેસી ગયો. તેની માદર શક વગર સમજી ગઇ કે કાંઈ અસાધારણ નફરતને છાતીમાં વસાવી તે ત્યાં આવ્યો હતો!

"માદર, તું મ્હને ધાસ્તીથી અને ગભરાટથી જોવછ!" તે ચુપકીદી તોડીને બોલ્યો—જે આવાઝ ઘેરાયલો ઘેરાયલો ફીલીપાને લાગ્યો.

"ત્હારી રીતભાત-ત્હારો દેખાવ-ત્હારો આવાઝ મ્હને દહેશત આપેછે, રોબર્ટ" પોતાની ધાસ્તી છુપાવવાની કોશીશ ન કરતા ફીલીપાએ કહી દીધું "આ ત્હારી ચાલ તે રાત પછીથી એમ એકાએક કેમ બદલાઇ ગઇ?"

"મ્હારી ચાલ તુને તઅજ્જુબ કરેછ, કેમ માદર?" એક મુરઝાયલું હસ્યું હસીને રોબર્ટે પુછ્યું.

"ત્રણ દીવસ સુધી તું ત્હારા ઓરડામાં અકેલો અકેલો પડી રહયો: તે ત્હારી ચાલ—

તેં કોઇને મલવાની માંગ્યું નહીં તે તહારી રીત-અને આજે તું ઘણુાજ ગંભીર આવભાવથી ચાલી આવ્યોછ તે, તે બધું જોઇ જાણીને હું હયરાન થઇ છું." ફીલીપા જીન્નાસા અને ગભરાતની ભેગી લાગણીથી રોબર્ટના ચહેરા તરફ જોતી જોતી બોલી. "તું શું હારીને આવ્યો નેથી એમ બાયલાની માફક ઓરડામાં ભરાઇ રહયો ?" હવે તેણે સ્હેજ ઠપકાની રવેશે પુછયું.

"નહીં-નહીં, હુ હાર્યો પણ હું તે માટે પસ્તાતો નથી, કેમજે મ્હારો દુશમન એક દાનાવ દુશમન હતો" રોબર્ટે કહયું "પણ તેણે મ્હને જે કહયું તેનાથી મહારી પર ઉંડી અસર થઇ. માદર, તેણે મ્હને બીજી બીજી વાતોમાં શું વચારામાં મહારે કામનું થઇ પડે તેવું કહયું તે તું જાણેછ ? તેણે કહયું કે એક મરદ ઝોર અને કુવ્વત ધરાવવાથીજ ખરો મરદ કહેવાય નહીં, પણ તે ત્હારેજ એક કુવ્વતદાર શેર કહેવાય કે જ્યારે તેનામાં ભલાઇ હોય-સખાવતી દીલ હોય-પરમારથ હોય-અને પારકાની મહોરદાર તરફ તે ઇઝઝતની નઝરોથી જોતો હોય."

"એ તુને કોણે કહયું ?" ફીલીપાએ પુછયું, અને તે વખતે જાણે તેના ચહેરાપર નફરતનો છાપ આવી પડયો !

"મહને કોણે કહયું ? બુરીઅને. ડાકુઓના રહમદીલ સરદાર બુરીઅને." રોબર્ટે તે નામ ઘણા માન સાથ બોલતાં જણાવ્યું.

"છટ-છટ-છટ ! એક ડાકુ, ગલાફાંસુ, ચોર, લુટારૂ અને તેની શીખામણ પર તું થઇગયો એવો બેબાખરો-કમફઅમ-અને નાદાન !"

"ગમે તેટલે લુટારૂ છે મગર ગલાફાંસુ નથી, ચોર નથી બુરીઅન. બુરીઅન તો એક શરીફ આદમી છે. તેના હાથમાં આપણા સીપાહો સપડાયા હતા અને હું ગીરફતાર થયો હતો, મગર તેણે અમને કાંઇબી ઇજા આપ્યા વગર છોડી દીધા અને મહને જે એ વાત તેને કહી તે તદનજ ખરી હતી. તેણે જે વાત મહારી આગળ કીધી તે જો તું સાંભલે મહારી માદર, તો તું તઅજજુબીમાં ગોયા સરબસર ગરકાવ થઇ જાય."

"તું નાદાન છે !" ફીલીપાએ ફીતુર ચલાવ્યા "તેં દુન્યા જોઇ નથી, અને તેથી એક ડાકુએ કાંઇ બકી દીધું તે પર તું મોહીત થઇ ગયો ! અરે નાદાન, કમફઅમ, તેણે તો પોતાને કોઇ વખત તું કામ લાગી જશે તે ઇરાદાથી તુને જવા દીધો, અને વલી, જવા દેવાની સાથેજ તેણે પોતાને કોઇ ભલો આદમી બતાવવા તુંને પોતાની ચરબઝબાનીથી લુભાવી દીધો ! બેટા, બેટા આખીર કરેને તે એક ડાકુ છે ! તું તે કુનેહબાઝ શખ્સની મીઠી મીઠી બોલીપર ના લુભાતો, પણ ત્હારે માટે જે ઉમદા ભવીષ્ય આવીને સામે ઉભેલું છે તેના તરફ જો-અને તકદીરને ભેટી લે જો, મયદાન ખાલી થઇ ગયુંછ, એનદરીઆ મરી ગયોછ, અને હવે—"

"હવે હવે શું ?-" રોબર્ટ, લાલુચનો ગુલામ રોબર્ટ પોતાની માદરના શબ્દોથી પાછો જેવોને તેવો થઇ જતો રહીને તેની માદરના "હવે" આગલ પોતે પુછવાની ઢબે બોલી પડયો; અને જવાબમાં ફીલીપાએ તેનો હાથ પકડીને તેના કાનપર પડી કહયું.

"હવે રાજા બનવાનો મઉકો તુને મલ્યોછ." તે ફીતરતીએ ચલાવ્યું." રોબરટ, તાજ

ત્હારા કીસમતના દરવાઝાપર આવીને ઉભું રહયુંછ તો હવે તક ના ચુકતો, તે તાજને સરપર મુકી લે અને તખ્તપર જોના સાથ એસી જઈ નેપલ્સનો રાજા બન, રાજા."

"મ્હને તો આએ બાબદનો ખ્યાલજ નહીં આવ્યો!" રોબરટે હોટ કરડતાં કહયું.

"કયાંથી આવે?" તેની માદરે વધારે ફીતુર ચલાવ્યા "તે લુટારૂએ પોતાની મતલબને ખાતીર તુને ભમાવ્યો અને તું એક અઉરતની મીસાલ તેની વાતપર ખ્યાલ કરીને ત્રણ દીવસ સુધી ત્હારા ઓરડામાં પડી રહયો! રોબર્ટ તુને ખ્યાલ ત્યારે કયાંથી આવે કે એનદરીઆના મઉતથી હવે તું થોડા વખત પછી રાણી જોનાને પરણી શકશે, અને તે ત્હારા લગન પછી તું તમામ નેપલ્સનો રાજા કહેવાશે! તું જાણેછ કે તાજ કેવી એક બલવાન ચીઝ છે? તાજથી તું રાજ કરશે, અને તાજ તુને કોઇ ચીઝથી મોહતાજ નહીં રાખશે!"

"મગર, જોના હાલ મહારાપર ખફા તો નથીની?"

"છે, તે ઘણી ખફા છે. લેકીન, ત્હારા એક પ્યારા પ્યારા શબ્દથી તેનો ખઉફ ઉતરી જશે. તે તુને ખરા દીલથી ચાહેછ અને તેજ પુરતું છે" ફીલીપાએ સમજાવ્યું "જા, હમણાજ જોના આગળ જા, અને જતાંને વાર તેના પગોપર પડી જા, ત્રણ દીવસ સુધી બહાર નહીં નીકલવાના કારણ તરીકે ત્હારી હાર થઈ અને તુંને રાણી આગલ શરમ લાગી એમ સમજાવ, અને ત્હારા મીઠા મીઠા શબ્દોથી મોમ મીસાલ નરમ બનાવી નાંખ, જા."

---

## પ્રકરણ ૩૮ મું.

### જોના અને રોબરટ.

આખા મંહેલમાં એનદરીઆના મરણનો સોગ હતો તેમ દેખાડવા બદમાશ અને ફીતરતીઓએ દુન્યાની આંખમાં ધુળ છાંટવા—રીવાજ મુજબ—સીહા મખમલના પરદાઓ ટંગાવી દીધા હતા.—ફીતરતી બાનુજા રાણી જોનાબી પોતાના કમરામાં તમામ કાલા સીહા પરદાઓ ટંગાવીને સીહા પોશાક પહેરીને ગમ બતાવવા અમથી બેસી રહેતી હતી.

કાલા કપડાંમાં તે સુફેદ અઉરત અઉરબી ઝીઆદા ખુબસુરત લાગતી હતી, મગર ખાકમાં મીલાવી દો તે ખુબસુરતી, જહન્નમની આગમાં બળવા જવા દો તે ખુબસુરતી કે જે બહારથી સુફેદ મગર બાતીનથી સીહા હતી! ફકત ચાર દીવસ અગાઉ તે હરામ પ્યારની પુટલી તરીકે દગલબાઝ બેવફા અને ફીતરતી બાનુજા થઇ હતી, મગર હમણાં તો તે આછીમાર લુપોને દગલબાઝ, બેવફા અને ફીતરતી પુરવાર થઇ આવેલી ફીલીપા કરતાંબી ઝીઆદા મકકાર, ઝીઆદા જાુતુની, અને ઝીઆદા ખુની બની હતી!!

પલીદ પાપી જોના, પોતાના ઓરડામાં હાલમાંથી રોબર્ટનોજ ખ્યાલ કરતી બેઠી હતી—તેની સામે બસ રોબર્ટ અને રોબર્ટનીજ ઝીન્દા તસ્વીર આવીને પલેપલ ઉભી રહેલી હતી!—તે હવે ઉઠી, અને ઉઠીને ઓરડામાં એમ તેમ આંટા મારવા લાગી. તે એક પળ પોતાના મરહુમ શઉહરનો ખ્યાલ કરીને એમ સમજતી હતી કે સારૂજ થયું કે તે કાંટો રાસ્તાથી દુર થયો અને મરહુમના

મકરતથી તે પોતે એવા બની. અને બીજીજ પળે, તે હવસની કુતરીને રોબરટ પ્યારથી યાદ આવતો રહયો!

"હું એટલો બધો પ્યાર એને વાસ્તે ધરાઉ, હું એટલી બધી એની પર મરી ફીટું, છતાંબી એ મહને આજે ચાર ચાર દીવસ થયા છોડીને બેઠોછ–અરે, જો મહને એ વહાલો નહીં હતે તો રાણી તરીકેનો મહારો હાથ એની પર આઝમાવતે અને એને ગીરફતાર કરાવીને મહને આપેલા અપમાનનો હું બદલો લેતે!"

પણ તે તે શબ્દો બોલી રહી કે દરવાઝાપર કોઇએ ધીમા ટકોરા મારયા, જોના સમજી કે કેરોલીના આવી હશે તેથી તેણે આવાઝ આપ્યો "અંદર આવ."–અને તે અંદર આવના સાદની પાછલજ રોબરટ દરવાઝો ખોલીને અંદર ચાલી આવ્યો, અને જોનાના પગો પર આવીને પડયો!

અઉરત જાત કેટલી કેટલી વીચીત્ર હોય છે!–જોના પોતાના આશકને નમીને આવેલો જોઇને મનમાં તો ઘણી ઘણી ખુશી થઈ ગઇ. છતાંબી તેણે દેખાવ કેવો રાખ્યો? જાણે કે ઘણીજ દીલગીર હોય! તેણે રોબરટને જોઇને અમથો અમથો ચહેરો ફેરવી નાંખ્યો, અને હાથથી ઇશારત કરીને જણાવ્યું "તું જા"–જો રોબરટ પોતાના દમામમાં રહીને ગયો હતે તો જોના નરમ બનતે, પણ રોબરટ જ્યારે નરમ બન્યો ત્યારે જોનાએ પોતાનો દમામ વધારી દીધો, અને જાણે રોબરટને પસંદ કરતીજ નહી હોય તેમ તેને જવા કહયું! મગર, બાતીનમાં તો તે ઘણી બીધી કે રખે રોબરટ અપમાન માની લઇને ત્યાંથી ચાલી જાય.

રોબરટ ગુસ્સાબાઝ રોબરટ, તો તે અપમાનથી છેડાઇ પડવા જતો હતો. પણ તેની માદરે તાજની જે વાત કીધી હતી તે તાજ તેની નઝરોની સામે આવીને ઉભું, અને લાલુચનો તે ગુલામ તાજના ખ્યાલથીંજ પીગલી જતો રાણીની આગલ જઇને બોલ્યો "જોના. ત્યારે શું માફીની આશાજ મ્હારે ન રાખવી?"

જોના હવે રોબરટ તરફ ફરી અને તેની આંખ રોબર્ટની આંખોમાં જ્યારે પડી ત્યારે રોબરટે ફરીથી કહયું "તમોપર પરવાના બનનાર એક પુરા જાનની શું તમો હવે દરકાર કરતા નથી, રાણી?"

"રાણી?" જોના રોબરટનો છેલ્લો શબ્દ પકડી લઇને પુછવા પડી "રાણી? સર નાઇટ, આપ અગરજો રાણી તરીકે ગણીને મારી સાથે હમણા વાત કરવા આવ્યા હોવ તો મારા કાગળ અને હુકમનો અનાદર કરવા માટે હું આપને ફરઝ પાડુ છું કે એકદમ મારા આ કમરામાંથી ચાલ્યા જાઓ–મગર જો તું મને તારી પ્યારી તરીકે ગણતો હોય રોબરટ તો તું અહીં રહે, પણ જાણી લે કે તારી ચાલથી હું હયરાન પરેશાન થઈ છું."

"રાણી નહી, પ્યારી–પ્યારી" ઝડપથી રોબરટે કહી દીધું "પ્યારી જોના, મને ન છુટો રાખ! તું અને હું એવાં એકમેકને મળેલાં છીએ કે કદીબી છુટા પડી શકીએ નહી."

"ત્યારે કેમ તું દુર રહયો? મારાથી ચાર દીવસ કેમ દુર થયો?" જોનાએ દુરજ ઉભી રહીને સવાલ કીધો.

"માફ! માફ કર, જોના પ્યારી" રોબરટે એક વાર ફરીથી જોનાના પગો પર પડી જઇ

ને હાથ જોડી દઇ કહ્યું "હું તો ત્હારા જાનને માટે મ્હારો જાન કુરબાન કરવા રાઝી છું."

"બસ-બસ! હું બધું જાણુંછ રોબરટ! મ્હારા પોતાના પ્યારા વહાલા રોબરટ!" જોનાએ લાલ લાલ થઇ જઇને જુસ્સાથી કહ્યું, અને તેમ બોલતાંજ તે રોબરટના પહોલા કીધેલા હાથોમાં જઈ પડી.

"ઓહ! હવેજ હું સુખી છું." રોબરટ ઉઠતો ઉઠતો બોલી પડયો.

તેઓ એક કોચ પર બાજુ બાજુમાં વાતે બેઠાં, અને જોનાએ વાત ચલાવી "રોબરટ, સારૂજ થયું કે તું એનદરીઆના મકતલ વખતે હાઝર નહીં હતો. ઉફ્! મહને તે દેખાવ જાણે યાદ આવેછ કે બસ ગોયા દહેશતનીજ યાદ આપેછ! અરે તે દેખાવનાં કરતાં તો એનડરીઆ હજુબ્બુ જીવતો હતે તે પરવડતે!"

"એમ ના બોલ" ફીતરતી ફીલીપાના તે મુરખ, બદમાશ, અને ફીતુરી લડકાએ ચલાવ્યું "તેં તો એનદરીઆને ગોયા ત્હારા રસ્તા પરના કાંટાને ઉડાવીને ફેકે તે મીસાલ દુર કીધોછ."

"ત્હારે ખાતીર, પ્યારા, ત્હારે ખાતીર" જોનાએ કહ્યું.

"અહખઅ! ત્યારે ત્હારો પ્યાર મહારીપર કેટલો બધો છે, પ્યારી જોના!"

"ત્હારા પ્યારને ખાતીર તો હું મહારા શઓહરનીબી ખુની થઇ." પલીલ જોનાએ વડાઈ લઇને પાછું કહ્યું!

"મ્હારી સઉથી અઝીઝ, મહારી પ્યારી જોના, હું જીસ્મ અને જાનથી ત્હારો પોતાનો છું" રોબરટ બોલ્યો "કોઇ કોઇ વખતે જ્યારે મ્હને અંદેશા થાયછ ત્યારે ત્હારૂં નામ લઉંછ, કે તુને જોઉંછ તો હું મ્હારો ખોટો વીચાર ભુલી જાઉંછ, અને ત્હારા સુંદર મુખડાને જોઇને હું નેહાયત ખુશી થાઉંછ, મ્હારી પ્રીયા."

"શાનો અંદેશો તુંને છે મ્હારા જોન?" તેના ખભાં પર હાથ મુકીને જોનાએ સવાલ કીધો.

"એનદરીઆ જીવતો હતો ત્યારે, અને એનદરીઆ મરી ગયોછ તે પછીબી મ્હને એક ભારી ફીકર તો થયાજ કરેછ." રોબરટે જવાબ આપ્યો.

"તે શું?"

"એનદરીઆ જીવતો હતો ત્યારે હું એમ બીહતો હતો કે રખે કોઈ દીવસ તું એનદરીઆ તરફ ઢલી જાઇને મહને છાંડી દે-અને એનદરીઆના મુઆ પછી હવે એ ફીકર મહને પયદા થઇછ કે રખે તું કોઇ બીજા સાથે પરણી જાય અને મહને છોડી દે."

"નહીં છોડું, પ્યારા, હું તુને તો કદીબી નહીં છોડું" જોના બોલી "તું મહારાંમાં પુરો વીશવાસ રાખ. જ્યારેબી રાજગાદીપર મહારી સાથે બેસવા માટે રીઆયા મ્હને અરઝ કરશે, ત્યારે હું વઝીરો, અમીરો, રાજ્યકારો બારીઓ, ધરમ ગુરૂઓ, અને મોટા ધારાશાસ્ત્રીઓની એક મજલીસ જમાવ કરશ, અને ત્યાં ત્હારો હાથ હું પકડી લઇને તેઓ સનમુખ ખુલ્લું જાહેર કરી દેવશ કે મ્હારી પસંદગીનો ધણી આજેજ છે, અને મ્હારી સાથ રાજ્યગાદી-



તે આકારે પોતાનો જમણો હાથ ધમકી આપનારી રવેશે ઉઠાવ્યો.

લક્ષ્મી આર્ટ. ભાયખળા. મુંબઇ.

પર બેસવાને માટે એજ લાયક છે,– કેમ વહાલા, હવે તો તુને સંતોષ થયો, હવે તો ત્હારો અંદેશો દુર થશે?"

"હવે થયો." રોબરટ ખુશી થઇને બોલ્યો.

"તુને મ્હારા પ્યારમાં કદીબી અવીશવાસ થવું નહીં." જોનાએ ખાત્રી આપી "જેમ તું જીસ્મ અને જાનથી મ્હારો છે તેમજ હું બી તન અને દીલથી ત્હારી છું. એક દીવસ એવો આવશે કે જે વખતે હું તહારો હાથ પકડીને બોલીશ 'મ્હારા રોબરટ, આજથી તું નેપલ્સનો રાજા છે'—અને તે વખતે તુને જેટલી ખુશાલી નહીં લાગશે તેટલી ખુશાલી મ્હને લાગશે."

જોના બાગ્યેજ તે વાકય પુરો કરી રહી કે તેના તે ખાનગી ઓરડાનો અલગો દરવાઝો ઘણાજ જોરથી ખોલી નાંખીને એક આકાર ત્યાં આવી ઉભો.—તે આકાર તમામ બકતરમાં સજ્જ થયલો હતો જે બકતર મરહુમ રાજા રોબરટ કોઇ કોઇ વખતે પહેરતો હતો.

રોબરટ તો તે આકારને જોઇને ગભરાઇ ઉઠી ઉભો થયો, જ્યારે રાણી જોના મરહુમ રાજા રોબરટનું રૂહ આવેલું સમજીને થર થર ધરૂજતી બને હાથો ઉંચા કરીને રોબરટના શરીરપર તુટી પડતાંજ બેહોશ થઇ, અને પેલા બકતરવાલા આકારે પોતાનો જમણો હાથ જાણે ધમકાવવાની ઢબે આહીસ્તા આહીસ્તા ઉંચો કીધો!

પોતાના આશકને રાજગાદીપર નહીં બેસાડવો એવી ધમકી આપતું મરહુમ રાજાનું રૂહ ત્યાં આવ્યું હતું એમ સમજી લઇને કંપતી ધરૂજતી જોના રોબરટના હાથોમાં હોશ ફરામોશ થઇને પડી હતી, અને રોબરટ પોતેબી મરહુમ રાજાને કબરથી ઝીનદા થઇ આવેલો સમજતાંજ બીધો હતો!

## પ્રકરણ ૩૯ મું.

### ગભરાટપર ગભરાટ!

રોબરટે જેમ જેમ તે આકાર તરફ જોયા કીધું તેમ તેમ તેની ધાસ્તીમાં વધારોજ થતો ગયો, અને આખીર તેણે પોતાનો ચેહરો ફેરવી લેતાંજ બને હાથો આંખોપર મુકી દીધા.–એક મીનીટ, અને બીજી મીનીટે જ્યારે તેણે હાથ ઉંચકતાંજ ચાહયું કે પાછી નઝર નાંખી લે, તો તે વખ્તે તેણે શું જોયું? દરવાઝો બંધ થયો હતો, અને પેલો આકાર ગુમ થયો હતો!

રોબરટના મનપરથી હવેજ બોજો ઓછો થઈ શકયો. અને તેણે પહેલું કામ જે કીધું તે રાણી જોનાને કોચપર સુવાડીને તેના ચહેરાપર પાણી છીરકવાનું હતું.–આહીસ્તા આહીસ્તા રાણી જોનાએ આંખો ખોલી, અને રોબરટને પોતાની પાસે જોઇને તો સુધી આવતાંજ તે ચમકી, અને ગભરાયલી તેણે નઝર ઉઠાવીને દરવાઝા તરફ જોઇ લીધું.

"કોઇ નથી–કાંઇ નથી" રોબરટે તેને તેમ જોતી જોઇને કહ્યું.

"રાજાનું રૂહ! મરહુમ રાજા રોબરટનો આકાર! શું ગયો?" જોનાએ ફાટે ફાટે ડોળે પુછ્યું.

"મ્હને તો લાગેછ કે આપણો કોઇ ખ્યાલ એ હતો." રોબરટે રાણીનો ગભરાટ દુર કરાવવાની કોશીશ કરતાં અડાવ્યું.

તે સાંભળીને કોચપરથી જોના ઉઠી, તે ધીમા પણ મકકમ પગલાંએ દરવાઝા તરફ ગઇ, તે વાંકી વલી, અને ગાલીચાપર પગલાંનો છાપ પડેલો જોઈ તથા બતાવીને ઘેરાયલા ઘેરાયલા સાદે બોલી "નહીં, રોબરટ—એ કાંઇ આપણો ખ્યાલ નહીં હતો. જો આએ પગલાં બી પડેલાં છે, ખચ્ચીતજ મરહુમનુ રૂહ—"

"જોના, તું ગભરાયલી હોવાને સબબે એમ બોલેછ." રોબરટે સમજાવ્યું "રૂહ હોય તો પગલું કેમ પડે, મ્હને તો લાગેછ કે આપણા કોઇ દુશમને મરહુમ રાજાનું બકતર પહેરી આપણને બીધરાવ્યા હતા!"

"તો ચાલ પ્યારા, આપણે હતીઆર અને બકતર જે ઓરડામાં મુકવામાં આવેલા છે ત્યાં જઇએ અને જોઇએ કે રાજાનું બકતર ત્યાં છે કે નહીં."

"બહુ સારી વાત છે.–ચાલ, આપણે જઇએ. જો બકતર ગુમ થયલુ જણાશે તો જાણી જવાશે કે કોઇ દુશમન મહેલમાં પેઠોછ અને તેણે મરહુમ રાજા રોબટના બકતરને ચોરી લઇ પહેરી આપણને ધ્રુજાવ્યાછ."

તેઓ બેઉ સાથમાં ગયા. થોડુંક ચાલીને એક દરવાઝો ખોલીને અંદર દાખલ થતાંજ એક દાદર જણાયો. તે દાદર ઉતરીને જવાથી બકતરખાનું આવતું હતું, જે બકતરખાનામાં ત્રીસ બકતરો લટકાવવામાં આવેલા હતા, અને જે બે હારમાં સામસામા રાખવામાં આવેલા હતા.

બકતરખાનામાં તેઓ દાખલ થાય તે અગાઉ તેમની નઝરે થોડેક છેટે એક તેઝ રઉશની દેખાઇ, અને તે ઉજાલો જોતાંજ તેઓ બન્ને ત્યાંના ત્યાંજ સ્તબ્ધ બની ઉભાં રહી ગયાં.

"એ શું છે?" જોનાએ રોબરટનો હાથ ધાસ્તીથી દાબીને પુછ્યું.

"એ દીશામાં કોઇ ઓરડાનો દરવાઝો ખુલ્લો હોય અને તે ઓરડાની અંદરથી એ રઉશની આવતી હોય તેવું જણાયછ." રોબરટના કપાલપર જે ઠંડો પસીનો પડવા માંડતો હતો તેને નુંછી નાખતો તે બોલ્યો.

"રોબરટ એમ શું બોલેછ? ત્યાં કોઇ દરવાઝોજ નથી કે તે ઉઘડી શકે!" જોના વધતા ગભરાટથી બોલી પડી.

"તઅજ્જુબી તેજ છે! મગર, પ્યારી તું એટલી બધી કાંય ધરૂજરી બનેછ! હીમ્મત રાખ, જોના, હીમ્મત રાખ. આપણે કાંઇ બચ્ચાં નથી કે એવી એકાદ ચીઝથી ગભરાઇ જઇને ધરૂજવા કંપવા મંડી જઇએ!"

અને રોબરટે જોયું તો તેનું સમજવાને બદલે જોના તો બકતરખાનામાં ફાટે ફાટે ડોળે જોતી હતી, તેમ જોઇને તે બોલી "જો–જો, રોબરટ, જો મરહુમ રાજા રોબરટનું

બકતર તો પેલું રહયું !"

"હાં" ગરાટબપર ગભરાટ તે બેઉનો વધ્યો, અને રોબરટ ડધાઇને જોતો બોલ્યો.

"અફસોસ ! અફસોસ ! આપણી વાતપર નારાઝ થઇને મરહુમ રાજાનું રૂહજ મહારા ઓરડામાં આવ્યું હતું ! અરે ત્યારે મરનાર મુઆ પછીબી આપણો પીછો મુકતો નથી."

"હીમ્મત રાખ જોના, હીમ્મત રાખ."

"કેમ હીમ્મત રહે, રોબરટ ?" જોનાએ ગલગલા સાદે પુછયું "આપણે તે આકારને જોયો અને તે પછી અહીં આવ્યા તેને એટલો તો થોડો વખ્ત થયલો છે કે કોઈ આપણો દુશમનબી એ બકતર પહેરીને આપણને ગભરાવવા આવે તો તે બનવુંજ અશકય છે, તે એટલા વખતમાં આપણી તરફથી પાછો આવે શું અને બકતર ઉતારે શું, અને જાય કયાં ?"

"જોના ! તું કેટલી બચ્ચાં સહી વાત કરે છે ! મરહુમ રાજાનું રૂહ આવ્યું હોય તો રૂહના પગલાંબી ઓરડામાં પડે ખરાં કે ? તું નાદાન છે, પ્યારી, ચાલ, ચાલ, આપણે એ રઉશની કયાંથી આવેછ તે ઝરા જોઇ લઇએ."

"મ્હને તો ધાસ્તી લાગેછ." જોનાએ હીલચાલની હીમ્મત કરવા વગર કહયું.

"તું ચાલ, જોના, હું તહારી સાથે છેઉં." અને એમ બોલતાજ રોબરટે જોનાનો હાથ પકડીને ખેંચ્યો-જોના રોબરટની સાથે ઘસડાઇ-પણ, તેઓ થોડાજ પગલાં આગલ ગયાં તેટલાં જ્યાંથી પેલો તેજસ્વી ઉજાજો આવતો હતો તે તરફની એક બારી ખુલ્લી થઇ ગઇ, અને જે દેખાવ તે બન્નેની નૂઝરે પડયો તે તે બેઉનું લોહીબી બંધ કરી નાંખે તેવો હતો ! જોના અને રોબરટના પગો ફરી એક વાર આગલ વધતા અટકયા, અને બેઉ પત્થરના પુતલાં હોય તેમ એકબી જુમબીશ વગર ત્યાંજ ઉભા રહીને લાકડું થઇ ગયાં !

## પ્રકરણ ૪૦ મું.

### સખ્ત ભેદી એક તમાશો!!

પેલી બારીમાંથી જણાયું કે અંદર એક ઓરડો હતો જેની દીવારો ચારો તરફથી સુફેદ કપડાંએ બંધ કીધી હતી, તે ઓરડાની વચોવચમાં એક તેજ રોશનીવાળી બતી જળતી હતી, અને તે બતીની નીચે ચબુતરાની મીસાલ બનાવેલા ઉંચા તખ્તા પર પાંચ પુટલાંઓ હતાં, જે તે પુટલાંઓમાં અને જાનદાર આદમીઓમાં જાણે એક ઝરાકબી ફરક નહીં હતો !

જોના અને રોબરટ તો તે તઅજ્જુબ આપનારા દેખાવને જોઇને હયરાન રહયાં !- અરે તેમના પોતાના મહેલમાં, તેમની પોતાની જાણ વગર, આ શું થતું હતું ? આ કોઇ ભેદી ઓરડો હતો જેની નામોનીશાન તેમને ખબર ન હતી, અને તે ઓરડામાં આ પુટલાં-ઓની કારીગીરી હતી તે વાતથી બીલકુલ તેઓ બેખબર હતાં !!

અને, તે પુટલાંઓ કોણનાં હતાં ?-પહેલાં પુટલાંપર તેમની નઝર ગઇ તો તે પુટલું

ફીલીપા કાઉનટેસ ઓવ કેમેનોનું બનાવેલું હતું! હા, તે પુતલું સાફસાફ બતાવી આપતું હતું તે ખુબસુરતી–તે કદ–તે ચહેરો–તે આન, જે બધું જીવતી ફીતરતી ભારજા ફીલીપામાં હબ્બાત હતું!! તે બદમાશ બદખસલત બદતમીઝ અઉરતના બનાવેલા તે પુટલાંને એક કોચ-પર અરધી સુતેલી અને અરધી બેઠેલી હાલતમાં બતાવેલું હતું.

જોના અને રોબરટે એક બીજા તરફ નઝર નાખી, બેઉની ચશ્મોમાં ગભરાટ અને આતુરતાની નીશાની ખુલ્લી જણાતી હતી—બેઉએ પાછી નઝર પુટલાંઓના તે ભેદી ઓરડા તરફ નાંખી અને બીજું પુટલું કોણનું જણાયું? જોનાનું પોતાનું!!

આબેહુબ જાણે જીવતી જોનાજ ત્યાં જઇને ઉભી હોય તેમ જોનાને લાગ્યું, અને તે બહુજ હયરત અંગેઝ રહી કે તે ભેદી તમાશાની કારીગીરી અકકલને ચકકર આપે તેવી કુશળ-તાથી કરેલી હતી! રાણી જોનાનું તે પુટલું હતું જે ઉભું હતું, અને તેને પોતાની પાસે ઉભેલા બીજા પુટલાં સાથે જાણે વાત કરતી બતાવી હતી!—તે ત્રીજું પુટલું રોબરટ કેમેનોનું હતું!

રોબરટ અને જોનાના પુટલાંને એક બીજા સાથે વાત કરતાં બતાવેલાં જોઇને તેઓએ ફરીથી જોયું, અને તે વખતે તેઓ બન્નેની ચશ્મોમાં દહેશત અને ફીકર જણાતી રહી!–તે ભેદી દેખાવથી મતલબ શી રાખેલી હતી?

હવે પાછું તે તરફ જોતાં જણાયું કે ચોથું પુટલું એડ્રીઅન ત્રેસપેલોનું હતું!–બદમાશ ફીતુરી જહન્નમના રાક્ષસ તે સીહાકાર ફીઝીશ્યન જેનરલનો ચહેરો તેના ધાટકીપણાં સાથે બતાવેલો હતો, જે ચહેરાથી દુન્યાની નેકી અને દયા ગોયા લાખો કોસ દુર જણાતી હતી!! મગર, જોના અને રોબરટનો તે વહાલો ચહેરો તો તેમને ફીઝીશ્યન–જેનરલના ગંભીર આવભાવ સાથનોજ જણાયો!

અને હવે, પાંચમું પુતલું કોણનું હતું? કોઇનું નહીં–કોઇનું નહીં, પણ મરહુમ રાજા રોબરટનું હતું જે પુટલાંને જોતાંજ પોતાના કમરામાં થોડાજ વખતપર આવી ગયલા આકા-રની યાદ જોનાને થઇ, અને જેથી તે સરઅસર ધ્રુજી રહી.

"ન ગભરા તું, ન ગભરા તું, અઝીઝ જાન, એ તો સીરફ મોમના પુતલાં મને લાગેછ! મગર કોણ જાણે એ પુટલાં કોણે બનાવ્યાંછ, અને આપણા મહેલમાં એમ ભેદી રીતે કેમ ગોઠવી શકયાછ? હું તો જેટલો પુંટલાંથી તઅજ્જુબ નથી થતો, તેટલો બધો એ ભેદી કારીગીરીથી હયરાન છું."

બનાવટી તે જાન વગરના મોમના પુટલાં માત્ર હતા તે ખાત્રી સાથે હવે જોનાએ પાછો તે દેખાવ જોવા નઝર નાખી તો તે ભેદી દેખાવ એક તમાશામાં બદલાઇ ગયો!!

"શું એ બનવા જેવુ છે! શું એ મુમકીન છે પ્યારા રોબર્ટ કે મારી આંખો મને દગો દેછ?" જોનાએ પુછયું "જો—રોબર્ટ—જો" રોબર્ટનો હાથ જોરથી દાબતાં ધ્રુજી કંપીને જોનાએ કહયું "અરે એ પુટલું તો હીલચાલ કરેછ! જો જો, રોબરટ, તું જો, મરહુમ રાજા રોબરટના પુતલાંમાં કેવો ફેરફાર થાયછ!"

અને ખરેખર, ભયંકાર એક ફેરફાર તે પુતલામાં થયો. રાજાનો ચહેરો ઉતરી જતો ચાલ્યો, તેના હાથ પગ ઢીલા થતા ગયા, અને બોલ બોલતામાં તો તે પુતલું બેસુધ જઇને

તબાહ થઇ ગયું—જાણે તેની નામોનીશાન નહી રહી—અને રાજા રોબરટના પુતલાંના ખતમ થવા સાથે એક બીજુ નવું પુતલું ઝમીનમાંથી આહીસ્તા આહીસ્તા ઉંચકાઇને ઉપર આવ્યું!

તે નવું પુતલું જે ઉંચકાંઇ આવ્યું તે મરહુમ એનદરીઆનું હતું!

એનદરીઆના પુતલાંએ અદબ વાલેલી હતી, અને તેની ગરદનપર પેલાજ રેશમી દોરડાનો ફાંસો નાંખેલો જણાતો હતો!!

એક ચીખ કંગાલ જોનાની છાતીમાંથી તે દેખાવ જોવાથી નીકલી પડી, અને તે એક ગશ ખાઇને રોબરટના શરીરપર ઢલી પડીઃ—રોબરટે બન્ને હાથોમાં તે ચુરેલનીને પકડી લીધી મગર અંતકરણના ડંખથી આજીજ થયલી તે કંગાલ ખુની રાણી પોતાના મરહુમ શઓહરનો મરતી વખ્તનો દેખાવ એકવાર ફરીથી જોતાંજ બીજી એક ચીખ સાથ ફરી ગઇ. તેણે આંખો પર હાથ મુકી દીધા, અને બોલી "અરે, એ દેખાવ મહારૂં રૂવેરૂવું હવે ધરૂજાવેછ—રોબરટ, રોબરટ, મ્હને અહીંથી લઇ જા, નહીં તો હું વધુવાર એ જોવાથી પાગલ બની જવશ—દીવાની થઇ જવશ—શુરીદા, શુરીદા બની જવશ."

અને તેટલું બોલતાંજ તે કમબખ્ત ખુની રાણી અંતકરણનો ડંખ ન ખમાવાથી હોશ ફરામોશ થઇને ત્યાં એક મોટા જોહક સાથ ઝમીનપર અફલાઇ પડી.

ઓ શયતાન-ખસલત પાપીઓ, તમો શું કામ દોઝખના દરવાઝામાં દાખલ થાઓ છો જ્યારે ત્હમારાથી તે જહન્નમની અંદરની ગરમી સહન થઇ શકતી નથી?—જોના, જોના. આજે તો તુને સીરફ એક ભેદી દેખાવ જણાયો હતો, પણ કોણ જાણે હવે પછી તુને ત્હારા જુનુની કામ માટે કેટલું બધું ખમવાનું હતું! કેટલી તબાહીના ગારમાં તુને તે ત્હારી પલીદી હોમાવીને બરબાદ-મરબાદ-બરબાદ કરવાની હતી!

## પ્રકરણ ૪૧ મું.

### રઇયતનું તુફાન!

રાણી જોના તે તમાશાથી હોશ ફરામોશ થઇ ગઇ, અને અજાયબી તો એ થઇ કે તેજ વખતે પેલી ધક-બ-ધક ખુલેલી બારી તેટલીજ અચાનુચી અને ઝડપથી બંધ થઇ ગઇ!—રોબરટ ડ ક્રેબેંનો તઅજ્જુબીના દરીયાવમાં ગોયા ડુબી ગયલો ત્યાં સ્તબ્ધ થઇને એક પત્થરનું પુટલું હોય તેમ થોડોક વખત તો ઉભોજ રહયો, પણ પછીથી તુરતની ટકેબી રાણીને ઉંચકી લેવાને બદલે તે સોચમાં ગીરફતાર થઇ ગયો!

એ ત્રણ મીનીટ તેણે આજુબાજુ જોવામાં અને પેલા ભેદી ઓરડામાંના ભેદી તમાશાપર અનેક વીચારો ચલાવવામાંજ ગુઝારી, અને જ્યારે તે પેલા ભેદને કાંઇક ઉકેલી શકવાને શકતીવાન થયો ત્યારેજ તેણે રાણીને પોતાના હાથોમાં ઉપાડી લેવાનું અને તેને તેના ખાનગી ઓરડામાં લઇ જઇને ફ્રાસપર સુવાડવાનું ધ્યાનબી થયું!

રોબરટે જોનાને કોચપર સુવાડતા તેના ચહેરાપર મેજપર મુકેલી શીશીમાંથી થોડુંક ખુશબુદાર પાણી છીરકવા માંડયું, જે પાણી રાણી જોના હમેશા પોતાના ખુબસુરત ચહેરાપર ગરમીને વખ્તે થોડું થોડું નાખવાની આદતમાં હતી. પાણી છીરકતાં રોબરટે તે મોહન મુખડાપર પ્યારથી પોતાના હાથની હવા નાંખવા માંડી!

"મ્હને તો લાગેછ કે મહેલમાં આવું એક પુટલાંખાનું તેના સીવા કોઈબી ઉભું કરી શકેજ નહીં" રોબરટ મનમાં અને મનમાં બબડયો "એ, એજ એક હીમતદાર આદમી આ શહેરમાં છે જે મહેલમાં કોઈ ખાનગી ભોંયરા મારફતે અંદર દાખલ થયો હોય અને તેણે પુટલાંઓ ઉભાં કીધાં હોય.–મ્હારી માદર કહેતી હતી તે ખરૂંજ હતું, એ ડાકુ આખીર કરેને એક ડાકુજ કહેવાય તો તેનાથી બુરાઇ સીવા ભલાઇ કમતીજ થવી જોઇએ. મ્હને તો નકકીજ લાગે છે કે બુરીઅનેજ મહેલમાં કોઇ રીતે દાખલ થવાની હીમ્મત કીધીછ, તે પુટલાંઓ ઉભાં કીધાંછ, મ્હને અને રાણીને ધાસ્તી આપીછ! હવે, તેથી, હું કદીબી એ બુરીઅનના શબ્દોપર લુભાઇ જઇશ નહીં, પણ એ ડાકુને મ્હારો દુશમન સમજી લઇશ."

ઘડીમાં કાંઇ તો ઘડીમાં કાંઇ વીચાર બદલી નાંખનાર રોબરટે હવે બુરીઅન માટે વહેમ લઈ જતા તેની સામે પોતાના બખાળા કાઢયા; મગર, તે મનમાં કાંઇબી વધારે સોંચે કે બડબડે તે અગાઉ રાણી જોનાએ હાથ પગ હીલાવવા માંડયા, અને આંખ ખોલીને ફાટે ડોળે જોવા પડી.

"કેમ છે, પ્યારી?" રોબરટે પુછયું.

"રોબરટ!" રાણી આજુબાજુ નઝર ફેરવી ફેરવીને કાંઈ યાદ કરતાં બોલી "રોબરટ! આપણે કયાં છીએ?"

"ત્હારા પોતાના ઓરડામાં, મ્હારા જાન." રોબરટે રાણીના માથાપર પ્યારથી હાથ ફેરવીને જવાબ આપ્યો.

"આપણે તો પેલાં પુટલાં જોતાં હતાં ની?" રાણીએ ટગર ટગર રોબરટના ચહેરા સામે જોઇ અજાયબી સાથે કહયું.

"પુટલાં? પુટલાં શાના? પુટલાં કોણુના?" રોબરટે વાત ઉડાવી નાંખવા અને રાણીને તે ખ્યાલથીજ દુર કરવાના ઇરાદાથી પોતેબી અજાયબી બતાવી.

"પુટલાં, પેલાં પુટલાં, ત્હારી માદરનું, ફીઝીશ્યન જેનરલનું, ત્હારૂં, મ્હારૂ, મરહુમ રાજા રોબરટનું અને એનદરીઆનું! તે, તે સઘળા પુટલાં શું આપણે નહીં જોયાં?"

"અરે તેં સ્વપ્નો જોયો હશે." રોબરટે હસ્તો ચહેરો કરીને કહયું.

"સ્વપ્નો? સ્વપ્નો? એ તું શું બોલેછ, પ્યારા!" જોના રાણી તઅજ્જુબ થતી પુછવા પડી "પેલો કોઇ આકાર આવીને આપણી સામે અહીં ઉભો, તેને જોઇને હું બેહોશ થઇ, પછી સુધીમાં આવતાંજ હું ને તું બેઉ સાથમાં બકતરવાળા ઓરડા તરફ ગયાં, ત્યાં આપણે તેઝ રોશની જોઇ, પછી એક ભેદી ઓરડો જોયો, અને પછી તેમાં પુટલાં જોયાં, અને તે પુટલાંમાં એનદરીઆના પુટલાના ગલાંમાં પેલાજ મ્હારા રેશમી દોરડાનો ફાંસો નાખ્યો—"

"હું તો એમાનું કાંઇબી જાણુતોજ નથી!" રોબરટે તમામ જુઠ બોલતાં રાણીના

વીચાર ઉડાડી મુકવાની કોશીશથી કહ્યું "તેં સીરફ ખાબ જોયલો મ્હને તો લાગેછ! બાકી પુટલાં શાના ને વાત શાની?"

"ત્યારે? ત્યારે શું થયું? શું થયું તે તો મ્હને કહે." રાણી આંખ ચોળતી ચોળતી દીવાના માણસની અદાથી આજુ બાજુ પાછી નઝર નાંખતી ગભરાતમાં પુછવા લાગી "મ્હને કહે ત્યારે કે આ શું હતું?"

"જોની, વાત એમ છે કે તુંને હું વાત કરતાં હતાં તેટલાં મ્હને લાગેછ કે મરહુમ રાજાનું બકતર પહેરીને કોઇ આપણો દુશમન અહીં આવ્યો અને તે દેખાવ જોઇને તું બેહોશ થઇ ગઇ. તું બેહોશ થઇ કે હું ત્હારે માટે ગભરાટમાં પડયો, તેટલાં દુશમન ચાલી ગયો. મ્હારો તો ઘણો વીચાર થયલો કે હું તે બકતરવાલા આકારની પાછલ જઇને તેને પકડી લઉં, પણ તુને બેહોશ અકેલી અહીં છોડીને કેમ જાઉં, પ્યારી જોના? હું તો ત્હારીજ ખીદમતમાં અહીં બેસી રહયો."

"ઓ, ત્હારો કેટલો બધો ઉપકાર, મ્હારા જાન." જોના રોબરટના હાથપર હાથ મુકી દેતાં બોલી, પણ પછી કાંઇ યાદ આવ્યાથી તે પુછવા પડી "રોબરટ, ત્યારે પેલા પુતલાંની વાત—"

"પુટલાં ફુટલાં તો તેં ત્હારી બેહોશી દરમ્યાન કોઇ ખાબ જોયો હશે! હું તો પુતલાંની વાત કંઇ જાણતોજ નથી."

"તો શું પેલો આકાર અહીં ઓરડામાં આવ્યો તે જોઇને હું બેહોશ થઇ ગઇ, અને તે બેહોશીમાંથી હું હમણાંજ સુધીમાં આવી, એમ કે?"

"હા એમજ તો." રોબરટે તુરતજ કહી દીધું.

"ઓ, ત્યારે તો મ્હારા માથા ઉપરથી એક મોટો બોજો ઉંચકાઇ ગયો!" જોના રોબરટની બનાવટને ખરી માની લેતી પોતાના દીલને તસલ્લી આપીને બોલી.

"પ્યારી, તું એ વાતપર કોઇ ખ્યાલ ન કર તું ખુશીથી નીંદ એક મીઠી કરી લે, તેટલાં હું આપણો દુશમન જો મલે તો તેની તપાસ કરવા જાઉંછ," રોબરટે ત્યાંથી જવાની આરઝુ કીધી, અને કોઇ ચીઝ યાદ આવી ગઇ હોય તેમ ઝટ બોલ્યો "હંઅ! ને બીજું શું, મહારી એવી મરઝી છે કે આપણે આપણી નબળાઇ આપણાં દોસ્તો આગલ ઝાહેર કરી ન દઇએ. માદરને, એદરીઅનને, કેરોલીનાને, બરત્રાન્ડને, કોઇને કોઇનેબી આપણે પેલા બકતરવાલા આકારની વાત નહીંજ કહીશું તો ઠીક થશે, ખ્યાલી કોઇ આકારબી તે હોય અને આપણી નબળાઇપર દોસ્તો મસખરી કરે તે ઠીક નહીં."

"ત્હારૂં બોલવું વાજબી છે, પ્યારા" જોનાએ રોબરટને ટેકો આપ્યો "આપણે જેમ તે આકારની વાત કોઇ આગળ કરશું નહીં. તેજ મુજબ હુંબી મહારી બેહોશીમાં મેં જોયલાં પુટલાંઓનો સ્વપ્નો નહીંજ કહીશ."

"અઉરબી બહેતર" રોબરટે કહ્યું "હવે મ્હને રજા છે?"

"સીધાર, પ્યારા." જોનાએ હસીને કહ્યું.

રોબરટ તે પછી ગયો, અને જોના દરવાજો બંધ કરીને આસાએશ લેતી કોચપર લેટી.

હવે આપણે ત્યાં જઇશું જ્યાં ફીલીપા ગઇ છે. ફીલીપા પોતાના બેટા રોબરટને જોના આગલ જવા માટે સમજાવવામાં ફતેહ મેલવ્યા બાદ પોતાની જીતપર ખુશી થતા થતી એડરીઅન આગલ ગઇ હતી.

"પ્યારા એડરીઅન" ફીલીપા દોડી જઇને એડરીઅનની બાજુમાં બેસતાં બોલી "રોબરટ પોતેજ મારા ઓરડામાં આવ્યો હતો અને તેને મેં એવો સમજાવી પટાવી લીધો કે બોલ ના પ્યારા. મેં તો એને છેલ્લે તાજની લાલુચ બતાવીને એ કહયું કે 'જા જઇને રાણીના પગોપર માથું મુકી દે.'"

"અને તે ગયો કેમ?" એડરીઅને પુછ્યું.

"ઘણી ખુશીથી ગયો."

"પણ વાર. તેં રોબરટને ત્રણ દીવસ પોતાના ઓરડામાં ભરાઇ બેસવાનું કારણ તો પુછ્યું હશેની?" એડરીઅને મલકાતો ચહેરો રાખતાં સવાલ કીધો.

"હા તેણે જવાબમાં એ જણાવ્યું કે ડાકુ બુરીઅને તેના કાનમાં એવા તો શબ્દો રેડી દીધા હતા કે તેનું ચીત ન ચીતમાં રહયું!" ફીલીપાએ કહયું.

એડરીઅનનો ચહેરો તે સાંભલીને ગંભીર બની ગયો અને તેણે ધીમા પડતા આવાઝે કહયું "ફીલીપા, ફીલીપા, એ બુરીઅન આપણો દુશમને જાન છે, એણે શું શું કહયુ હશે તેની અટકલ કરી શકુંછ. જો સાંભળ, એ બુરીઅ——"

પણ તેણે જાણે દીવારનેબી કાન હોય તેમ ધીમા આવાઝેબી ન કહેતાં ફીલીપાના કાન પર પડીને કાંઇ કહી દીધું!

ફીલીપાએ તે સાંભળીને એક ચીખ પાડી–અને ગોયા ઝહરીલા કોઇ સરપે તેને ડંખ માર્યો હોય તેમ ઉછળીને બે કદમ પાછલ હટી ગઈ!

"શું એમ છે?" ફીલીપાએ લહુ વગરના ફીકા થઇ ગયલા હોટો વચેથી સાદ કાઢયો.

"એમજ છે—એમજ છે." એડરીઅને કહયું, અને તે ખાત્રી સાંભળીને તો ફીલીપાની ધાસ્તીમાં અઉરબી ઝીઆદા ધાસ્તી પયદા થઇ રહી!

આપણે હવે ત્યાંથીબી ફરીને ઉપલા બનાવને બીજે દીવસે શું થાય છે તે જોઇ લઇશું.

ડયુક ઓવ ફુરા અને આરચબીશપ ઓવ તેરેન્તોએ પોતાના છુપા જાસુસોની એક ટોળી આખા શહેરમાં ફરતી કરી મુકી હતી જે જાસુસો લોકોને હરદમ ઉશકેરતા રહયા, અને મરહુમ ડયુક ઓવ કેલેબરીઆને દફનાવવામાં આવ્યો તે દીવસે તો તે ઉશકેરણીના પરીણામમાં રઇયતના નીચલા વરગના લોકોએ ટોળે ટોળામાં જમાવ થઇને એક મોટું હુલ્લડ મચાવવાનો ઇરાદો કીધો.—જે મ્હાંજે આપણે નજર નાંખીએ છીએ તે મ્હાંજે આમના મોટા ભાગે મહેલ તરફ ટોળાબંધ જવા માંડયું.

એડરીઅનને તે તુફાનની આગલથીજ ખબર થઇ ગઈ હતી, અને તેથી તેણે—જે વખતે લોક મહેલ તરફ ધસી આવવાનો ખ્યાલ કરતું હતું તે વખતે— મહેલમાંના પોતાના અઝી-

ઓની એક મજલીસ મેલવી!–રાણી જોના, પ્રીઝીશ્યન–જેનરલ, હાઇ ચેનસલર પેતરૂશીઓ વેનચુરા, કાઉનટેસ ઓવ કેઓનો, તેનો બેટો રોબરટ, દોના કેરોલીના અને બરત્રાન્ડ ઓવ આરત્રોઇસ મસલહત ચલાવતાં ભેગાં મલ્યાં હતાં.

અરધો અરધો દીવસ ફકત ધંધો અને કામ કરીને લોક ખાસ ઈરાદાથી ટોળાના ટોળામાં શામીલ થઇ મહેલ તરફ આવતા હતા, અને તેની ખબર થોડે થોડે વખતે એડરીઅનનો જાસુસ આપતો રહેતો હતો.–અને તેથી ભેગી મલેલી મહેલમાંની મજલીસના એકે એક જણાના ચહેરાપર દીલગીરીનો ઉંડો છાપ પડેલો હતો!

રાણી જોના ફીકી પડી હતી અને ધરૂજરી થઇ હતી. તે તો અનેક વીચારો કરતી હતી, અને દર વીચારે તેના મનમાં એનું એજ હવે આવતું હતું કે એનદ્રીઆને મારી નાંખીને તમામ બુરૂ કામ કરવામાં આવ્યું હતું: એનદ્રીઆ જીવતો હતો ત્યારે જે તેના મનમાં ધારેલી તકલીફ તેને હતી, તેના કરતાં તો આ મુસીબત જે હમણા આવી પડેલી હતી અને હવે પછી આવી પડનારી હતી તે વધારે સખત અને મુશકીલ હતી! તેથી, તે તમામ કીમત હારીનેજ પોતાના મીત્રો તરફ જોતી રહેતી.

પ્રીઝીશીયન-જેનરલ બદમાશ એડ્રીઅનથી ઠંડો અને સરદ દીલનો બની ગયો હતો!–તેણે ધાર્યું કે આજે તલવાર ચલાવીને ખુનરીઝી કરવામાં ફાયદા કરતાં ખરાબી વધારે હતી, કારણ કે દુશમનોએ ખુદ લશકરમાંથી એવી રીતે ઉશકેરણી ચલાવી દીધી હતી કે જો હીકમતથી કામ કરવામાં નહીં આવે તો નેપલ્સની રાણીની ફઉજ નેપલ્સની બંડખોર રઇયતને મારવાને બદલે ઉલટી રાણીનેજ મારે, અને ત્યારે તો તમામ તબાહીજ થઇ જાય! તેથી, ફીતુરી અને ચાલાક તે બદમાશે સમો જોઇને સંભાલથી કામ કરવાનો વીચાર કરતાં બંદખોરો સામે લશકર મોકલવાની નાહાની નહીંજ કરવાનો ખ્યાલ બાંધ્યો. પણ ત્યારે, હવે રઇયતના આવતા તુફાનને દબાવવુંબી તે કેમ?

ફીલીપાની છાતી તો ધાસ્તીથી ઉડતી હતી!–તે પાપી જાણતી હતી કે બંદખોરોના સપાટામાં જો તે પોતે સપડાઇ ગઇ તો પછી તેના તો પુરજે પુરજા ઉડવાના હતા! તે જોકે પોતાના મીત્રો સામે પોતાની ધાસ્તી છુપાવવાની ઘણીબી કોશીશ કરતી હતી, તોબી તેના ચહેરાપરનો રંગજ સાફ સાફ કહી આપતો હતો કે તેની હાલત શું હતી.

દોના કેરોલીનાબી પોતાની ખાતુન રાણી જોનાની મીસાલ ફીકી બની ગઇ હતી. તેના દીલમાંબી ધાસ્તી હતી કે તમામ તેની મઉજ શઉકનો નાશ થવાનો હતો, અને રઇયતના હુલ્લડથી તે બરબાદ થવાની હતી!

બરત્રાનડે પોતે ધાસ્તી છતાંબી હીમ્મતને છોડી દીધી નહીં હતી–હાઈ ચેનસલર પેટરૂશીઓ તો જાણે બુઢાપો આવ્યો હોય અને તેથી તમામ શકતી જતી રહી હોય તેમ તેના પગ થરથર ધુજતા હતા!

"જે વખત જાયછ તેમાં રઇયતનું એક મોટું ટોળું આપણા મહેલપર હુમલો લાવશે, અને દરવાજા તોડી ફાડીનેબી તેઓ અંદર દાખલ થઇ આપણુને મારશે." એડરીઅને ફીકર બતાવી.

"તો શું ત્હમે આપણી ફ્રુઉજપર ઝરાકબી આશા રાખતા નથી?" ફીકર છલાંબી ફીકરને દબાવવા અને ઉડાવવાની કોશીશ કરતાં ફીલીપાએ સવાલ કીધો.

"બીલકુલ નહીં" એડરીઅને જવાબ આપ્યો "દુશમનોએ લશકરમાંબી બેદીલી ફ્રેલાવવા ઘણી ઉશકેરણી ચલાવી છે, અને મ્હને પુરી ખાત્રી છે કે આજે જો રઇયતનું તુફાન દાબી દેવા કત્લનો હુકમ આપશું તો રઇયતને કતલ કરવાની પહેલા આપણનેજ આપણું લશકર મારી નાખશે."

"નામદાર પ્રીઝીશ્યન-જેનરલ જો ત્યારે નામવર રાણીની ફ્રુઉજને ઉશકેરનારા દુશમનો ડયુક ઓવ ડુરાં અને આરચબીશપ ઓવ તેરેન્તોને પકડી લાવવા માટે હુકમ હમણાંજ કઢાવે તો કેમ?" કેરોલીના બોલી "હું ધારૂં છ કે તુફાનીઓની ટોળીને ભમાવનાર એ બે આગેવાનોને પકડવામાં આવશે તો બધું નરમ પડી જશે."

"પણ મોહકાણ્ બધી તો ત્યાંજ છે કે આપણા એ બે દુશમનોનો મદદગાર પેલો ડાકુ બુરીઅન છે," એડરીઅને કહયું "એ ડાકુ સરદારનું નામ હમણાં હમણાં આખા શહેરમાં એટલું બધું તો માનીતું થઇ ગયું છે કે નીચલા વરગના લોકો તો એ બુરીઅનને પોતાનો મુરબ્બીજ સમજેછ!—અરે, જો બુરીઅન આજે એટલો બધો વધેલો નહીં હતે તો હું ડયુક ઓવ ડુરાની અને આરચબીશપની એક ટચાકડીભાર પરવાહબી કરતે કે? કદી નહીં, કદી નહીં."

"એ બુરીઅનને જો પહેલેથીજ દબાવી દેવામાં આવ્યો હતે તો આજે આપણને તેની દયાપર નહીં રહેવું પડતે." બરત્રાન્ડે બળાપો કીધો.

"તેમજ છે." એડરીઅને તેના બળાપાને ટેકો આપ્યો. "પણ, આપણી જાણ વગર એ ડાકુ યક-બ-યક એક મોટી હતીઆરબંધ ટોળી સાથે નેપલ્સમાં ઉભો થઇ નીકળ્યો. આપણને જો તેની હીલચાલની કોઇ ખબરબી મળી હતે તો ઝુરૂર એને શુરૂઆતથીજ ખલાસ કરતે."

"ત્યારે એમ કરોની" કેરોલીનાએ વચ્ચે બોલી દેતાં સમજાવ્યું "આપણી તરફમાં એ બુરીઅનને ખેંચી લેઓની! નામદાર રાણી જોના પાસે એટલો તો મોટો ખઝાનો છે કે જો તેમાંથી અરધોબી આપશે તો એ ડાકુ આપણી બાજુમાં ખેંચાઇને ચાલ્યો આવશે."

"તેમ નથી, કેરોલીના, તેમ નથી" એડરીઅને કેરોલીના તરફ નઝર નાંખી અને ચલાવ્યુ "એ બુરીઅન આપણા પઇસાનો ભુકો નહીંજ થશે, એ—"

"પણ હવે આપણે પેલા લોક જે હુલ્લડ કરવા આવેછ તેની કંઈ વાત કરો અને બચવાની કોઇ બારી શોધો." વાતની વચ્ચે પડીને તે ઉડાવતાં ફીલીપાએ કહયું "હવે એ તુફાનની સામે આપણે શું કરી શકશું?"

"હુંબી તેજ અંદેશામાં છું." પ્રીઝીશ્યન જેનરલે કહયું.

પણ તેટલાં રાણી જોના કોઇ શેરઝોરથી જુસ્સામાં આવી જઇને છડી ઉભી થઇ, અને બોલી "કંઇ નહીં, મ્હારી રઇયત મ્હારી સામે બળવો ઉઠાવવા આવેછ તો હું અકેલી હીમ્મતથી જવાબ આપવા જવાં, હું બગીચામાં ઉતરી પડશ, મ્હારા ઘોડા પર સ્વાર થવશ,

અને એકલીજ હું મ્હારી રઇયતની તરફ જઇને મ્હને તેમની દયાપર હું છોડશ. જો તેઓ મ્હારો જાન લે તો કાંઇ નહીં મ્હારો ભોગ આપીને હું તમો મ્હારા અઝીઝોના જાન બચાવી શકશ તો પછી કેટલો બધો સંતોષ મ્હારા જીવને થશે?"

જોનાએ આજુબાજુ નઝર ફેરવતાં ફેરવતાં તેમ જુસ્સાથી જ્યારે કહ્યું ત્યારે તેની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં, અને જોનાનું તે બહાદુરી ભરેલું બોલવું સાંભળીને ત્યાં જમાવ થએલાં તેનાં અઝીઝો ખુશી થઇ ગયાં! મગર, તે ખુશી પળવારનીજ હતી, કેમજે બીજીજ પળે તેમને બધાંને હુલ્લડનો ખ્યાલ ફરીથી આવ્યો!

"ગમે તેમ થશે તો તેની કાંઇબી પરવાહ વગર હું બંડખોરોની વચ્ચે જઇને ઉભી રહીશ, અને મહારો ભોગ આપવો પડે તોબી આપીશ." જોના ફરીથી જુસ્સાભેર બોલી.

અને આ વખતે તેના બોલી રહેવાં પછી તુરતજ બરત્રાનડે ઉઠીને તેવાજ ઝોર અને શોરથી કહ્યું "કદી નહીં—કદી નહીં, એમ કદીબી નહીં બનશે. અમે જીવતા હોઇએ અને અમારી રાણી પોતે જીવને જોખમે એક કામ કરવા તઇયાર થાય એ કેમ બને? તેનાં કરતાં તો તે જોખમ અમે ઉઠાવી લઇએ. નામદાર રાણીને બદલે તેનો આ નફકર બરત્રાનડ પોતાનો ભોગ આપવા તઇયાર છે."

રોબરટે જોયું કે બરત્રાનડના બોલવાથી રાણીપર એવી તો અસર થઇ ગઈ કે તે ઘણી માયાભરી આંખોથી બરત્રાનડ તરફ જોવા લાગી, જેથી રોબરટને લાગ્યું કે આ ખોટું થઇ ગયું હતું.

"મ્હારા અઝીઝ મીત્ર, હું આપની નેહાયત અહેશાનમંદ છું" રાણી ઘણી ખુશી સાથે બરત્રાનડ તરફ જોતી રહીનેજ બોલી "મગર આપ મ્હારે ખાતીર આપનો કીમતી જાન જોખમમાં જોંહકાવી દો એ મ્હને દીલગીર કરેછ."

રાણીની ચશમો જે રીતે બરત્રાનડને જોતી રહી હતી તે જોવાથી રોબરટ અદેખો અદેખો થઈ ગયો! તે પોતાના હાથમાંથી રાણી છટકી જાય તે માટે હવે તો આગળ કરતાં બી વધારે બીહતો રહેતો હતો, તેમાં વળી તે બીચકેલાને આ નવી બાબદથી મનમાં વહેમ ગયો કે રખે રાણી બરત્રાનડ તરફ વલાણ લઈ લે!—વહેમી અને અદેખા માણસની આદતજ એવી રહે છે: તેઓને તો ઝરા ઝરામાં કોઇ શક પડી જાય છે!

"ત્યારે, હવે, શું કરવું જોઇશે?" કેરોલીનાએ પુછ્યું.

"આવા એક અગત્યના બનાવપર મહારા બેટા રોબરટની ઝબાને કેમ ચુપકીદી અખત્યાર કીધી છે?" રોબરટના ચહેરાપર રાણી અને બરત્રાનડની વાતથી શું ફેરફાર થયો હતો તે પામી જતાં ચાલાક તે ફીતુરી ફીલીપાએ કહ્યું.

"હા—બોલો, રોબરટ" વહેમી બન્યો હતો અને ગુસ્સે થયો હતો તે જાણ્યા વગરજ રાણીએ હવે રોબરટ તરફ જોઇને કહ્યું "શું તમે અમને કોઇ સલ્લાહ આપતા નથી?" પણ તેટલાં દુરથી આવતો આવાઝ સાંભલીને રાણી ચોંકી ને બોલી "સાંભળો, રયતનું ટોળું હવે છેક નઝદીક આવી લાગેલું લાગેછ, હવે તો તેમનો સાદ સાંભલી શકાયછ, ઓ કેટલી મોટી બુમ? લોકો ચીલતાતા સાહેબ દોડતા આવેછ!"

"હવે, ત્યારે, શું આવાં એક હુલ્લડખોર ટોળાને દાબવા માટે આપણને નામવર રાણીની ફ્રોજને નમતાં અને સમજાવતાંજ જવું પડશે?" ફીલીપા તે સાદ સાંભલીને બોલી ઉઠી.

"નહીં–નહીં, ફ્રોજ ઉલટી આપણપર ઉલટશે–સીપાહોને ગોયા એક ટક મલી જશે!" એડરીઅન વચ્ચે બોલી પડયો.

"મહને કાંઇ થોડુંક બોલવા દો" રોબરટ હવે ઉઠી ઉભો થઇને બધાંઓને શાંત પાડવાનો હાથ બતાવીને બોલ્યો "હું હમણા સુધી મુગો રહયો તેનું એજ કારણ કે હું જોવા માંગતો હતો કે આય બધા અઝીઝોની મસલહત કોઇ સીધો રસ્તો લઇ શકેછ કે–મગર, હવેજ હું જોઇ શકયોછ કે મહને પોતાને બોલવા વગર કોઇ છુટકોજ નથી" રોબરટ વધારે વઝન મુકીને તેટલું એજ કારણથી બોલ્યો કે રાણી જોના તેના તરફ તેના બોલવાથી વધારે ખેંચાય "મહારી તો મોટામાં મોટી ફરઝ છે કે નામવર રાણીને માટે કાંઇબી કરવું. હું એક તદબીર તઇયાર કરી શકયોછ, મગર તે સમજાવવાને મહારી પાસે વખત નથી. સાંભલો આવાઝ છેક નઝદીક આવેછ અને હવે જે વખત જશે તેમાં હુલ્લડ મચાવનારાઓ મહેલના દરવાઝાનેબી તોડી પાડશે. રાણીને માટે હું કાંઇ એવું કરવા માંગુછ અને રઇતના તુફાનને એવી સમજાવતથી નરમ પાડી નાંખવા માંગુછ કે જાણે 'સાંપબી મરે અને લાઠીબી ન તુટે.'

"હા રોબરટ, આપ મુખત્યાર છો જે કરો તે કરવાને માટે." રાણી એકદમ બોલી પડી. અને તે બોલી ત્યારે ગમગીની કરતાં ખુશાલી વધારે તેના ચહેરાપર પ્રગટી નીકલી હતી.

સર રોબરટ ડ કેબેનો તે સાંભલીને તુરતજ દરવાઝા તરફ જવા ફરી ગયો, અને તેણે ફરતાંની સાથેજ બરત્રાનડ તરફ જે ડોળા કીધા તેથી બરત્રાનડ આ પહેલવહેલી વારજ સમજી ગયો કે રોબરટ તેની તરફ અદેખો થયો હતો!

રોબરટ ગયો, અને બીજીજ પળે તો મહેલના કમપાઉનડની બહાર મોટી બુમ પડી રહી!–લાકડી અને સોટા લઇને, જે મલી શકયાં હતાં તે હતીયારો લઇને, લોકનું ટોળે ટોળું ધસી આવ્યું હતું. ગોયા ધુળનો એક મોટો વંટોલ્યો ધસી આવ્યો હોય, ગોયા સમનદરનો એક મોજો ધસી આવ્યો હોય, તેમ રઇયતનું એક ટોળું મહેલની બાજુમાં ધસી આવ્યું હતું, અને ચીખપર ચીખ તેઓમાંથી ઉઠતી હતી, તેઓ ચીલ્લાતા હતા, અને તરેહવાર પુકારો કરીને તુફાન મચાવતા હતા!

હા, તે તુફાન આગલ અને આગલ આવતું હતું–તેઓની ધમકીઓ હવામાં ઉછળીને મહેલમાં આવી અઠડતી હતી–તેઓ મરહુમ એનડરીઆના ખુનનો જવાબ લેવા માટે બુમો પાડતા દીવાનાઓની મીસાલ ચીલ્લાતા હતા–એક નદીમાં જેમ તેની શાખાઓ આવીને મલે તેમ મોહલ્લા દર મોહલ્લાથી આદમીઓ આદમીઓને આવી મલ્યા હતા, અને હવે તેઓ મહેલને ધ્રુજાવી નાંખવા શોરોગુલ જે મચાવતાં તેનો કોઇ શુમારબી ન હતો!

મહેલની બારીઓમાંથી ફીકા અને આતુરતા સાથના ચહેરાઓ ડોકાવતાં હતાં, અને નઉકરો ખ્વાહીશ કરતાં કે મરવાથી બહેતર નહાસવાનું હતું!

અહખઅ! આ વખતે તે આલીશાન મહેલની જે હાલત હતી તે હાલત એક ઝુંપડી શું કદીમી–કાઇબી ખઝાનાને માટે–ખરીદી શકવા તઇયાર થાય કે? કદી નહીં–કદી, નહીં—

ઝુંપડીના મુફલીસો પોતાની શાંતિ આખી દુનયાના તમામ દ્રવ્યને માટેબી તે મહેલના તવંગરોને ન વેચે, કદી ન વેચે.

તે તુફાની ટોળું મહેલની છેક લગોલગ પહોંચ્યું કે મહેલની આસપાસના કમપાઉનડનો દરવાઝો એકદમ ખુલી ગયો, અને એક સ્વાર મ્યાન કીધેલી સીર્ફ એક શમશીર સાથે ત્યાં ઘોડેસ્વાર થઇને હાથમાં સુફેદ વાવટો લઇને કમપાઉનડની બહાર ઘોડો કુદાવી ગયો, અને ઘણી મોટી હીમતથી તે જઇને રઈયતના તુફાની ટોળાની સનમુખ ઉભો રહયો-તે દોસ્તીના ઇરાદાથી સુફેદ વાવટા સાથે ગયો હતો જેથી લોકોએ તેના પર હુમલો ન કીધો, પણ બધા ઉભા રહી ગયા.

"એ તો રાણીનો આશક રોબરટ ડ કેમેનો છે" એક આવાઝ તે ઉભા રહેલા ટોળાંમાંથી નીકલ્યો "એને મારી નાંખો-રીલીપાનો એ છોકરો છે, એને મારો ! એબી એનદરીઆના ખુનીઓમાંનો એક છે !"

ટોળાંનો જે વડો હતો તે હવે મોટેથી પુકારી ઉઠયો "ખબરદાર ! કોઇએબી આગલ વધવું નહીં ! રોબરટ શરણે આવ્યો છે. અને એના સુફેદ વાવટાથી હવે એ કહેના તે શું માંગે છે તે આપણે બરાબર સાંભલી લેવું જોઇશે."

"સાંભલો-સાંભલો" પુકારો પડી રહયા, અને લોક થોડીજ વારમાં તદનજ ચુપચુપ બની ગયું !

"હઝાર ઉપકાર હું આપ બધાનો માનું છું" બુલંદ આવાઝે રોબરટ હીમ્મત અને છટાથી બોલ્યો "આપ મ્હને ધીરજથી સાંભલી લો, અને જો હું આપને મ્હારા બોલવાથી સંતોશ ન આપું તો પછી આપ મહને ચાહો તે કરી શકો.

"સાંભલો-એ જે બોલેછ તે ઠીકજ બોલેછ." નરમ જે બડબડાટ ઉઠવા ગયો તેને દાબી દેતાં તેઓનો વડો ટોળાની તરફ ફરીને બોલ્યો, અને પછી સંપુરણ ચુપકીદી ફેલાઇ.

"પહેલાં તો, મહારા અઝીઝો" રોબરટે એક છટાદાર ભાષણ કરવાની અદાથી ચલાવ્યું "હું આપને અરઝ કરૂં છું કે આપ બધાએ શુરવીરોની માફક વરતવું અને ખ્યાલી અફવાઓથી દોરવાઇ ન જવું. મ્હારૂં સાંભલો, યાદ રાખો કે હું આપના ભાઇ જેવો છું, હું ત્હમારા પોતાનામાંનોજ એક છું, ત્હમો મોટે ભાગે મુફલીસ છો અને જો કે હું મહેલમાં વસ્તો થયલો છું તોબી હું પણ એક મુફલીસ છું. હું નેપલ્સના એક માછીમારનો છોકરો છું."

"અને ફીતુરી ફીલીપાનોબી છોકરો એ છે." એક આવાઝ પાછો ઉઠી રહયો.

"ખામોશ." પેલા વડાએ બુમ પાડી, અને તેણે રોબરટ તરફ ફરીથી નઝર કરતાં કહયું "ચલાવો ત્હમારૂં બોલવાનું, સર રોબરટ."

"ત્હમારામાંના કેટલાકોએ મ્હને મરહુમ એનદરીઆના એક ખુની તરીકે ઝાહેર કીધો છે" રોબરટ બોલ્યો "પણ હું ભાર મુકીને જણાવું છું કે તે અપરાધ માટે હું બીલકુલજ બેગુન્હા છું. અવ્વલ તો વાત એ છે કે કદાચ જો મરહુમ એનદરીઆનું ખુનબી થયું હોય તો તેમાં મ્હારી શામીલગીરી શામીલ નહીંજ થઇ શકે, કેમ જે હું તો એનદરીઆના કતલની રાતના ડાકુ સરદાર બુરીઅનની તરફ મ્હારા સીપાહો સાથે ગયો હતો."

"અને સરદાર બુરીઅનને મારવા જતા પોતેજ હાર ખાઇને આવ્યો હતો." એક આવાઝ ફરીથી આવ્યો.

"સાંભલો–સાંભલો," બીજા આવાઝોએ તે સાદને દબાવી દેતાં પુકાર કર્યો.

"ફરીથી હું આપનો ઉપકાર માનું છું કે આપ મ્હને સાંભલવા તઇયાર છો" રોબરટે તેવાજ બુલંદ આવાઝથી જણાવ્યું "મેં ત્હમારી ખાત્રી કરી આપી છે, અને ત્હમો પોતે જાણો છોજ, કે તે રાતના હું મહેલમાં ન હતો પણ બહાર હતો, અને તેથી જો કદાચ ખુનબી થયું હોય તો હું નીરદોશ છું." અને રોબરટે તે પછી વધારે જુસ્સાથી વધારયું. "બીરાદરો, મહારા અઝીઝ બીરાદરો, આપ બધા તદનજ દોરવાઇ ગયલા છો, રાણીના દુશ-મનોએ ખોટી વાતો કહીને ત્હમને ભમાવ્યા છે, કેમજે હું ભાર મુકીને કહું છું કે જેટલો હું એનદરીઆના ખુન માટે નીરદોશ છું તેટલાજ નીરદોશ મહેલમાંનાં બધાં છે.—રાણીના મરહુમ શઓહરનું ખુન થયુંજ નથી."

"તદદન જુઠ્ઠી વાત છે." એક આવાઝ ફરીથી તે ટોળામાંથી ઉઠી રહયો.

"એ જુઠ્ઠુ બોલેછ–એ જુઠ્ઠુ બોલેછ." બીજા બે ચાર આવાઝે તે આવાઝને ટેકો આપ્યો, અને ફરીથી ત્યાં શોરો ગુલ મચી રહી!

"સાંભલો, મ્હારૂં સાંભલો, મ્હારા અઝીઝો" રોબરટે હાથ હલાવીને પુકાર માર્યો, જે વખતે તેનો ઘોડો ત્યાં પડી રહેતી ચીખ અને બુમ સાંભલીને એમથી તેમ જુમબીશ ખાતો હતો.

"ઝરા સાંભલો." તુફાંની ટોળાંના વડાએ પાછી બુમ પાડી, અને ફરી એકવાર શાંતી થતાંજ રોબરટ બોલ્યો.

"ત્હમે જો મ્હારૂં માનતા નહીં હોવ તો પછી ત્હમો તમામ અમારા મહેલપર ધસી આવો તેમાં કોઇ બહાદુરી નથી" રોબરટે હવે વલણ બદલતાં કહયું "આવતી કાલે મરહુમ એનદરીઆના ખુનનો જવાબ આપવા હું પોતે અકેલો મયદાનમાં તમામ હતીઆરો સજીને આવશ, જે વખતે ત્હમને ઉશકેરનારા અમારા દુશમનોને અકેક પછી મ્હારી સામે લડવા આવવા દેજો. જો મરહુમ એનદરીઆનું ખુનજ થયું હશે તો મ્હારો જાન લડતાં જશે, નહીં તો અમારા અકેક દુશમનને ખાકમાં રોળતો ત્હમો જ્યારે આંખો આંખ જોશો ત્યારેજ ત્હમારા દીલને તસલ્લી મલશે અને ત્યારેજ ત્હમે માનશો કે કુદરત જ્યાં સચાઇ છે ત્યાંજ મદદ આપે છે." રોબરટ હાલમાં તો વાદલ વીખેરી નાંખવા ખોટું તેમ બોલ્યો, પણ–કુદરતનું નામ લેતાંજ તેના દીલમાં એક ધીમી ધરૂજરી દાખલ થઇ!

"નહીં–નહીં, એને મારો, એને હમણાજ મારો." દશ બાર આવાઝ સામટાંજ બોલી પડયા.

"ના મારો, ના મારો, એ કહેછ તેમજ કરો." બીજી તરફથી આવાઝો ઉઠી રહયા.—અને તેજ વખતે ત્યાં જોવા જેવું થઇ ગયું.

તુફાની ટોળું પોતેજ આપસ આપસમાં બે ભાગે લડવા પડયું! કેટલાક રોબરટને મારવા ધારતા હતા, તો કેટલાકો તેમને અટકાવતા હતા. એ ખેંચા ખેંચીમાં મારામારી થઇ ગઇ, અને તુફાની ટોળાંમાં કેટલેક ભાગે બોલ બોલતાં બે ગુરા થઇ ગયા અને આપસ



રોબર્ટ ઘોડેથી પછડાઇને પડયો હતો.

આપસમાં લડાઇ થઇ. મુકકી, લાત, હતીઆર, લાકડીઓ ચાલવા લાગી અને લોકોમાંનો મોટો ભાગ તેથી ઉશકેરાઇ ગયો, અને તેના કારણ તરીકે રોબરટને માનીને રોબરટ તરફ લોક હવે ધસારો લઇ ગયું !

આપસ આપસની તે ટુંક મારામારીએ જાણે એજ હવે બતાવ્યું કે 'રોબરટને મારવાનોજ હતો.' અને તેથી ઘણાંઓ પોતાના વડાની કાંઇબી દરકાર કરયા વગર રોબરટ તરફ ધસ્યા !

રોબરટ મઉત ચેતી ગયો, અને લોક ધસીને તેને મારે તે અગાઉ તો ઘોડાને એડ મારીને તે પોતેજ નહાસી ગયો !—પાંચ સાત મીનીટ તે મારતે ઘોડે દોડયો હશે તેટલાં પાછલથી ધસી આવતા લોકની ચીખ એટલી તો મોટી પડી કે તેનો ઘોડો કાબુમાં રહી શકયો નહીં, રોબરટના હાથમાંથી લગામ નીકલી ગઇ, અને બેખબર બની ગયલો તે પોતેબી કોઇ હુસ્યારી રાખી શકયો નહીં, આખીર, લગામથી બેલગામ અને કાબુથી બેકાબુ થયલો ઘોડો ગરમ થઇને આડા અવલા કુદકા મારવા લાગ્યો, અને તેણે રોબરટને ઝમીનપર પછાડી નાંખ્યો !

રોબરટ ઝમીનપર પડતાંને સાથ બેહોશ થઇ ગયો, મગર તેજ પળે જાણે કોઇ ફીરીસ્તો મદદ કરવા આવ્યો હોય તેમ તે તરફથી ચાલી જતો એક જવાન, રોબરટને ઘોડેથી પછડાઇ પડેલો જોઇને, ત્યાં દોડી આવ્યો. તે રોબરટને ઉંચકવા ગયો તેટલાં તેને કાને આવાઝ આવ્યો: "તેજ ઘોડાપરથી પડી ગયલો લાગેછ—દોડો, દોડો, મારો, મારો."

તે જવાન જે કોઇંજ નહીં પણ નેક વેલેનતીનો હતો, તે "દોડો—દોડો—મારો—મારો" નો પુકાર સાંભલીને ગભરાઇ ગયો ! તેણે જોયું કે પડેલા તે ઘોડેસ્વારને ઉડાડવાનો હતો અને લોકોનુ એક મોટું ટોળું તે તરફજ "મારો —મારો" ના આવાઝથી દોડી આવતું હતું. તેથી, તે પોતેબી સોચમાં પડયો કે હવે કેમ કરવુ ?

તેણે હીમ્મત ખોહી નહીં, મગર તુરતનીજ પળે તેણે બુરીઅને આપેલું રણસીંગ ઘણુજ ઝોરથી ફુંકયું.

---

## પ્રકરણ ૪૨ મું.

### ડાકુઓએ કરેલો બચાવ !

તે રણસીંગની અસર બહુજ તઅજ્જુબ કરનારી થઇ !—બુરીઅનના ડાકુઓ જો કે આખા નેપલ્સની અંદર મોટી સંખ્યામાં ફરતા રહેતા હતા છતાંબી આટલી બધી અજાયબ પ્રકારની ઝડપે રણસીંગના આવાઝથી ડાકુઓ આવી શકે તે બનાવ ને રણસીંગના ફુકનાર જવાન વેલેનતીનોનેબી અજાયબીમાં ગરક કરી નાંખતો હતો, મીનીટ એકની અંદર બે ઘોડેસ્વારો પાસેની ઝાડીમાંથી કુદી આવ્યા, અને તેમાંના એકે ઘણી અદબથી પુછયું:

"અઝીઝ વેલેનતીનો શો હુકમ છે, બોલો."

"આએ સ્વાર પડેલો છે અને જુઓ આએ નઝદીક આવેલું ટોળું." વેલેનતીનોએ કહયું "એ ટોળાંના તુફાનીઓ એને મારવા માંગેછ—હું ઇચ્છું છ કે આપ એને બચાવો."

તુરતજ બન્ને ડાકુઓની શમશીર મ્યાનથી બહાર આવીને ઉપર ઉંચકાઇ, અને ડાકુ એતોકરે બુમ પાડી "નેપલસની રઇયત, હું નામવર સરદાર બુરીઅનના હુકમથી તહમને અરઝ કરૂં છું કે જ્યાં આવી રહયા છો ત્યાંજ તહમે બધા ઉભા રહી જાઓ.—આ ભોંયે પડેલા જવાનને હું પચચાણું છું—એ રોબરટ છે—અને મહારો સરદાર નામવર બુરીઅન એ રોબર્ટના એક બાલનેબી થયલી ઇઝા કદી સાંખી શકશે નહીં! આપ બધા ઉભા રહો, સમજો છો કે? બુરીઅનના નામથી હું હુકમ કરૂં છું કે રોબરટપર કોઇએબી હુમલો કરવો નહીં."

"સરદાર બુરીઅન અમારો મુરબ્બી છે, એનું બોલવું અમે ઘણી મોટી ખુશીથી માની એ છીએ." જાણે એક આવાઝ હોય તેમ ટોળીમાના માણસોએ બુમ પાડી "રોબરટને છોડીને ચાલો ત્યારે બીરાદરો, આપણે આપણા બીજા ભાઇઓ જે મહેલપર હુમલો કરવા ગયા છે તેમની સાથે શામીલ થઇએ."

તેટલાં તો છ બીજા ઘોડેસ્વારો ત્યાં આવી લાગ્યા અને તેમાંનો એક એતોકરના કાનમાં કાંઇ કહેવા લાગ્યો. તે દરમ્યાનમાં વળી બીજા એક ડઝન મારતે ઘોડે આવી પહોંચ્યા,—પેલાએ—એતોકરના કાનમાં જે કહયું તેની અસર એ થઇ કે એતોકરે ફરીથી બુમ પાડીને ટોળાંને કહયું:

"સાંભળો, નેપલ્સની રઇયત, સાંભળો, સરદાર બુરીઅન હુકમ મોકલે છે લોકોમાંના કોઇએબી મહેલપર હુમલો કરવો નહીં—મહેલમાંના કોઇનેબી સહેજબી ઇઝા થશે તો સરદાર બુરીઅન ઘણોજ દીલગીર બનશે."

અને બોલ બોલતાં તો એતોકરના હુકમથી તે ઓગણીસ ઘોડેસ્વાર ડાકુઓ તે આખાં ટોળાંમાં બુરીઅનનો હુકમ કહેતા દોડયા, અને તેઓ વળી મહેલના બગીચાનો દરવાઝો તોડી નાંખીને મહેલના દરવાઝાને તોડવાની કોશીશ કરનારા તુફાનીઓમાંબી ફરી વળ્યા અને ત્યાંબી તેઓએ બુરીયનનો હુકમ સંભલાવ્યો.

"આપણે સરદાર બુરીઅનનો હુકમ માથે ચઢાવ્યે છીએ, કારણ કે બુરીઅન મુફલીસોનો મુરબ્બી છે" ટોળામાં આવાઝ ઉઠી રહયો "તે ડાકુ નથી પણ આપણી મદદમાં તે ફીરીસ્તો છે, તે બુરાઇ ભરેલા મોટાંઓને મારે છે અને ભલાઇભરયાં મુફલીસોને તારે છે, તે જેમ ડાકુ શુરવીરોનો સરદાર છે, તેમજ આપણોબી સરદાર છે, અને તેથી, બીરાદરો મહેલપર હુમલો કરવાથી બાઝ આવો—અકસર કરીને બુરીઅનના હુકમને લીધેજ બાઝ આવો."

અને તુફાનપર ચઢેલી રઇયત બોલ બોલતાંમાં શાંત થઇ રહી. એકબી આદમીએ તે પછી આગળ પગલું ભર્યું નહીં, એકબી હાથે તે પછી મહેલના દરવાઝાપર પોતાનું ઝોર આઝમાવ્યું નહીં!—અને, શાંતી સાથે ખામોશી અખત્યાર કરવામાં આવી, જ્યારે બુરીઅનના ડાકુઓએ હવે તેમને પોતાને કામે કાજે અને ઘરબારમાં જવાની સલાહ આપી, રઇયત વીખરાવા માંડી, સંતોષ મલ્યો હોય તેમ લોકો જાણે ફતેહથી ફુલાઇને ચાલી જતા હતા! એબી તે ડાકુઓના સરદારના હુકમની અજાયબ તાસીરજ હતી!!

તે વખતના દરમ્યાનમાં ફીતરતી ફીલીપાનો બેટો રોબરટ હોશ ફરામોશ થયલો હવે-

સુધ્ધીમાં આવતો હતો—તેણે આહીસ્તા આહીસ્તા જાણે બીહતો હોય તેમ આંખ ધીમે ધીમે ખોલી, તેણે પોતાને કોઇ અઉરત સુરત જવાનના હાથમાં જોયો જે તેના ચહેરાપર એક ડાકુ પાસથી મેળવેલું પાણી છીરકતો હતો.

"આપ સલામત છો." નેક વેલેનતીનોએ રોબરટની આંખ તમામ ઉઘતાંજ કહયું "મગર, હું આપની જાન માટે ફીકરમંદ બન્યો હતો કે રખે આપ ઘોડેથી ઝમીનપર અફ-લાવા સાથ પાક ખુદા ના કરે મઉતના હાથોમાં ગયા હોવ."

"મહેરબાન અઝીઝ, હું આપનો મ્હારી ઝીંદગી માટે નેહાયત અહેશાનમંદ છું" રોબરટ વેલેનતીનોના હાથમાંથી ઉઠીને પોતાના પગોપર ઉભાં રહેતાં કહયું, અને તે પછી તેણે આજુબાજુ ઉભુલા ડાકુઓ તરફ નઝર ફેરવીને વેલેનતીનોને પુછયું "એઓ કોણ છે? અહખબ! હું પયચાણું છુ. સરદાર બુરીઅનના ડાકુઓ."

"રહમદીલ ડાકુઓ—નેકદીલ ડાકુઓ—દીલસોઝ ડાકુઓના નામથી એમને આપ બોલાવો તો હું ખુશી ખુશી થઇશ" વેલેનતીનોએ રોબરટનો હાથ પકડીને કહયું "એ મહેરબાનોએ આપની ઝીંદગી બચાવેલી છે, જે માટે આપ એમના અહેશાનમંદ થાઓ તો બહેતર."

"સર રોબરટે આપનો ઉપકાર માનવો બરહક થશે." તેવામાં એતોકર વચે બોલ્યો "કારણ કે અગર આપે રણસીંગ ફુંકયું ન હતે નેક જવાન, તો અમે હીંયા આવીજ નહીં શકતે. સરદાર બુરીઅન જે હાલમાં કોઇ ઝુરૂરી કામપર રોકાયલા છે તેવણે રઇયતના તુફાનને અટકાવવા અમારા બીરાદરોને મોકલ્યા જેઓ તો સ્હેજ મોડા આવ્યા, અને તે વખ્તમાં જો આપનું રણસીંગ આવાઝ ન કરતે તો હું આવ્યોબી ન હતે. અને રોબરટને રઇયતે મારી નાંખ્યોબી હતે!"

"ત્યારે હું આપનો હઝારો હઝાર ઉપકાર માનું છું." રોબરટે પોતાના બેઉ હાથોમાં વેલેનતીનોના બેઉ હાથો પકડી લેતાં કહયું.

"બાર બાર ઉપકાર માનવાની કોઇ જરૂરત નથી સર નાઇટ" વેલેનતીનો નરમ આવભાવથી હાથો ખેંચી લઇ બોલ્યો "મેં જે કીધું તે મેં મ્હારી માણસાઇ ફરઝ બજાવી, લેકીન આપ જો ડાકુ સરદારની રહમદીલી જાણો તો કેટલા બધા અહેશાનને માનતા માનતા હબી જાઓ?"

"સરદાર બુરીઅનના હુકમથીજ મહેલમાના બધાંબી બચી શકયાં છે, અને તુફાનીઓ મહેલથી દુર થયાં છે." તેજ એતોકરે પોતાના આકાની વખાણ કીધી.

"શું મહેલ બચ્યો છે?" મહેલની અંદરનાંઓ બચ્ચાં છે? તુફાનીઓ શાંત થઇને જતાં રહયાં છે?" રોબરટે તઅજ્જુબ થઇને જીજ્ઞાસાથી પુછયું.

"હા સર નાઇટ" એતોકર બોલ્યો "અમારા આકા સરદાર બુરીઅનના મોકલેલા હુકમ-થીજ તે શાંતી ભરેલી અસર તુફાનીઓ ઉપર થઇ હતી."

"તહારે બુરીઅન કેટલો ભલો!" રોબરટથી યક-બ-યક બોલી દેવાયું!—થોડાજ વખત પર રોબરટે કેવા વીચાર બદલ્યા હતા? હાર ખાતી વખતે તેણે બુરીઅનને રહમદીલ માન્યો હતો, પુતલાના ભેદી દેખાવથી તેણે ફરીથી બુરીઅનને ધીક્કાર્યો હતો, અને હમણા તે પાછો

ખુરીઅનને ભલો પુકારતો હતો!

"નેકદીલ જવાન" વેલેનતીનો તરફ ફરીને એનોકરે કહયુ "અમે હવે જઇશું, અમને રજા આપો. પાક ખુદા તહમને દરાઝ ઉમર બક્ષે, અને આપ ભલાઈ ભરયાંજ ખ્યાલોમાં જેમ મશગુલ રહો છો તેમ સદા રહો."

"મહેરબાની" વેલેનતીનો ખુશી થઇને બોલ્યો "આપ બધા સીધારો."

અને તે બાદ તમામ ડાકુઓ ત્યાંથી જતા રહયા.

"આ ઘણુંજ વીચીત્ર છે" રોબરટે તે ડાકુઓના રવાના થવા પછી વેલેનતીનોને કહયું "કે ખુરીઅનના માણસોએ મહને બચાવ્યો છે!"

"એ સરદાર ઘણો નેક અને દયાળુ છે" વેલેનતીનોએ કહયું "પાક ખુદાની રાહમાં ચાલવું એતો કદમે કદમની એતી ભલાઇ છે, અને તઅજ્જુબી તો એ છે કે એક લુટારૂના સીનામાં દરયાવ દીલ છે!"

"હાઆ, મગર, આપનું નામ? હું આપનુ નામ પુછતાં ભુલી ગયો?" રોબરટરને વાત વાતમાં યાદ આવી જવાથી તેણે ખુરીઅનની વાત છોડીને તુરતજ પુછ્યું.

"મહારૂં નામ! વેલેનતીનો સ્પીનોલો."

"શું ઉ?" વેલનટીનોને જાણે હમણા નવો સવોજ જોતો હોય તેમ રોબરટે તેના માથાથી પગ સુધી ફરી અને ફરીથી બેચાર વખ્ત જોઈને અજાયબી બતાવી "એ શું મુમકીન છે કે જે જવાનને માટે મેં ફીઝીશ્યન જેનરલથી સાંભલ્યું છે તેજ જવાન આપ છો?" આપજ ત્યારે સીનોર એડરીઅનના મકાનમાં પલાઓ છો, મોટા થયા છો?"

"હા, સર નાઇટ" વેલેનતીનોએ જવાબ આપ્યો.

"આપના મોટા દીલની કોઇ વાત મેં સીનોર એડરીઅનથી સાંભળી નહીં, છતાંબી તહમે ભલા છો એમ તો તેવણે અમારી આગલ કહયું છે, મગર આજે જો હું તહમને મહેલમાં લઇ જાઉં, તો તેવણ ખુશીજ થશે. આવો મહારી સાથ મહેલમાં, સીનોર સ્પીનોલા—"

"નહીં—નહીં, આપ મહને માફ કરો" વેલેનતીનોએ માંગી લીધું "મેં મહારી ફરજ બજાવવા સીવા કાંઇબી વધારે કીધું નથી, મહને તેથી મહેલ સુધી ન લઇ જાઓ."

"રાણી મહને કદીબી માફ કરે નહીં, અગર જો હું આપને તેવણ સામે લઇ ન જાઉં તો! આપે મહને બચાવ્યો, તેવણને બચાવ્યા; તેવણના મીત્રોને બચાવ્યા, મહેલને બચાવ્યો એ કેટલો મોટો ઉપકાર તહમોએ કીધો! અને તે છતાંબી જો તેવણની આગલ હું તહમને નહીં લઇ જાઉં તો તેવણ મહારી પર ઘણા ગુસ્સે થઇ જશે."

વેલેનતીનો વીચારમાં પડયો, તેને વીજળી વેગે ખ્યાલ પેલી રાતનો આવી ગયો કે રાત્રે તેને પેલી કોઇ ભેદી બુઢયા કોઇ ખુબસુરત અઉરત આગલ મહેલમાં લઇ ગઇ હતી અને જે અઉરતે તેના હાથ પરનો ડાઘ જોઇને ગભરાટ બતાવ્યો હતો.

"મહને માફ કરો—" વેલેનતીનો પાછો બોલ્યો.

"નહીં નહીં તહમુને મ્હારી સાથે મહેલમાં આવવુંજ પડશે." રોબરટે ન્હોંસ કીધી.

"નહીં આવશો તો તો હું હીંયાથી હીલીશબી નહીં."

"હું લાચાર છું. વેલેનતીનો આખીર જીતાયો.

તેથી રોબરટ વેલેનતીનોને મહેલ તરફ લઇ ગયો. મહેલનો પાછળનો દરવાઝો તેઓના રસ્તાથી નઝદીકમાં હતો જ્યાંથી રોબરટે વેલેનતીનોને દાખલ કીધો. વેલેનતીનોને તેજ વખતે ફરીથી યાદ થઇ કે આએજ દરવાઝેથી પેલી બુઢયા તેને મહેલમાં લઇ ગઇ હતી.

દરવાઝો વટાવીને દાદર ચઢયા, અને દાદર છોડીને તેઓ ત્યાં આવ્યા જ્યાં ફીલીપાનો ઓરડો તો "આ મ્હારી માદરનો ઓરડો છે." રોબરટે વેલેનતીનોને તે ઓરડો બતાવીને કહયું!!

વેલેનતીનો તો તે ઓરડો જોઇનેજ વીચારમાં પડયો! અરે, એજ ઓરડામાં પેલી બુઢી તેને લાવી હતી!!

## પ્રકરણ ૪૩ મું.

### વેલેનતીનો રાણીના મહેલમાં.

રોબરટ રઇતના તુફાન વચ્ચે ગયો તે વખત દરમ્યાન મહેલમાં શું બની ગયું હતું તે તે ઝરા આપણે જોઇ લઇશું:

રાણી જોના કેરોલીના અને બરત્રાનડ એક બારીએ ઉભા હતા, જ્યારે ફીલીપા, એડ- રીઅન ત્રેસપેલો, અને લોર્ડ હાઈ ચેનસલર બીજી બારીએ હતા. બારીએ પરદા નાંખેલા હતા, અને તેઓ પરદાની પાછલથી ચીમાઇ ચીમાઇને જોતા રહેતા!

રોબરટે જ્યારે તુફાનીઓ સામે હીમતથી બુલંદ આવાઝે ભાષણ કીધું ત્યારે પોતાના આશક માટે રાણી જોના ઘણી ખુશ અને મગરૂર થઇ, ફીલીપાની ખુશીબી આવો એક હીમતદાર બેટો ધરાવવા માટે તેટલીજ વધી હતી, અને ફીલીપાના કાનમાં તેના આશક એડરી- અને કહયું "પ્યારી, આપણો રોબરટ નેપલ્સની ગાદી મેલવવાને અને નેપલ્સના તાજને પોતાના સરપર મુકવાને લાયક છે."—અને તે સાંભલીને ત્યાં ઉભેલા પેલા પેટરશીઓ વેનચુરાના થરથર ધ્રુજતા પગબી હવે જરા સલામત થવા લાગ્યા. જ્યારે કેરોલીનાએ બરત્રાનડ સાથે બોલતાં રોબરટની હીમતના વખાણ કીધા.

મગર, જ્યારે તુફાનીઓ રોબરટ ઉપર છેડાઈ પડયા ત્યારે રાણી જોનાએ મનમાં વીચાર્યું કે "તાજનો ભાર કાંઈ એક રાજા કે રાણી માટે નબલો સબલો નથી!"—અને મરહુમ રાજા રોબર્ટની વીધવા રાણી સેનસીઆ જે બીચારી પોતાના શઓહરના મઉત પછી એકાંત અને વગર જંજાળની હાલતમાં ગઈ હતી તેને માટે આજે અને આએ વખતે રાણી જોનાએ અદેખાઇ કીધી!

અને પછીથી તો મહેલની બારીઓના પરદા પછવાડે છુપાયલા નેપલસના તે આગેવાન માનુસોને જ્યારે પોતાની કમબખતીની ઘડી આગલ આવેલી જણાઈ ત્યારે તો તેમના હાંજાંજ

ગગડી ગયાં–તેઓએ તમામ હીમ્મત ખોહી નાંખી—અને રોબરટને ન્હાસતો જોઇ, તેની પાછલ થોડાકને મારવા દોડતાં જોઇ, મહેલ તરફ હુમલા લઇ આવતા એક મોટા ટોળાંને તેઓએ દીઠાં, કે ધોએલી સુફેદ ચદ્દર મીસાલ તેમના ચહેરા જાણે લહુના એકબી ટીપાં વગરના થયાં, અને રાખ મીસાલ ફીકા બન્યાં!

"ચાલો આપણે ન્હાસી જઇએ." ગભરાયલી ગભરાયલી દોના બધાંને કહેતી એમથી તેમ દીવાના માણસની માફક ચક્કર ખાવા લાગી "ચાલો આપણે ન્હાસીને કેડે જતાં રહીએ. ચાલો કેડે જઇએ."

"પણ કયાં જઇએ?" ફીલીપા બોલી પડી "તું વધારે બધાંને ગભરાવી મુકેછ, કેરોલીના, કેડે જવાને વાસ્તે મહેલમાંથી તો બહાર નીકલવું જોઇએ, અને મહેલમાંથી જો બહાર નીકળશું ત્યારે તો આપણા પુરા બાર વાગી જશે. બહાર જઇને હઝારોના હઝારો લોકોથી આપણી ખોટી ખોટી કરાવ્યે તેના કરતાં જેટલા આએ ઓરડામાં આપણી પર મારવા ઉલટે તેઓ આગળ રડી તતડીને હાથે પગે પડીને કદાચ બચાવબી કરી શકીએ!"

"હા, ફીલીપા કહેછ તેજ ખરી વાત છે" એડરીઅને કહયું, અને રાણી જોનાએ વળી ટેકો આપ્યો.

"જો રઇયત આએ ઓરડામાં આપણુને મારવા આવશે તો હું પહેલાં દરવાઝો ખોલીને તેમના પગોપર મારૂ માથુ મુકી દઇશ, મારે અને તમારે માટે માફી માંગી લઇશ, અને જો ભોગ આપવો પડશે તો હું મારો જાન આપીશ, અને મારો જાન લેવા પછી તેમનો ગુસ્સો નરમ પડશે, અને તમને તેઓ ઇજા નહી કરશે."

"મગર મારી વફાદાર તલવાર તમને બચાવી લેશે" બરત્રાન્ડે રાણીને કહયું.

"મહેરબાનની મારા અઝીઝ ખયર ખવાહ, બહોત મહેરબાની આપની" રાણીએ બરત્રાનડનો ઉપકાર માન્યો.

લેકીન તેજ વખતે ઘોડેસ્વારોના પગલાં વાગ્યા જે બધાં સાથે રાણીબી જોવા પડી, અને બરત્રાન્ડે જોઇને બુમ પાડી "મદદ, આપણુને મદદ મલી છે. જુઓ, મહેલ પર હુમલો કરનારાઓ દુર થાય છે."

"બુરીઅનના નામનો પુકાર છે!" રાણી બોલી પડી "ઘોડેસ્વારો બુરીઅનના નામથી લોકોને શાંત થવા કેહે છે! અને તઅજ્જુબીની વાત તો એ છે કે તે ડાકુ સરદારના નામની અસરથીજ બધા તુફાનીઓ શાંત પડતા જાય છે!"

"તેમજ દેખાયછ." એડરીઅને કહયું "અને મ્હારે અપક્ષપાત મત આપવું જોઇએ કે આજે આપણી ઝીંદગી માટે ગોયા બુરીઅનના નામની ફીરીસ્તાઇ મદદ આપણુને મલી છે, અને તેથીજ આપણે બચ્યાં છીએ. જુઓ, બધાં તમે, જુઓ: તુફાનીઓ જાણે પાણીના મોજા મીસાલ મહેલથી દુર થતાં જાય છે, અને ઓટ આવી હોય તેમ નરમ બને છે!"

"અરે, તેઓએ હવે મહેલની આગલથી ચાલી જવા માંડયું છે. વાહ, શું અસર બુરીઅનના નામની છે!" રાણી બોલી.

"મગર, સર રોબરટ કયાં છે!" રાણી થોડી પળ પછી ફરીથી બોલી "સર રોબરટને

રખે કાંઈ ઇજા થઇ હોય!"

"હા, મ્હારો બેટો કોણ જાણે કયાં હશે!" ફીલીપાએ ફીકર બતાવી.

"આપણે તેને ઘોડેસ્વાર થયલોજ ન્હાઠેલો જોયો છે." એડરીઅન બોલ્યો.

"અને હું ધારૂંછ કે તે કેઠે છુપાઇ જઇને બચેલોજ હશે. આપણે હાલમાં મહેલથી કોઇએબી ઉતરીને શોધ ચલાવવી નહીં, હજુણુ આજુઆજુમાં થોડા તુફાનીઓ હોય અને કદાચ તેમાંના કોઈ જુનુની આપણા ઉપર ઉલટેબી!"

ચુપચાપ બધાં તે ઓરડામાં બેસી રહયા, થોડો વખત પસાર થઇ ગયો અને કોઇએ દરવાઝાપર ઠોકા મારયા.

"કોણ?" રાણીએ પુછયું.

રોબરટનો સાદ પયચાણી કેરોલીનાં દોડી ગઇ, અને તેણે દરવાઝો ખોલ્યો—દરવાઝો ખુલતાંજ ઉંબર આગળ બે જણા જણાયા, સર રોબરટ ડ કેબેનો અને વેલેનતીનો સ્પીનોલા.

તે બે જવાનોને જોઇને બે અઉરતોની ચીખ યક–બ–યક નીકળી પડી: એક ચીખ રાણી જોનાએ પાડી, અને બીજી ચીખ ફીલીપાએ!

રાણી જોનાએ પોતાના આશક રોબરટને સહીસલામત પાછો ફરેલો જોઇને ખુશીની ચીખ મુકી હતી; મગર, ફીલીપાની ચીખ દહેશનાક, હઓલમંદ અને પરેશાનીની નીશાની બતાવતી હતી! ફીલીપાનો તે ગભરાટ જવાન વેલેનતીનોને જોવાથી થયો હતો!!

બધાંની નઝર રોબરટ અને વેલેનતીનોપર હોવાથી ફીલીપાના ચહેરા તરફ ગઇ નહીં, મગર એડનરીઅન ફીલીપાનો ગભરાટ સમજી ગયો, અને તેણે ફીલીપાના કાનપર પડીને કહયું "તું ત્યારે એને ઓળખેછ કે? તેં એને અગાઉ જોયોછ શું?"

"હા–હા–હું ઓળખુંછ–મેં એને અગાઉ જોયલો છે" ફીલીપા ખોખરા આવાઝથી બોલી પડી "એને મોકલી આપો– મહારી નઝર સામેથી દુર કરો."

"ખામોશ, હું તને હુકમ કરૂંછ–અને તું હોશમાં આવ, શું બોલેછ, કેમ બોલેછ, તે તું સમજેછ કે?" ફીઝીશયન જેનરલે ફીલીપાનો લંબાયલો હાથ પકડીને તેને હેઠો પાડતા સહેજ ગુસ્સાની નઝરથી કહયું.

એડરીઅનના બોલવાની અસર ફીલીપા પર વીજળી કામ કરે તેમ થઈ, અને તેથી તે એકદમ ચુપ થઇ ગઇ–તે ધયાનમાં આવી ગઈ, અને બે ધયાનપણે તેણે જે બોલીને છબરડો કીધો હતો તેથી મનમાં પસ્તાઇ!

વેલેનતીનો જેવો અંદર આવયો કે તેબી ફીલીપાને જોઇને ચમકયો, પણ તેણે પોતાની અજાયબી બહાર કાઢી દીધી નહીં! રોબરટે વેલેનતીનોની ઓળખાણ આપવા તેને ફીલીપા આગળ લઇ જતાં કહયું "આએ જવાન વેલેનતીનો સ્પીનોલા છે, એવણે મહારી ઝીંદગી બચાવી છે."

"હું આપની નેહાયત અહેશાનમંદ છું" ફીલીપાએ હાથ આપતાં કહયું. "આપની ભલાઇ માટે" અને તે વખતે એડરીઅને રોબરટને કાંઇ કહયું જેથી રોબરટનું ધયાન તે

તરફ જવાથી ફીલીપાએ ધીમેથી વેલેનતીનોને કહયું "તમને મ્હારી સાથે અગાઉ વાત થઇ હતી તેને માટે એક શબ્દબી હીંયા બોલતા ના."

"હું ધારૂછ કે એવણે આપણને બધાંને બચાવેલા છે, કેમ રોબરટ ?" એડરીઅને રોબરટને સાદ મારીને કહયું.

"હાજી, એવણની મદદથીજ આપણે બચેલાં છીએ તો, એવણની પાસે એક રણસીંગ છે જે ફુંકવાથી ડાકુઓની મદદ એવણને મલી શકેછ" રોબરટે કહયું.

અને તેટલાં રોબરટ તરફ વેલેનતીનો ફરયો, તે પોતાની માદર આગલથી વેલેનતીનોને લઇ રાણી જોના આગલ જતાં બોલ્યો "આ એવણ વેલેનતીનો સ્પીનોલા છે જેવણે આપણી બધાંની ઝીંદગી બચાવીછ. એવણ આપણા ફીઝીશયન–જેનરલના મકાનમાં વસેછ."

"એવણ વસેછ? એવણેજ આપણને બચાવ્યા?" રાણી જોનાએ સવાલોપર સવાલો કીધા.

"ફીઝીશયન–જેનરલ આપે આએજ જવાનને પાલ્યા, જેવણે આજે આપણ બધાંને બચાવ્યા છે? શું આએજ તે જવાન છે જે માબાપ વગરનો છે?"

"હા, એજ નેક જવાન મ્હારા ઘરમાં છે." એડરીઅને રાણીને જવાબ આપયો.

"હું આપને મુબારકબાદી આપું છું એવા નેક, ખુબસુરત અને શેરદીલ જવાનના વાલી થવાં માટે." રાણીએ એડરીઅનને હસીને કહયું, અને તે પછી વેલેનતીનો તરફ નઝર કરતાં જોનાએ પુછયું "નેક જવાન શું આપ પાસ ત્યારે રણસીંગ છે, જેથી આપ ડાકુઓની મદદ મેલવી શકો છો?"

"હા નામવર રાણી" વેલેનતીનોનો મીઠો આવાઝ નીકલ્યો "ડાકુ સરદાર બુરીઅનનો હુકમ છે કે મ્હને તેના ડાકુઓ મદદ આપે, મેં તેથી સર રોબરટને ઘોડેથી ઝમીનપર અફલાયલા જોઇ મદદ માંગી, ડાકુઓ આવ્યા, અને તેઓએ રોબરટને બચાવ્યો. મગર વધારે તો એ ખુબી થઇ કે ડાકુ સરદારે પોતે હુકમ મોકલાવ્યો કે રઇયતના તુફાની ટોળાએ મહેલ પર હુમલો કરવો નહીં, અને મહેલમાંના કોઇનેબી ઇઝા પહોંચાડવી નહીં, પણ હાલમાં વીખરાઇ જઈ શાંત થવું."

"શાબાશ" રાણી જોના બોલી પડી "શું રહમદીલી તે ડાકુમાં છે! અને કેટલો બધો ઝોરાવર એ ડાકુ સરદાર છે! તેનો કેટલો બધો આવાઝ છે કે નેપલ્સની રઇયત પોતાની રાણીના હુકમને માન આપતી નથી, પણ તે એક ડાકુ સરદારને માન આપીને તેને નમે છે!! આજે હું જોઇ શકીછ કે હું રાણી છતાં કોઇ હીસાબમાંબી નથી, અને એક ડાકુ છતે બુરીઅન એક રાજા મીસાલ પુંજાએછ! તેના હુકમને કેવા લોકો નમી ગયા! આહહા! હું કેવી ઇચ્છુંછ કે મહારેથીબી ઝીઆદા એ ડાકુ સરદારને હું એકવાર નઝરેથી જોતે! હું કેવી ઇચ્છુંછ કે વગર તાજના એ તાજવરને હું એકવાર મહારી રૂબરૂમાં જોઇ લઉં."

અને શું અજાયબી!—રાણી તે શબ્દો બોલી રહી કે તે ઓરડાનો દરવાઝો જે રોબરટે દાખલ થતી વખતે અલગો બંધ કીધેલો હતો તે યક–બ–યક ખુલી ગયો, અને ડાકુઓનો તે રહમદીલ સરદાર બુરીઅન પોતે અંદર દાખલ થઇને બોલ્યો "રાણી, આપની ઇચ્છાનુસાર થયું છે."



"આપ નામવરની ઇચ્છાનુસાર થયું છે."

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

# પ્રકરણ ૪૪ મું.

## બુરીઅન.

બુરીઅનના યક–બ–યક ત્યાં આવ્યાથી અજાયબીનાં દરીઆવમાં બધાંજ ગોયા સરબસર ડુબી ગયાં! રાણી જોનાએ ખ્યાલ એક દોડાવ્યો, અને ઇચ્છા એક કીધી, મગર તે ઇચ્છાનુસાર બુરીઅન પોતે જાણે મહેલનોજ એક હોય તેમ એકદમ ત્યાં આવી ઉભો રહેશે એમ કોઇને સ્વપનેબી નહીં હતું!–રાણી જોનાએ બુરીઅનને જોયો ને જોયોજ કે તેને કાંઇ યાદ થઇ; રખે એ ડાકુ સરદાર તેના પોતાના મહેલમાંબી ઘર કરી બેઠો હોય!

બુરીઅનને જોઇને ફીલીપા તો પત્થરનું એક પુટલું હોય તેમ સ્તબ્ધ બની ગઇ! તે તઅજ્જુબીમાં લંબાયલી આંગળી અને અજાયબીથી જુદા પડેલા હોટ સાથે ફાટે ફાટે ડોળે બુરીઅનને થોડી પળ જોતી રહી, મગર રફતા રફતા તેનામાં ફેરફાર થતો ગયો, તેના હાથ પગ ધરૂજવા લાગ્યા, અને એડ્રીઅને તેની હાલત જાણી લઇને તેની તરફ દોડી જઇ તેને પકડી લીધી નહીં હતે તો ઝુરૂર ત્યાંને ત્યાંજ ફીલીપા પડી ગઇ હતે.—એડરીઅને તેને પકડી લીધી, અને તે ઓરડામાં તેને લઇ ગયો.

બુરીઅનના ગંભીર ચહેરા ઉપર ફીલીપાનો દેખાવ જોઇને જે હસ્વું આવી રહ્યું હતું તે જ્યારે ફીલીપા અને એડરીઅન તે ઓરડામાંથી ચાલી ગયાં ત્યારે જતુ રહ્યું હતું, અને હવે તેના ચહેરાપર ગંભીરતા સાથે ગુસ્સોબી પયદા થયો.

"એ ડાકુ મહેલમાં આવીને કહેવા શું માગેછ?" દોના કેરોલીનાના આશકે કહ્યું "એના તો પુરજે પુરજા કરવા જોઇએ. એને મારવો જોઇએ કે રાણીથી મોટો એ નેપલ્સમાં નહીં કહેવાય?"

"ખામોશ, બેઅદબ છોકરા! તું જાણેછ કે થોડા વખ્ત પર ત્હારો જાન રઇયતના હુલ્લડમાંથી બચી શકયો છે, અને જેની મદદથી તું બચ્યોછ તેનેજ તું અપશબ્દ બોલેછ!" બુરીઅને ગુસ્સાથી કહ્યું "બેધ્યાન જવાન તું ભુલી જાય છે કે તુ બેમુરવ્વત થાયછ!"

"બેમુરવ્વત હું છું!" બરત્રાનડ ગુસ્સે થયો "એક લુટારૂ–એક ડાકુ મ્હને બેમુરવ્વત નામ આપવાની શેખી કરે?"

"એક મુકીને એક લાખ વખત તેવું નામ હું તને આપું અગર જો તું તુને બચાવનાર પરજ અપશબ્દના તીર મારતો હોય તો." બુરીઅન બોલ્યો.

"તીર તો નહી મગર આએ શમશીર તઇયાર છે." બરત્રાનડે મ્યાનપર હાથ મુકતા શમશીરની મુઠ પકડીને તલવારને થોડી ખેંચતા કહ્યું.

"નહીં–નહીં મ્હારા લોર્ડ હું આપને અરઝ કરૂં છું કે તમારી તલવાર મ્યાન કરો." રાણી જોના તે જોઇને એકદમ બરત્રાનડ તરફ દોડી જઇ બોલી.

"તમારેજ માટે હું સાંખી જાઉંછ" બરત્રાનડે શમશીર છોડીને કોચપર બેસી જતાં કહ્યું.

"સરદાર, આપ આ મહેલમાં એક દોસ્ત તરીકે આવ્યા છો કે એક દુશમન તરીકે?" રાણી જોનાએ હવે બુરીઅનને સવાલ કીધો, જ્યારે તેણે પોતાનો ટેક જાળવવાની કોશીશ કરતાં પોતાના શબ્દોમાં મુલાયમપણાં સાથે ઝરા જોરથી રાખ્યો!

"મ્હને મ્હારૂં અપક્ષપાત મત આપી દેવા દો, કે જે રાણી પોતાની રઇયત તરફ બેદરકાર રહીને પોતાની મઉજને માટેજ સીરફ દરકાર કરે, તે રાણીને હું ખુશીની નઝરથી જોઇ શકતોજ નથી."

"ખામોશ!" હવે રોબરટ ઉખડયો, અને તેણે બેમુરવ્વત થતાંજ તમામ અહેશાન ફરામોશ થઇને શમશીરપર હાથ નાંખ્યો.

"નહીં, રોબરટ, જે હુકમ મેં બરત્રાનડને આપ્યો છે તેજ હુકમ હુ આપને આપું છું." રાણી જોના તેનો હાથ પકડી લેતાં બોલી "શમશીર નીકાલવાથી બાઝ આવો."

"આપ મ્હને શું કહેવા માંગો છો તે સીધે સીધું સમજાવી દો." રાણી જોનાએ રોબરટને ઠંડો પાડતા, ડાકુઓના તે સરદાર તરફ જોઇને કહયું.

"એક રાણીએ અથવા રાજાએ પોતાની રઇયતને પોતાના બચ્ચાં મીસાલ સમજવાં જોઇએ, અને તેઓની ફરીયાદ ઉપર ધ્યાન આપવું જોઇએ, તેઓ જો કોઇ ફરીયાદ સંભલાવવા આવે તો સારી રીતે સાંભલવું જોઇએ પણ તેનાપર તલવાર કદીબી ઉંચકવી ન જોઇએ." બુરીઅને સમજાવ્યું "તહમે પોતે મહેલમાંના બુરા વાતાવરણમાં વીટલાઇ જાઓ છો, અને રાણી જેવી રાણી થઇને તહમે ખરાબ અને દુષ્ટ કામોમાં શામીલ થાઓ છો—"

"બસ, બસ, હવે હું વધારે સાંખી શકતોજ નથી" રોબરટ એકદમ ગરમ થઇ જઇને તલવાર કાઢી બોલ્યો "આવ, ડાકુઓના સરદાર તું મ્હારી સામે."

"એનું સર આજે તનથી જુદુ કરવું જોઇએ." રોબરટને જોઇને બરત્રાનડેબી શમશીર મ્યાનથી બહાર ખેંચી કાઢીને બુમ પાડી "મારો એ બદમાશને, એ નહીં હોય તો આપણે સુખી."

મગર, તેજ પલે એક ખંજર હવામાં ચમકી રહયું, અને બહાદુર વેલેનતીનો દોડી જઇને બુરીઅનની પડખે ઉભો રહી બોલ્યો "હીચકારા, નામરદ, બાયલાઓ, એકની સામે તમે બે આવવા માંગોછ! ખરા મર્દ જો તમે હોવ એક મારી તરફ આવો."

વેલેનતીનો બોલી રહયો કે રોબરટ તેની તરફ પોતાની શમશીર લઇને દોડી આવ્યો જ્યારે બરત્રાન્ડ ડાકુ સરદાર બુરીઅનની સામે ગયો. બુરીઅને તો પોતાની તલવાર ખેંચતાંને સાથ એક ફટકો જે બરત્રાનડની શમશીર ઉપર મારયો તે ફટકાના પડવા સાથેજ બરત્રાંડની તલવાર ઉડીને પડી ગઇ. તેજ વખતે બુરીઅને બરત્રાન્ડને ઝમીનપર પટકયો મગર પટકતાંની સાથેજ તેણે નઝર ફેરવીને વેલેનતીનો અને રોબરટ તરફ જોયું તો રોબરટેબી વેલેનતીનોને ભોંયે પછાડયો હતો. તુરતજ બુરીઅને બુમ પાડી "રોબરટ યાદ રાખ, એણે તારો જાન બચાવેલો છે. આજની લડાઇમાં મેં બરત્રાંડને પાડયોછ અને તેં વેલેનતીનોને, મગર હું બરત્રાંડને ઇજા કરતો નથી તો તુંબી એક ખરા શુરવીર માફક વરતીને વેલેનતીનોનો જાન બચાવ, છોડ એને."

ડાકુ સરદાર તેટલું બોલતાંજ બરત્રાનડના શરીરપરથી ઉઠી ગયો, અને રોબરટેબી વેલેનતીનોને છોડતા કહયું "હવે હું તહારા અહેશાનમાં નથી, છોકરા, કેમજે તેં મહારો જીવ એકવાર બચાવ્યો, તો મેંબી એકવાર તહારો બચાવ્યો."

"ઠીક." વેલેનતીનો નમીને બોલ્યો, અને તેણે વધાર્યું "મીત્ર રોબરટ, આપ સર ઉંચુ ન રાખો, ગુમાન ન રાખો, તમારા હાથમાં શમશીર હતી—મહારા હાથમાં સીરફ નહાનું એક ખંજર હતું. તહમારી લાંબી શમશીરથી તહમે મહારા હાથપર ઇઝા કરીને મહને માત કરી શકયાછ, મગર યાદ રાખો કે કોઇ મઉકા પર જ્યારે આપણે એકસરખા હતીયારથી લડશું, ત્યારેજ આપ કાંઇ મઝાહબી ચાખશો!"

"છોડો તકરાર" બુરીઅને પુકાર કીધો "રોબરટ, બરત્રાનડ, તહમને કોઇ તમીઝબી છે! મહને તહમે ગીરફ્તાર અહીં કરોબી, તેઃ કેટલી વાર? એક કલાકબી હું તહમારા હાથોમાં નહીં રહી શકું, મહારા ડાકુઓ તહમારા મહેલના પાયાનેબી ઉખેડીને મહને બચાવી લઇ જાય! અને અગરજો તહમે મ્હને દશ બાર મલીને ગીરફતાર કરીને પછી મારીબી નાખો તો શું થાય? ડાકુઓ ઉપરાંત રઇયતનો મોટો ભાગ મહેલમાના તહમારાં તમામનાં ગોષ્ટ અને હદદી હદદીનેબી ચબાવીને ખાઇ જાય! બેવકુફ, કમ અકકલ, નાદાનો! બેશરમ, બેમુરવ્વત દગલબાઝો! તહમારા કરતાં આએ વેલેનતીનો લાખ લાખ દરજ્જે બહેતર છે! તહમે મર્દ કહેલાવીને મહેલની ખુબસુરતીઓપર મોહીત પડીને ચુડીઆ પહેર થઈ ગયાછ, જ્યારે આએ અઉરત સુરત જવાન તો પોતાની ભલાઈ, નેકી, અને બહાદુરીથી એક ખરો મરદાને મર્દ છે, નાઝુક બદન છતે પહેલવાની જીગરનો એ એક ખરો શેર છે."

---

## પ્રકરણ ૪૫ મું.

---

### પુટલાંવાલા ઓરડાનો ભેદ.

"નાદાન, બેતમીઝ જવાનો" ડાકુ સરદાર બુરીઅને આગળ ચલાવ્યું "તહમને વીચાર નહીં આવતો કે જે આદમી તહમારા મહેલમાં યક-બ-યક આવ્યો તે આદમી કાંઇ જેવો તેવો નહી હશે અને તેણે પોતાની સંભાલમાં આગમજથી સાવચેતી રાખી હશે." અને બુરીઅને શમશીર જે થોડાજ વખતપર મ્યાનથી બહાર નીકળેલી હમણાં મ્યાન થઇ બેઠી હતી તેને ફરીથી મ્યાનથી બહાર કાઢતાં કહયું "અગર ચાહું તો આએ શમશીરથી હું અકેલો તહમો બેઉને જાનથી બેજાન કરૂં, મગર નહીં, હું તહમને મારવા માંગતો નથી, અને વધારે બોલવુંબી ફુઝુલ છે. લેકીન સાંભળો, મ્હારા રણસીંગ અથવા તો શેરદીલ વેલેનતીનોના રણસીંગનો એકજ આવાઝ હમણા જો થઇ રહે તો તેની શું અસર થશે તે તહમે જાણોછ? ડાકુઓની ફઉજ આ મહેલમાં આંખના પલકારામાં ઉલટી પડશે અને તહમને બધાંને શીરખોર બચ્ચાંઓ હોય તેમ બેતાકત બનાવી ગીરફતાર કરી લેશે."

"બસ, બસ, ડાકુ સરદાર, તહમારૂં ભાશણ બંધ કરો, અને મ્હને એ બતાવો કે આપ

શું કામ મહેલમાં દાખલ થયા?" રાણી જોનાએ પુછયું.

"આપે ઇચ્છા કીધી અને હું એક મીત્ર દાખલ આવ્યો, અને વળી તહમને ચેતાવવા આવ્યો કે બંધ કરો હવે તહમારાં પાપોને, બાઝ આવો ગુન્હાતી કોશીશથી" ડાકુ સરદાર બોલ્યો, અને રોબરટ તથા બરત્રાન્ડ જો કે એ શબ્દોથી પાછા ઘણા ગુસ્સે થઇ ગયા, મગર તેમની તાકાત નહી થતી હતી કે શમશીરને નીકાલે! ડાકુ સરદારે ઇશારો કીધો હતો કે તેના એક આવાઝથી ડાકુઓની ફઉજ ઉછલી પડવાની હતી તો પછી ફઝયતીમાં ફઝયતીનો વધારો કરીને તબાહીને પોતાની પાસે આસાનીથી ખેંચી લાવવી એમાં કોઈ દાનીશમંદી તેઓએ ન જોઇ. તેથી, રોબરટ અને બરત્રાન્ડ લાચાર થઇ ખામોશ રહયા, અને બુરીઅને પોતાનું બોલવું આગળ ચલાવ્યું "હું મીત્ર દાખલ આવ્યો, મગર તહમોએ મ્હને મીત્ર તરીકે સ્વીકારવાને બદલે મ્હારી સાથ નફરતભરી ચાલ ચલાવી. ખયર! કોઇ ફીકર નથી. મગર, હવે હું જે બોલુંછ તે ઉપર આપ પુરો ભરૂસો મુકો: યાદ રાખો, આજે તહમોએ મહને જોવાની ઇચ્છા કીધી અને હું તહમારી પાસે આવ્યો! લેકીન હવે પછી તો તહમો તહમારા બુરા વખતમાં મહારી મદદની ઇચ્છા કરશો, અને તે વખતેબી હું આવશ, નહી આવશ એમ નહી, હું આવશ અને તહમને બચાવશ.—પાક ખુદા તહમને નેક હીદાયત આપે રાણી, અને તહમે હવે બદકારીઓથી બાઝ આવો! અગર, જો તહમે હજુણ પાક પરવરદેગારને રાસ્તે ન ચાલશો, તો પછી તબાહીના સીહામાં સીહા ગારમાં તહમો ખુદને હોમાવશો અને* પછી ઝીંદગીભર ખુબ પસતાશો."

"બડો ફ્ઍલસુફ કહીનો:" રોબરટે મસખરી કરતાં કહયું:—

"નાદાન જવાન" બુરીઅને રોબરટ તરફ જોઇને કહયું "મસખરાબાઝી, ઠઠ્ઠા અને મઝાકનો આએ કોઇ તમાશો શું તુ સમજેછ? તું પોતે જેટલો બેમુરવ્વત અને બેવફા પુરવાર થયોછ તેટલી તમામ દુન્યા જુઠી અને ખોટી તું માનેછ? નહીં ન માન તું તેમ , ન ધર તું ગુમાન, ન સર ઉંચું રાખ, નરમ બન, ન ગરમ રહે ,નરમીથી યાદ રાખ કે દુન્યાનું જેટલું કામ બની શકેછ, તેટલું કામ ગરમીથી બીગડીને ખરાબ થઇ જાયછ."

"ઠીક કહી" મઝાકની ઢબેજ ફરીથી રોબરટે કહયું "મગર, તહમો અને અમો બહાદુરી કરનારા છીએ, નહીં કે શીખામણ આપનાર અને શીખામણ સાંભલનાર!"

"અચ્છુ." ઠંડે કલેજે બુરીઅન બોલ્યો "હમણાં હું જાઉંછ., મગર ઓ તું પોતાને બહાદુરી કરનાર તરીકે બતાવનાર પહેલવાન, યાદ છે કે? તુફાની રઇયતને તેં જે વચન આપ્યુંછ તે? હંઅ, અગર જો તું ખરો બહાદુરજ હોય, અને તું મરદ કહેડાવીને બુઝદીલ એક અઉરત નહીં હોય, તો આવી જજે મયદાનનાં મુકાબલો કરવા, તઇયાર થઇ જજે, યાદ રાખ, અગર જો તું નહીં આવ્યો તો હું તુને લંબી ચવરી વાતો કરનાર એક હીચકારો સમજશ."

અને એટલુ કહીને બુરીઅને જવાન વેલેનતીનોનો હાથ પકડી લેતાં કહયું "અઝીઝ લડકા, ચાલ મહારી સાથ. તહારા જેવા સાફ દીલ અને નેકતમીઝ જવાનને માટે આ મહેલની હવા ઘણીજ ઝહરીલી છે. માટે ઉભો નહીં રહે હવે અહીં તું એક પલબી વધારે, મગર ચાલ મહારી સાથે."

એમ બોલીને બુરીઅન ધીક્કારની નઝર રોબરટ અને જોના પર નાખતાંજ વેલેનતીનોને લઇને બહાર પડયો, અને બહાર પડતાંજ તેણે પેલાંઓનો દરવાજો બંધ કરી નાંખ્યો અને બહારથી કડી લગાવી!

હવે બુરીઅને ઝડપથી આજુ બાજુ જોયું, અને ખાત્રી કરી લીધી કે એડરીઅન અને ફીલીપા અથવા કોઇબી નઉકરની નઝર તેની પર નહીં હતી. તે ઝડપથી વેલેનતીનોને લઇને બકતરવાલા ઓરડામાં દાખલ થયો, અને ત્યાં મરહુમ રાજા રોબરટના બકતરની પછવાડે હાથ ફેરવીને તેણે છુપી એક ચાંપ દાબી! તે ચાંપની અસર એ થઈ કે બકતરવાલા ઓરડાની સામેની દીવાલમાં એક ન્હાની ખીરકી ખુલ્લી થઇ "ચાલ, પેલી ખુલેલી બારીમાંથી આપણે કુદી અંદર જઇએ." બુરીઅન બોલ્યો, અને તે વેલેનતીનોને લઇ ગયો.

બુરીઅન અને વેલેનતીનો તે બારીમાંથી કુદીને અંદર ગયા કે બુરીઅને અંદરની એક ચાંપ ખેંચી અને તેથી તે બારી બંધ થઇ ગઈ! બારી બંધ થઇ કે અંદરની ઝમીન પરથી એક બાજુએ ઝોર કરીને બુરીઅને એક ધોલી લાદી ઉંચકી અને લાદીની નીચેની એક બીજી ચાંપ દાબતાંજ પેલી ખીરકીની અંદરની અને બહારની દીવાર જાણે ચણી લીધી હોય તેમ પાછી જેવી ને તેવીજ થઇ રહી!!

"અઝીઝ લડકા, આએ ઓરડામાં ઝમીનમાંના એક છુપા ભોંયરાં મારફતે દાખલ થઈ શકાયછે, અને મહેલની ખુદ અંદર જવા માટે જે બે છુપા રાસ્તા મેં શોધી કાઢેલાં છે તેમાંનો એક રાસ્તો આએ ખીરકી મારફતે છે." બુરીઅને વેલેનતીનોને સમજાવ્યું "બહારના ભોંયરા મારફતે આએ ઓરડામાં દાખલ થવા પછી જો મહેલમાં જવાનું હોય તો પેલી ધોલી લાદીમાંની ચાંપ ખેંચવાથી બહારની અને અંદરની દીવાર ખસી જાય છે અને પછી આએ ચાંપ ખેંચવાથી અને દાબવાથી ખીરકી બંધ થાય છે અને ઉઘડી જાય છે." અને બુરીઅને આગલ સમજાવ્યું "અગર, મહેલમાં હોઇએ અને અહીં આવવાનું હોય તો મરહુમ રાજા રોબરટના બકતરની પછવાડે જે ચાંપ હતી તે દાબવાની કે જેથી પેલી સામેની ઘંટડી આવાઝ કરે અને અંદર સદા હાઝર રહેનાર એક માણસ તુરતજ ખીરકી ખોલે."

"આપ મ્હને કેવું બધું સમજાવો છો!" વેલેનતીનો ખુશી થઇને બોલ્યો.

"તું મ્હારા બચ્ચાં જેવો મ્હને અઝીઝ છે." બુરીઅને કહયું "મેં આ ભેદ જે કહયો છે તે ત્હારી પાસેજ રહેવો જોઇશે, અને કદીબી એની વરાળ વટીક બહાર નહીં જવી જોઇએ."

"તેની ખાત્રી રાખો, મુરબ્બી" નેક વેલેનતીનો બોલ્યો, અને પછી તેને કાંઇ યાદ આવવાથી તે પુછવા પડયો "કદાચ મહેલમાંના કોઇને પેલી બકતર પાછલની ચાંપની ખબર પડી ગઈ અને તે દગો કરે તો?"

"મહારા સીવાય અમારામાનો કોઇબી મહેલની અંદર દાખલ થતો નથી. અને હું જ્યારે મહેલમાં જાઉંછ, ત્યારે તો આ ઓરડામાંના રખેવાલને કહેતો બી જાઉંછ. અને મહારા ડાકુઓમાના કેટલાક સુનંદા ડાકુઓને હત્યારબંધ અહીંયાં તઇયાર રાખતોબી જાઉંછ." બુરીઅને સમજાવ્યું, અને વધારે સમજાવ્યું "અગર, તે છતાંબી કદાચ કોઇ ગલતી થઇ જાય તો મહેલમાં દાખલ થવાનો એક બીજોબી છુપો રાસ્તો છે જેનાથી મહારા ડાકુઓ એક હુકમ મલતાંજ ફઉજની ફઉજ તે રાસ્તેથી ધુસીને મહેલમાંના તમામ આદમીઓને થોડા વખતમાં

ગીરફતાર કરી શકે તેમ છે. અઝીઝ લડકા, મેં ઘણી મુસીબત પછી બધું પકકું કરીને નેપલસમાં મ્હારો દઉર ચલાવ્યોછ—મગર, હું મુફલીસો પર ઝુલમ કરતોજ નથી, તેઓ પર દયા રાખુંછ."

"મ્હારોબી સ્વભાવ મુફલીસોને મદદ આપવા માટેનો છે, અને હું જોઈ શકુંછ કે આપણે બેઉ સરખા અને સારા સ્વભાવના એક બીજાને મલ્યા છીએ." વેલેનતીનોએ કહયું.

"પાક ખુદાની કુદરતજ છે, વહાલા જવાન" બુરીઅને કહયું "નીચને મલે નીચ, ફીચને મલે ફીચ, અને નેકનો મેલાપ નેક સાથ થાય" અને બુરીઅને વેલેનતીનોના ખભાંપર હાથ મુકીને કહયું "હવે હું તુને એક બીજી બાબદ સમજાવવા માંગુંછ. હું તહારી એક મદદ માંગુછ—"

"ઘણી મોટી ખુશીથી હું મહારી તે કોઇ મદદ આપવા રાઝી છું, મુરબ્બી." વેલેનતીનો બોલ્યો.

"હું તે વાત પછી મ્હારા તહેખાનામાં તુને લઇ જઇને કહીશ." બુરીઅન બોલ્યો "અને એડરીઅનના સંબંધમાં પણ કાંઇ હું તુને કહેવા માગુછ."

"સીનોર એડરીઅન ત્રેસપેલોના સંબંધમાં આપ કાંઇ કહેવા માંગોછ, મગર, આપ બોલો તે અગાઉ મહને કહેવા દો કે એડરીઅન ભલો, માયાળુ દીલનો અને પરમારથી છે." ભોલા વેલેનતીનોએ કહયું "નીંદા ભરી ઝબાનોએ આપના કાન ભંભેરયા હોય, અને આવા બુરા વાતાવરણમાં વસવાને લીધે તેવણુંનેબી લોકો બુરા કહેતા હોય."

"અઝીઝ લડકા, તેં દુન્યા જોઇ નથી" બુરીઅને હસીને કહયું "તેથી તું એમ બોલેછ, ઘણા એવા દુષ્ટો છે જેઓ બગલાની માફક જાણે કશામાં નહીં હોય તેમ ચુપચાપ બેસે છે, અને ભકિતની સમાધી ચઢાવી હોય તેવો તેમનો દેખાવ લાગે છે—મગર મચ્છી આવી કે ઝટ પેલો બગલો કેમ વીજળીક ઝડપે તડાપ મારે છે તેમજ બગલા ભગતોબી ટક મલતાંજ જાલ સમાલીને ફેંકે છે અને લાલુચને પકડે છે. પોતાની મતલબને ખાતીર એ પલીદો કાંઇબી કરવાને ચુકતા નથી. હું તને એ એડરીઅનની વાત કહીશ ત્યારે તું એને બરોબર ઓળખશે. હમણાં તો ચાલ હું તુને કાંઇ નવાઇ બતાઉં."

તેમ બોલતાંજ તે ઓરડાને નાકેના એક દાદરપરથી વેલેનતીનોને બુરીઅને ઉતરવા કહયું અને પોતેબી ઉતરયો. દાદર પસાર કરી જતાં એક ઓરડો જણાયો જ્યાંના કેટલાંક પુતલાંઓ જોઇને વેલેનતીનો છકક થઇ ગયો, અને અજાયબીના દેખાવથી બુરીઅન તરફ જોવા લાગ્યો.

ત્યાં જાણે જીવતા જાગતા હોય તેમ રાણી જોના, ફીલીપા, કેરોલીના, એડરીઅન, રોબરટ, બરત્રાનડ, લોર્ડ હાઇ ચેનસલર, ડયુક ઓવ દુરા, મરહુમ રાજા રોબરટ, અને મરહુમ શાહઝાદા એનદરીઆના પુતલાંઓ હતાં, અને સાથે સાથે બુરીઅનનું પુતલુંબી હતું!

"આ ઓરડામાં હું મહેલમાં દાખલ થયો ત્યારે મહારા ચુનંદા કેટલાક ડાકુઓ છુપાયલા હતા, પણ તેઓને જ્યારે ખબર પડી કે હું સહીસલામત પાછો આવ્યો છું ત્યારે તેઓ હીંયાથી ગયા છે," બુરીઅને કહયું, અને વધારે બોલવાં ગયો તેટલાં વેલેનતીનો બોલી પડયો:

"અને આ બધાંબી તો જાણે જીવતા માણસોજ છે! અગર, જ્યાંથી આપણે હમણા

આવ્યા ત્યાંથી જો આપણે આવ્યા નહીં હતે તો હું એમજ સમજતે કે મહેલમાંના બધાંઓ હીંયા આવીને ઉભાંછ, પણ તેઓ સાથે જ્યારે તહમનેબી મેં જોયાંછ ત્યારેજ હું વધારે ખાત્રીથી મહારો પુરી ખાત્રી કરી શક્યો કે એ બધાં પુતલાં છે."

"એ પુતલાંઓ બનાવનારે મહારા હુકમથી બનાવેલાં છે, અને તેમ કરવામાં મહારી કોઇ મતલબ છે જે તું પાછલથી જાણશે." બુરીઅને કહયું.

"વહા ! શું કમાલ કીધી ! માશાઅલ્લાહ, આ પુતલાંઓનો કારીગર કોઇ બડો હુસ્યાર હોવો જોઇએ." વેલેનતીનોએ ખુશી ખુશી થઇને કહયું.

"એ પુતલાંઓનો બનાવનાર જો કે ઘણો હુસ્યાર છે, લેકીન બહુ કમઝોર છે." બુરી-અને કહયું "કદાચ તહમને પેલો ડાકુ જે તહમને મહારા તહેખાનાથી બહાર લઈ ગયો હતો તે યાદ હશે, પેલો ફલોરેલો—"

"હા." વેલેનતીનો ઝટ બોલી પડયો "તે શું એ પુટલાં બનાવેછ?"

"નહીં–તે ફલોરેલોનો ભાઇ એક નીનો કરીને છે તે બનાવેછ." બુરીઅને સમજાવ્યુ "એ કમઝોર જવાનને મ્હારા ડાકુઓ મદદ કરેછ." હું એ જવાન સાથે ત્હારી ઓળખાણ કરાવી આપુંછ, અઝીઝ લડકા."

"તહમારી મહેરબાની." વેલેનતીનો ઝીયાદા ખુશી થઇ ગયો.

"નીનો." બુરીઅને હાંક મારયો.

"સરદાર." રોબરટના પુટલાં પછવાડેથી એક જવાન ઉભો થઇને બોલ્યો.

"હીંયા આવો." બુરીઅને તેને તેડયો.

અને પુટલાંની પાછલનું તે કામ જે તે કરવામાં રોકાયલો હતો તે છોડી દઇને તે કોઇ નીનો આવીને સલામ કરીને અદબથી નમીને બોલ્યો "જનાબ, કોઇ હુકમ?"

નીનો!–એટલે તો ફીકો તે ચહેરો હતો કે જાણે લહુને બદલે પાણી તેના શરીરમાં ફરતું હોય અને તેથી તે ફીકો લાગતો હોય એવું જણાતું હતું. મગર, તે જોઇને વેલેનતીનોને યાદ આવ્યું કે ફલોરેલોનો ચહેરોબી આ શખ્સના મુકાબલામાં મલતો જુલતો હતો.

"નીનો" બુરીઅને તે ફીકા જવાનના ખભાં પર હાથ મુકીને કહયું "આ નવા જવાન મ્હારા દોસ્ત છે, અને પેલે દીવસે આપે જે તમાશો કીધો હતો તેવો તમાશો એવણનેબી બતાવવાનો મ્હારો ઇરાદો છે. એવણ આપણો ભેદ છુપો રાખશે, અને આપ કોઇબી દીવસે એ જવાનને હીંયા આવતા અટકાવતા નહીં."

"બહોત ખુબ, જનાબ" નીનોએ નમીને કહયુ, અને પછી વેલેનતીનો તરફ શેકહેંડ માટે હાથ લંબાવ્યો.

વેલેનતીનોએ તે હાથ ઘણી ખુશીથી પોતાના હાથમાં લેતાં હસીને કહયું "હું આપ જેવા હુશયાર કારીગરને જોઇને નેહાયત ખુશી છુ. આપ ફલોરેલોના ભાઇ છો, કેમ?"

"હા, જવાન." નીનો નમીને બોલ્યો.

"એવણ પુટલાં બનાવવામાં જેટલા હુસ્યાર છે, તેટલાજ હુસ્યાર એવણના પીતા છે

જેવણુ બકતર બનાવવામાં કમાલ કરે છે." બુરીઅને વધારે ઓળખ આપી "એવણુના પીતાને બકતરના કામમાં આપણો ફ્લોરેલોબી મદદ આપેછ. વેલેનતીનો, હું ત્હારે માટે નીનો અને ફ્લોરેલોના પીતા પાસે એક એવું ફુઉલાદી બકતર બનાવી મગાઉછ કે તે પહેરવામાં તુને ઘણું હલકું હલકું લાગશે અને લડતી વખતે દુશમનનું હતીઆર તે બકતરના સબબે તહને ઇઝા નહીં કરશે."

"મહેરબાની, મુરબ્બી." વેલેનતીનો બોલ્યો.

"ચાલ હવે, આપણે મ્હારા તહેખાનામાં જઇએ." વેલેનતીનોનો હાથ પકડીને ડાકુ સરદાર બોલ્યો.

અને નીનોને સલામ કરીને બેઉ ત્યાંથી ગયા. એક છુપા ભોંયરા મારફતે તેઓ કેટલુંક ચાલીને પછી એક ઠેકાણે આવ્યા, જ્યાંની એક છુપી કળને ખુલ્લી કરીને તેમાં પોતાની પાસેની એક કુંજી લગાડી એક દરવાઝો ખોલ્યો, અને તેમાંથી બહાર પડયા પછી તે દરવાઝાને બંધ કરી ડાકુ સરદારે પોતાનું રણસીંગ ફુકયું. થોડાજ વખતમાં પંદર ડાકુઓની એક ટોળી ઉભી રહી. તેમાંના બેના ઘોડા ડાકુ સરદારે લીધા, એકપર પોતે બેઠો, બીજાપર વેલેનતીનોને બેસવા કહયું.

અને કેટલોક વખત પછી બુરીઅન વેલેનતીનોને લઇને પોતાના તહેખાનાની અંદર દાખલ થયો.-ત્યાં અંદર બુરીઅને વેલેનતીનો સાથે કેટલીક ગુફતેગો કીધી.

---

## પ્રકરણ ૪૬ મું.

### લુસીઆ અને તેના માતપીતા.

બુરીઅન અને વેલેનતીનો સ્પીનોલા જે દીવસે તહેખાનામાં વાત કરતા બેઠા હતા, તેજ દીવસે અલતમારાના અમીરના મકાનમાં શું થાય છે તે આપણે હવે જોઇશું.

અલતમારાના અમીરના આલીશાના મકાનમાંના એક દીવાનખાનામાં એક મેજની પાસેની કુરસીપર અલતમારાનો અમીર બેઠો હતો અને તેની સામેના કોચપર તેની નવજવાન ખુબસુરત બેટી લુસીઆ બેઠી હતી. લુસીઆના કોચની બાજુમાં મુકેલી બીજી એક કુરસીપર લુસીઆની માદર બેઠી હતી. તેઓ ત્રણે વાત કરતાં હતાં.

લુસીઆના ગાલપર ફીકાશ હતો, તે વેલેનતીનોની સાથમાંથી છુટી પડી જઇને વ્હેશીઓના ટોળાંમાં દાખલ થઈ, અને અફલાતી ઝીકાતી તે કેટલેક છેટે જવા પછી તેને તે ટોળામાંથી બહાર નીકલીને નહાસવાની ટક મલી, જે ટકનો લાભ લઇને તે હાંફલી ફાંફલી પોતાના ઘર તરફજ દોડી. અને ઘર પુગ્યા બાદ કાંઇબી ખુલાસો તે કરી શકીજ નહીં! તે બીચારી છોકરી તદ્દનજ ગભરાઇ ગયલી હતી, ઘરે પુગતાંજ તે બેફ્આમ બેહોશ થઇ ગઇ, અને બેહોશીમાંથી ઉઠયા બાદ તે તે સખ્ત એક બુખારમાં સપડાઇ અને પટકાઇ પડી હતી! તેના બાબાએ ઘણી મોટી દોડધામ કરી મુકી, તબીબોપર તબીબો બેલાવ્યા, મગર કેટલાક દીવસો સુધી



"બેટી, તે કોણ હતો?" અલતમારાના અમીરે પુછયું.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

લુસીઆ એટલી બીમાર હતી કે પેલે દીવસે તે કયાં ગઇ હતી અને તેની હાલત તેવી કેમ થઈ હતી તેનો કાંઇબી ખુલાસો આપવાની થોડીક હાલતમાં આવી તોબી તેના માબાપે તેની હાલત પર કાંઇ ઉશકેરણી થાય તે માટે કાંઇબી પુછયું નહીં.

બુખારથી તદ્દનજ સારી થયા બાદ તેણે આજેજ વાત કરવા માંડી હતી, અને તેના માતપીતા તેની વાત ધ્યાનથી સાંભલવા બેઠાં હતાં.

તેને ડયુક ઓવ ડુરા હરણ કરી ગયો હતો, તેની સાથે બેલીહાઝ વાતો તે ડયુકે કીધી હતી, મગર તેની પાકદામનીપર કોઈ હુમલો થાય તે અગાઉ ડયુકના હાથોમાંથી તેને કોઇ અજાણ્યા જવાને બચાવી લીધી હતી તે વીગત બરોબર લુસીઆએ સમજાવી.

"તે જવાન કોણ હતો?" અલતમારાના અમીરે પોતાની બેટીને પુછયું.

"હું તેના નામથી વાકેફ નથી" લુસીઆના ચહેરા પર થોડીસી લાલાસે ઝોર મારતા તેના ફીકકા હોટોએ આવાઝ કાઢયો "એક સ્હાંજના દેવળમાં એમ બન્યું કે મ્હારો રૂમાલ મ્હારા હાથથી પડી ગયો અને તે માટે હુ બેખબર હતી, તે રૂમાલ એક જવાને મ્હને લાવી આપ્યો, તે વખતે અમને થોડીક વાતચીત થઈ, અને જે દીવસે મ્હને તે જવાને બદમાશ ડયુક ઓવ ડુરાના જાબ્તામાંથી બચાવી તે દીવસે એ જવાનની ત્રીજી મુલાકાત મ્હને થઇ હતી."

"આગલ બોલ, બેટી." અમીરે પોતાની બેટીના રૂખસારા પર લાલી ચમકી રહેતાં સમજી જઇને પોતાની મ્હોરદાર તરફ જોયું, અને પછી લુસીઆ તરફ નઝર કરીને કહયું.

પેલા જવાને ડયુક ઓવ ડુરાના ઘરના નઉકરને અને ડયુકને પોતાને કેમ માત કીધા હતા તે હકીકત કહેતાં લુસીઆએ આગલ ચલાવ્યું "પણ, અમે થોડે દુર ગયા કે ડયુક ઓવ ડુરા અમારી પુઠે આવ્યો, ત્યારે પેલા જવાને પોતાની પાસેથી એક રણસીંગ ફુંકયું અને તે રણસીંગની ઘણીજ તઅજ્જુબ કરનારી અસર થઇ ગઇઃ બોલબોલતાં કેટલાક ઘોડે-સ્વારો ત્યાં ધસી આવ્યા, જેમાના એકને પેલા જવાને વાત કહી દીધી, જે ઘોડેસ્વારોના સરદારે ડયુક ઓવ ડુરાને જતા રહેવાનો હુકમ કીધો."

"ત્હારી મદદમાં આવનાર પેલો ઘોડેસ્વાર જેણે ડયુક ઓવ ડુરાને હુકમ કીધો તેની ઉમર શું હશે, વારૂ?" અમીરે બેટીને સવાલ પુછયો.

"આદમીઓની ઉમર પારખવાની શકતી મહારામાં કયાં છે, પીતાજી!" લુસીઆ સ્હેજ હસીને બોલી "મગર, હું ધારૂં છું કે પીસતાલીસેકને શુમારની હશે."

"મધ્યમ કદનો—લાંબા કાલા બાલનો—કાલી મોટી ચલકતી આંખોવાલો ટુંકી પણ ભરાવ દાર મુંછનો—દમામદાર દેખાવનો કોઇ તે સરદાર હતો, વારૂ?" અલતમરાના અમીરે અટકલ કરતાં લુસીઆને પુછયું.

"હા, પીતાજી" લુસીઆ ઝટ બોલી "શું આપ તેને ઓળખોછ કે?"

"સીર્ફ એક બે વાર જોવાથી અને તેના નામથી" અલતમારાના અમીરે કહયું "ત્યારે તે જવાને પોતાની પાસેના રણસીંગથી જાણીતા ડાકુ સરદાર બુરીઅનને બોલાવ્યો."

મગર તે સાંભળીને અલતમારાના અમીરની મહોરદારના મુખમાંથી અજાયબીની એક ચીખ

નીકલી પડી. "ડાકુ? ડાકુ સરદાર?" મારશીઓનેસના ગભરાટથી ફાટેલા મુખમાંથી આવાઝ નીકલ્યો "જે જવાને બેટી લુસીઆને મદદ આપી, તેણે મદદ માટે એક ડાકુને બોલાવ્યો: ત્યારેતો—'

"હું ધારૂંછ કે તે જવાન પોતેબી એક ડાકુ—ચોર—લુટારૂ હશે." અમીરે પોતાની મહોરદારની મતલબ પામી જતાં તેનો વાકય પોતેજ પુરો કરી આપ્યો.

"નહીં—નહીં, બનવાજોગ નથી." લુસીઆ બોલી પડી "બીલકુલ બનવાજોગ નથી, અરે તે જવાન તો ભલાઇ—નીતી—અને નેકીનો એક અનમોલ નમુનો, એક ઝવાહીર છે."

"એટલું બધું?" અમીરે સ્હેજ હસીને કહયું "બેટી લુસીઆ, તું તે જવાને કીધેલા ત્હારા બચાવથી એટલી બધી તો તેનાપર હોશ ખોહી બેઠીછ કે તુને તે ડાકુ હોવાનો કોઇ ખ્યાલબી નહીં આવે તો તેમાં કોઇજ તઅજ્જુબી નથી."

"નાદાન છે, બેટી, તું નાદાન છે." મારશીઓનેસ બોલી પડી.

"હવે હું તમને કેમ સમજાઉં, મ્હારા વહાલા માતપીતાં? લુસીઆ દીલગીર થઇને બોલી "શું હું એટલી બધી નાદાન છું કે ખોટા અને ખરાને પારખવાની તમીઝબી મ્હારામાં નથી! ડયુક ઓવ ફુરા અને તે જવાનમાં કેટલો તફાવત બતાવી શકુંછ તે જુઓ, અને પછી બોલો કે હું પારખી શકુંછ કે નહીં! ડયુક ઓવ ફુરા શયતાન પુરવાર થયો છે, જ્યારે તે જવાન એક ફીરીસ્તો!"

"ખુબ! હવે કોઇ અઉર વાતપર ઉતરો." અલતમારાના અમીરે વાત ફેરવવાની મકસદથી કહયું.

"નહીં નહીં, પીતાજી, આપ મહને એટલું કહો કે આપ કોશીશ કરશો તે જવાનનો પતતો લગાડવા! આપ તેને શોધશો, તેનું નામ જાણશો, અને તેને આપણા મકાનમાં બોલાવી ખુબ ઇઝઝત આપશો?" લુસીઆ કરગરીને બોલી.

"ઠીક છે," અલતમારાના અમીરે ટુંકમાં પટાવ્યું "હું ડયુક ઓવ ફુરાને તેના બુરા કામ માટે સ્વાદ ચખાડવા જેટલી કોશીશ કરીશ, તેટલીજ કોશીશ પેલા કોઇ જવાનને શોધવા વાસ્તે કરીશ. બસ હવે?"

"આપની મહેરબાની, અઝીઝ પીતાજી." લુસીઆ આંખોમાં પાણી લાવીને ખુશીના એક આંસુથી બોલી.

અને તેટલાં મારશીઓનેસ કાંઈ બોલવા ગઇ કે રાસ્તાપર સરકારી મુનાદી ફેરવનારે પુકાર માર્યો, જે સાંભલવા અમીર, અને માદર સાથે લુસીઆબી બારીએ ઉભી રહી.

"લોકો, જાણો" પેલાએ બુમ પાડી "કે મરહુમ શાહઝાદા એનદરીઆનું ખુન થયલું છે એવી ખોટી બુમ ઉરાડવામાં આવી છે તે ખોટી બુમના ઉડાડનારા દુશમનો સાથે રાણીના વફાદાર નાઇટ સર રોબરટ ડ કેબેનો રાણીની આબરૂને ખાતીર ખાસ લડવા ઉતરનાર છે. આવતી કાલે અને તે પછીના બે દીવસોએ સહવારના નવથી બપોરના ત્રણ સુધી મહેલની સામેના મોટા મયદાનમાં જે કોઇનેબી લડવું હોય તેણે એકેક પછી બહાદુર સર નાઇટ સામે લડવું, અને તે દેખાવ જોવો હોય તે બધાંઓએ પધારવું."

એટલું બોલીને તે સરકારી મુનાદી ફેરવનાર ગયો, અને અલતમારાના અમીરે પોતાની

મહોરદાર તથા બેટી તરફ ફરીને કહયું "ચાલશે કે? કાલે આપણુ જોવા જઇશું."

"હાજી." મારશીઓનેસે કહયું.

"હા, પીતાજી" લુસીઆ બોલી "હું બી આવશ."

અને, બીજે દીવસે, રોબર્ટ ડ કેએનો જે લડાઇ લડવા તઇયાર થયો હતા તે લડાઇ જોવા જવા માટેની અમીર અને તેની મહોરદાર તથા બેટીએ તઇયારી કીધી.

## પ્રકરણ ૪૭ મું.

### મયદાને જંગ—એક સામે એક.

સુંદર છટાલ્યાની ઝમીનપર ખુરશીદના કીરણોથી ઝાહેર થયું કે તેણે બીજો દીવસ જોયો હતો—મશરેક તરફથી આફતાબે પોતાનો ચહેરો રફતા રફતા ઉઠાવવા માંડયો અને તે નુરમંદ ચહેરાના પ્રકાશથી અંધારી રાત દુર થઇ જઇને રઉશન દીવસ આશકાર થયો.

આફતાબના નુરમંદ ચહેરાના ફુવ્વારામાંથી પ્રકાશીત કીરણોની સેર ઉડીને શહેરોપર પડવા માંડી અને નેપલ્સના મુખડાપર નુરીલું તે જહવાહીર પડતાંજ ત્યાં ધુમ મચી રહી—કેમજે આજે રાણી જોનાના દુશમનો સામે રાણીનો આશક રોબર્ટ ડ કેએનો લડાઇ કરવાનો હતો.

મહેલની સામેનાં મયદાનમાં એક ભપકાદાર શામીયાનો ઉભો કરવામાં આવ્યો હતો, તે શામીયાનાની વચોવચમાં એક ઉંચું તખ્ત બનાવવામાં આવ્યું હતું, તે તખ્તની આજુબાજુમાં મખમલની કુરસીઓ ગોઠવી દેવામાં આવી હતી, તખ્તપર રાણી જોના બીરાજનાર હતી, અને પાસેની કુરસીઓપર તેના માનીતાં અઝીઝો ઉપ્રાંત કેટલાક અમીર ઉમરાવો બેસનાર હતા.

રાણીના શામીયાનાની પડોશમાં અલતમારાના અમીરનો ન્હાનો તંબુ હતો, જેમાં તે અમીર પોતાની મહોરદાર અને બેટી તથા કેટલાંક ઓલખીતાંઓ સાથે જગ્યા લેનાર હતો.

તે પછી આજુબાજુમાં બીજા તંબુઓ ઉભા કરવામાં આવ્યા હતા, અને ખાસ લોકોની એ ગોઠવણુ પછી આમ માટેની ગોઠવણુ બી થઇ હતી—મુફલીસ અને નીચલા વર્ગના લોકોને માટે બાંકડાઓ મુકી દેવામાં આવ્યા હતા.

રાણીનો ભપકાભર્યો શામીયાનો ઘણોજ શણગારવામાં આવ્યો હતો, અને તે ઉપ્રાંત બીજા તંબુઓની અલગાર જે માંડવામાં આવી હતી તે બધો દેખાવ જોનારને છક્ક કરવાને પુરતો હતો, કેમ જે જાદુઇ કે તીલીસમાતી કામને કારગર કરવામાં આવ્યું હોય તેમ તમામે તમામ ચીઝ એકજ રાતમાં તઇયાર કરવામાં આવી હતી!

ખુરશીદ રઉશન થયો ત્યારથીજ લોકોએ બાંકડાઓપર ગોઠવાવા માંડયું, અને મધ્યમ તથા તવંગર લોકોબી પોતે પોતાના દરજ્જાને જેબ આપે તેવી જગ્યા મેળવવા જલદીથી આવ્યાં! અને, તેથી, આફતાબને ઉગ્યાને બે કલાક થયા તેટલાં તો મયદાન લગભગ ચીકાર ભરાઇ ગયું.

નેપલ્સની તમામ સુંદરતા ગોયા તે મયદાનમાં જમાવ થઇ હતી-આંખને ફીકી વલગે તેવા સુંદર કપડાં સાથે ખુબસુરતીઓની પુટલીઓનો જે જમેલો ત્યાં જમાવ થયો હતો તે મરદોની અકકલને ચકકર આપે તેવો દેખાતો હતો!—આહહા! ઇટાલ્યાની અજબ દીલકશ હુરીઓ એકઠી થવાથી જમાવ થયલા મરદોનેબી ગોયા રંગોરઉગાન મલ્યો હતો! વાકઇ, પરી-સુરત અઉરતોના મલવાથી ગોયા દુન્યાપર જન્નતની નીશાન ચમકી રહી હતી!!

મગર તે જન્નતના આસમાંપર એક સીતારો આવી ચલકાતથી ચમકતો રહયો હતો, તે સીતારો અલતમારાના અમીરના ખાસ તંબુમાં બેઠો હતો અને તે અમીરની પોતાની દુખતર–નેપલ્સની અખતર–લુસીઆ હતી! આહહા! લુસીઆની આલા ખુબસુરતીથી ત્યાંની હુરીઓનાં પરસ્તાનપર ગોયા સુક્રનો સીતારો ખુદ ચમક ઝમક કરતો પયદા થયો હતો!!

મગર, સાંભલો! તુરનાઇ અને સરનાઇના આવાઝો ચઉગરદમ ફ્યલાય છે, રણસીંગ ફુંકાય છે, હતીઆરો નમાવવામાં આવે છે, અને બરોબર વખતે રાણી જોના પોતાનો પગ કીમતી સતરંજીપર મુકીને પોતાને માટે બનાવેલા તખતપર જઇ બેસે છે. ગરીબો અને મધ્યમ લોકો તરફથી રાણી જોનાને માન આપવાનો આવાઝ ધીમો ધીમો આવે છે, મગર તવંગરોના તંબુઓમાંથી તે આવાઝ ઉઠી રહયો છે જે કાનના બહેરગી ગોયા ફાડી નાખે છે! હા, ખુશામદીઆ કેટલાક તવંગરો તો એવાં રહે છે કે જો શયતાનબી ઝરો જહવાહીરને ઓઢી પહેડીને તેમની આગલ આવે તો ખુબસી તેની ઇઝત કરે!! જયારે, આ તો તવગર એક રાણી હતી!

જોનાનો રંગ તો ફીકકો થઇ ગયો હતો મગર તેણે પોતાનો ગભરાટ છુપાવવાની કોશીશ કીધી. તેની ગરદનની આસપાસ મોતીઓની માલા હતી, તેના મખમલી લીબાસપર છુટા છુટાથી મોતીઓ ટાંકેલા હતા, અને તેનાં માથાપર હીરાઓથી મઢેલું એક સુંદર તાજ હતું. તેની આંખમાંથી ગોયા અકુદરતી તેઝ નીકલતુ હતું, અને હઝારો આદમીઓની બુમ પડી રહી હતી છતાંબી તેને પોતાની છાતીના ધબકારાના આવાઝ પ્રગટ સંભલાતા હતા!

રાણીના તખતની આજુ બાજુની કુરસીઓપર ડાબી અને જમણી બાજુએ તેના વઝીરો લોરડ હાઇ ચેનસેલર, ફીઝીશયન જેનરલ, ફીલીપા, દોના કેરોલીના, અને કાઉન્ટ બરત્રાનડ ડઆરત્રોઇસ બેઠાં હતાં. બરત્રાનડ ડઆરત્રોઇસે ગરદનથી પગ સુધી ચકચકીત બકતર પહેરયું હતું તેનું માથું બકતર સીવા ખુલ્લુંજ હતું, લેકીન તે માથાપર કલગીદાર એક કોલાહ હતી. બે નઉકરો તેની ખીદમતમાં હતા, જેમાંના એકના હાથમાં ઢાલ અને ભાલો હતો, અને બીજાના હાથમાં તલવાર અને તબર હતી! અગર જો લડતાં લડતાં રોબરટ ડ કેબેનો હારી જાય તો રોબરટને બદલે બરત્રાનડ રાણીના નામને ખાતીર લડવા જનાર હતો.

જેનાની ધાસ્તી દર પળે બહરતી અને બહરતીજ જતી હતી, કેમ જે તે દીલમાં સમજતી હતી કે કેવાં પલીદ કામથી તેણે પોતાના મરહુમ ધણીનું કાટલું કાઢી નાખ્યું હતું, અને તે પલીદ કામનો ખ્યાલ થતાંજ તે ધરૂજતી હતી! તેનું અંતઃકરણ ડખતું હતું, અને તે અગાઉથીજ ગભરાતી હતી કે જો રોબરટ હારશે તો લોકોની ઉશકેરણી વધીજ જવાની હતી.

મગર, ફરીથી સાંભળો!—સરનાઇ અને રણસીંગનો આવાઝ ફરીથી આવે છે, અને બધાંની આંખો ત્યાં ખેંચાયલી છે જયાંથી રોબરટ ડ કેબેનો ઘોડો કુદાવીને દાખલ થાય છે,

અને આ વખતે ગરીબ લોકોનો આવાઝ તવંગરો કરતાં ઝીઆદા ઝોરથી સંભળાય છે, કેમકે અપક્ષપાત એ લોક પોતાના એક બાહાદુર દુશમનનેબી તેની બહાદુરી માટે વધાવી લેવાને ચુકતાજ નથી.

સર રોબરટ ડ કેમેનો માથાથી પગ સુધી બકતરમાં સજ્જાયલો હતો, તે ઝોરાવર એક સીહા અસ્પપર સ્વાર થયો હતો, રોબરટના ડાવા હાથમાં ઢાલ હતી, તેના જમણા હાથમાં એક લાંબો અણીદાર ભાલો હતો, તેની શમશીર તેની બાજુમાં લટકતી હતી, અને તેનાં ખંજરો તબર જુલતાં હતાં. તેનો વફાદાર નઉકર એલેનઝો તેની સાથ પાઉંપયાદા ચાલતો હતો.

આદમીઓના ઠઠથી ભરાયલો ચકરાવો તેણે ત્રણવાર પસાર કરતાં સલામ કીધી. મગર, રાણીના શામીયાના આગળ આવતાંજ ત્રણવાર તેણે ઘોડાને ઉભો રાખ્યો, પોતાના ચહેરા પરથી બકતર ઉઠાવ્યું, અને નમાવેલા ભાલા અને નમાવેલા સર સાથે તે રાણી જોનાને નમ્યો. રાણી જોનાએબી નમી નમીને તેને સલામ કીધી, અને તે વખતે પોતાના આશકની નમનતાઇનો ખ્યાલ આવતાંજ તેના ચહેરાપરનો ફીકાસ થોડી વાર દુર થયો અને લાલાસ તે દરમ્યાન પ્રગટી રહી! ફીલીપાબી પોતાના બેટાને જોઇને મગરૂર મગરૂર થઇ ગઇ– ફીઝીસ્યન જેનરલે ખુશી થતાં દુઆ ચાહી–દોના કેરોલીનાનો ચહેરોબી ચમકી રહયો—લેકીન, તેઓ માંનો એકજ જે દીલગીર અને ગંભીર થયો તે બરત્રાનડ આરત્રોઇસ હતો તે રોબરટ તરફ અત્યાર અગાઉનો અદેખો બન્યો હતો અને અદેખાઇની વધતીજ જતી ચશમોથી તે રોબરટને હમણાંબી જોતો હતો!

ત્રણવાર ફરીને રોબરટ ઉભો રહયો કે તેનો સામનો કરવા માટે એક શખ્શ તમામ બકતરમાં સજ્જ થયલો બહાર પડયો તે ડયુક ઓવ ડુરા હતો. તેના સરપરની કોલાહમાં કીરમીઝી કલગી ઉડતી હતી. તેની સાથમાં તેના ચાર નઉકરો હતા જે તેમના તમામ અચ્છા પોષાકોમાં બન્યા ઠન્યા હતા. તમામ લોકો જાણે તેના આવ્યાને વધાવી લેતા હોય તેમ મોટો એક આવાઝ ઉઠી રહયો, જેની અસર ગોયા કાનોપર મીનીટો સુધી રહી ગઇ!

જ્યારે શાંતી ફ્યલાઇ રહી, ત્યારે મુનાદી ફેરવનારે મોટા આવાઝથી ડયુક ઓવ ડુરાને પુછયું "આપ નામવર આપણી રાણીની સામે દુશમનાઇ બતાવીને લડવા આવ્યા છો, કે સર રોબરટ ડ કેમેનોના અંગત દુશમન તરીકે તેનો સામનો કરવા આવ્યા છો?"

"તમો જેને પોતાની રાણી દાખલ ગણો છો તેણે હવે પોતાના હકકપર પાણી ફેરવવાનું કામ કીધું છે તેથી હું મહારી તેગોતબરથી લડવા આવ્યો છું, અને હું રોબરટ કેમેનોના દુશમન તરીકેબી લડવા બહાર પડયો છું." ડયુક ઓવ ડુરાએ ઘણા દમામ અને ઘણા મોટા આવાઝથી જવાબ આપ્યો.

તે પછી રોબરટ ડ કેમેનોને અને ડયુક ઓવ ડુરાને રસમ મુજબ કસમ આપવામાં આવ્યા—એક પાદરીએ બંદગી કીધી–અને લડાઇ માટે બન્ને તઇયાર થઇ ગયા ચહેરાપર બકતર સરખું ઉતારવામાં આવયું–મયાનમાં તલવારને એક આંચકો આપ્યો–તબરને તપાસી લીધા–અને ઘોડાપર મજબુત ગોઠવાઇને બેઠા. બેઉએ પોતાના સીધા હાથમાં ભાલા લીધા, અને ડાહવા હાથમાં ઢાલ પકડીને ક્યારે લડવાની રજા મલે તેને માટે વાટ જોતા રહયા.

સરણાઈ પહેલી વખત વગાડવામાં આવી, અને લોકોબી જોવા માટે જાણે મજબુત

ગોઠવાઇ બેઠાં–બીજી વખતે તુરાઇ ફુંકાઇ અને બન્ને ઘોડેસ્વારોના ઘોડાઓ આતુરતાથી મસ્તીમાં આવી ગયા—ત્રીજીવાર રણસીંગુ ફુંકાયું, અને તે વખતે સર રોબરટ ડ કેમેનો અને ડયુક ઓવ ડુરાના ભાલાઓ વીજળીની ઝડપે ઉંચકાઇને એક બીજાપર જઇ પડયા. ભાલા તો જાણે કોઇ પીછાં હોય તેમ ચપાચપ ચાલતા હતા !

એક તાલી પડે તો તે તમામ મયદાનમાં પોતાનો આવાઝ ગુમાવે એવી ગંભીર ચુપકીદી ફ્યલાયલી હતી, અને ઘોડાના પગલાં તથા હતીઆરનાં સાદ બીલકુલ ખુલ્લી રીતે દરેક જોનારના કાનોપર આવીને પડતા હતા.

એક વાર જોનારાઓને એમ લાગે કે રોબરટની જીત થશે, તો બીજીજ પલે તેઓને એવું જણાય કે રોબરટ હમણાંજ ઘોડેથી ટુટી પડશે. એક વાર એવો દેખાવ થાય કે ડયુક ઓવ ડુરા પોતાની સામેના લડનારને ઝમીનપર પાડશે, તો બીજીજ પલે તે પોતે ઝમીનદોસ્ત થવાની ધાસ્તીમાં જઇ પડે. એકાએક એવું માલુમ પડયું કે રાણી તરફથી લડનારો જવાન ઢાકી ગયો અને પડવા પર આવ્યો, જ્યારે યક–બ–યક તેણે પોતાનું તબર ઉઠાવ્યું અને ડયુક ઓવ ડુરાના સરપર મારયું. ડયુક ઓવ ડુરા પોતાની બેઠકમાંથી જુમબીશ ખાઇ ગયો–તેની કોલાહ ઉડી ગઇ—અને તે મોટા એક આંચકા સાથ ઝમીનપર અફલાઇ પડયો.

રોબરટ ડ કેમેનો પોતાના ઘોડાપરથી ઉતરી પડયો, તેણે પોતાની તલવાર ત્રણવાર હવામાં ઘુમાવી અને ખુશીની બુમ પાડી "દુશમન ઝમીન દોસ્ત થયો છે—રાણીની ઇઝઝત બચી છે–ઘણું જીવો રાણી જોના !"

અને લોકોની મોટી ઠઠે તે આવાઝને ઉપાડી લેતાં ત્રણ વખત પુકાર કીધો. "ઘણું જીવો રાણી જોના !"

ડયુક ઓવ ડુરાના ચાર નઉકરો દોડી આવયા તેટલામાં રોબરટે ડયુકની કોલાહમાંથી એક પીછું ખેંચીને પોતાની કલગી સાથે ઉડતું કીધું. તે પછી ડયુકને ઉપાડીને તેના નઉકરો ઘણી હીફાઝતથી તેને તેના મકાનમાં લઇ ગયા.

રોબરટ ડ કેમેનો પોતાના સીહા ઘોડાપર સ્વાર થઈ ગયો તેણે ફરીથી ત્રણ ફેરા ખાધા અને રાણીના શામયાના આગળ આવતાં તેણે ત્રણે વાર ઘોડાને ઉભો રાખ્યો પોતાની કોલાહ ઉઠાવીને ચહેરો ઝાહેર કીધો, અને ખુબ નમ્યો. છેલ્લી વખતે તો તેણે તેમ નમતાં નમતાં ડયુક ઓવ ડુરાનું ઉઠાવી લીધેલું લહુથી ખરડાયલું પીછું પોતાની કોલાહથી ખેંચી કાઢયું, અને ઘોડેથી ઉતરીને રાણીને તે હવાલે કીધું.

ખુશી, મગરૂરી, અને પ્યારનો ભેગો જોશ જોનાના ચહેરાપર છવાઇ રહયો, અને તેણે ઘણા પ્યારથી પેલી કલગી રોબરટના હાથથી લીધી. રાણીના શામીયાનામાંના દરેક જણાએ પોતાની ખુશાલી બતાવી, સીવા કે એક શખસ ! અને તે ડયુક ઓવ ડુરા હતો, જે રોબરટની જીત થયલી જોઇને વધારે અને વધારે અદેખાઇથી જલી જતો હતો.

તેજ વખતે રાણીની પાછલ બેઠેલા એડરીઅન ત્રેસાપેલોની આસ્તીન કોઇએ પાછલથી ખેંચી! એડરીઅને ફરીને તે તરફ જોયું, તો તે આવનારે ચુપકીદી અખત્યાર કરવા નાક ઉપર આંગલી મુકતાં એક ચીઠ્ઠી એડરીઅનને આપી. અને તે ચીઠ્ઠી આપીને પેલો જેનો



માથાથી પગસુધી બક્તરમાં સજ્જથએલા તે બે લડવૈયાઓ ખુબ જોરમાં લડતા હતા.

લક્ષ્મી આર્ટ ભાયખળા, મુંબઈ.

આવ્યો હતો તેવોજ વટી ગયો. ચુપચાપ એમ આવનાર તે કોઇજ નહીં, પણ ફલોરેલો હતો, જે બકતર બનાવનાર કારીગરનો બેટો, પુતલાં બનાવનાર નીનોનો ભાઇ, ડાકુ સરદાર બુરીઅનનો ડાકુ અને એડરીઅન ત્રેસપેલોને બાતમી લાવી આપનાર એક જાસુસ હતો.

રાણી જોનાને રોબરટે પેલું પીછ આપ્યું તે અરસા દરમ્યાન ફલોરેલોએ એડરીઅનને પેલી ચીઠ્ઠી આપી, જે ઉપર કોઇની નઝર પડી નહીં હતી, સીવાં કે બાડી આંખે કેરોલીનાએ જોયું! એડરીઅને ચીઠ્ઠી લેતાંજ જે કાંઇક ગભરાટ ચહેરાપર જમાવયો તે જોઇને ચતુર કેરોલના ચેતી ગઈ જે કાંઇ છુપું છુપું હતું, અને તેથી તેણે એડરીઅન તરફ જોવાના અખાડા કીધા.

એડરીઅને જ્યારે જોયું કે તેની તરફ કોઇજ જોતું નથી, ત્યારે તેણે ઝટ પેલી ચીઠ્ઠી ખોલીને વાંચવા માંડી, અને ચાલાક કેરોલીનાએબી બાડી ચશમેથી તે વાંચી. તે ચીઠ્ઠી આ પ્રમાણે હતીઃ "આજે સ્હવારથી હું તહેખાનું છોડીને તહમુને મલવાની કોશીશમાં હતો, મગર હમણાં સુધી મ્હારેથી અવાયુંજ નહી. લગભગ નવ વાગતા સુધી હું આવી શકયોજ નહીં, અને જ્યારે આ મયદાનમાં આવ્યો ત્યારેબી હું અકેલો નથી. મ્હને ઓળખનારાંઓ આ જમેલામાં કેટલાંક છે, અને તેથી આપણાથી વાત તો થઇ શકેજ નહી. મગર, કોઇબી જોખમે મેં આએ ચીઠ્ઠી તો તહમને આપવાની કોશીશ કીધીછ. એ ચીઠ્ઠીથી હું આપને વાકેફ કરૂં છું કે ત્રીજા દીવસની લડાઈ વખતે "એક જણ" સર રોબરટ ડ કેએનો સામે લડવા આવશે."

"અને તે "એક જણ" બુરીઅનજ હોવો જોઇએ" એડનરીઅને સ્હેજસ્હાજ મોટેથી બબડી લીધું, અને તે પછી ધ્યાન આવી જતાંજ તુરતજ નઝર ફેરવીને આજુબાજુમાં જોવા લાગ્યો કે કોઇનું ધ્યાન તેના બડબડવા તરફ ગયું હતું કે!—પણ, તેની ખાત્રી થઇ કે કોઇનું ધ્યાન હતુંજ નહીં. તે શું જાણે કે લુચ્ચી કેરોલીનાએ તેની ચીઠ્ઠી વાંચી હતી, અને તેનું બડબડવુંબી સાભલ્યું હતું!

રોબરટ તે પછી રાણીની પાસેથી ખસ્યો, અને ઘોડાપર સ્વાર થતાંજ તે નમી નમીને જઇને મયદાનમાં ઉભો, મુનાદી ફેરવનારે પુકાર કીધો કે 'જેને લડવું હોય તે મયદાનમાં આવે કેમકે નામવર સર રોબરટ તઇયાર હતા.'

મગર, કોઈજ આવ્યું નહીં! વખ્ત આગલ અને આગલ ચાલ્યો, અને કોઇજ રોબરટ સામે લડવા આવ્યું નહીં!! જેથી, લડાઇ માટે બીજો દીવસ રાખીને લોકોને વીખરાઇ જવાનો પુકાર થયો.

રાણી જોનાને મહેલમાં જતી વખ્તે ઘણો મોટો આવકાર મળ્યો, અને લોકોએ તેને નીરદોશ માનીને ખુબ મુબારકબાદીના અવાઝથી વધાવી લીધી.

તે દીવસે ખતમ થતા મહેલમાં ખુશી હતી, અને લોકોમાં ચરચા હતી.

# પ્રકરણ ૪૮ મું.

## લડાઇનો બીજો દીવસ—એક દગો!

અદેખાઇ અને લાલુચ એ આદમીનાં મોટા દુશમનોમાના બે છે, જેને ખોટે રાસ્તે આદમી ખવાર અને બરબાદ બને. અને તેજ અદેખાઇ અને લાલુચના પરદા આપણે બરત્રાનડની આંખો સામે આવી પડેલા જોઇએ છીએ.

દોના કેરોલીનાના પ્યારથી તે મહેલમાં જોકે સુખી હતો, છતાં હવે તેણે ખરડયા પગ ગાલીચા સુધી લંબાવવાનો ઇરાદો કીધો! કાંય નહીં તે રોબરટની જગાપર થઇ રાણી જોના સાથ શાદી કરે? રાણી જોના સાથ જો તેની શાદી થાય તો તેથી તેને નવો પ્યાર મલવાનો હતો, એવો વીચાર બરત્રાનડને હવે આવવા માંડયો, જેથી તે લાલચુ થયો અને રોબરટ તરફ અદેખો બન્યો. તેણે વધુ વીચાર્યું કે તે પોતે કુલીન કુલનો હતો, જ્યારે રોબરટ તો એક માછીમારનો છોકરો હતો.

રોબરટ હાર્યો નહીં અને તેણે ડયુક ઓવ ડુરાને હરાવ્યો, તેની સામે વલી બીજો કોઇ હમનબરદબી નહીં ઉતર્યો, વલી તે જીતની સ્હાંજના રોબરટને રાણી જોનાએ મેજબાનીની ટેબલપર ઘણાજ પ્યારથી આવકાર આપ્યો, તથા બરત્રાનડની પોતાની માશુકા કેરોલીનાએબી તે સ્હાંજના રોબરટની તરફ વધારે ધ્યાન આપ્યું, એ બધાથી અદેખો બનેલો બરત્રાનડ વધારે બલ્યો જલ્યો થયો અને તેણે ગુસ્સાથી પોતાના હોટ ઘણી વાર કરડયા!—બરત્રાનડની અદેખી આંખોનો આતશ છુપાવવા બરત્રાનડે કોશીશ અચ્છી કીધી, મગર બે જણાંની ચગોર ચશમોએ તે હાલત જાણી તો લીધી! એડરીઅન ત્રેસપેલો અને દોના કેરોલીના કાઉન્ટનું દીલ વાંચી શકયા.

રાતના દશેક વાગતાનો શુમાર થયો હશે, જ્યારે મેજબાનીની મઝાહ ચાખવામાં આવતી હતી, જે વખ્તે દોના કેરોલીનાએ બરત્રાનડના કાનોપર પડીને કહયું "બકતરખાનામાં સીધારો, હું થોડીજ પલ પછી ત્યાં તહમારી આગલ આઉં છું, હું તહમારી સાથે કાંઇ જુરૂરી ગુફતેગો કરવાનો ઇરાદો રાખું છું."

બધાંઓનું ધ્યાન જ્યારે રાણીના કાંઇ બોલવા તરફ ખેંચાયલું હતું ત્યારે તક જોઇને બરત્રાનડ સટકી ગયો, અને તે બકતરવાલા ઓરડામાં જઇને ઉભો.

ભાગ્યેજ બે ત્રણ મીનીટ થઈ હશે કે બરત્રાનડની માશુકા કેરોલીના ત્યાં આવી થકી, અને બરત્રાનડ આગલ ઉભી રહેતાંજ તેણે ચલાવ્યું "બરત્રાનડ, મેં તહમારો ભેદ જાણ્યો છે—અને જો તહમે મ્હારામાં પુરો ભરૂસો મુકો અને હું કહું તેમ કરવા તઇયાર થાઓ તો હું તહમારા દીલનો અરમાન પાર પાડવાની તહમને મદદ કરીશ."

"દીલનો અરમાન!" કાઉન્ટે જાણે તે શબ્દો નવાજ જાણ્યા હોય તેમ કેરોલીનાના મુખથી બહાર પડેલા પોતે ઉપાડી લીધા.

"બરત્રાનડ, એ વાતપર કાંઈ [illegible] જોઇએ." બરત્રાનડના હાથપર પોતાનો કોમલ

કરી મુકી દેતાં કેરોલીનાં ગંભીર અદાથી બોલી "તહમને તહમારી આશાઓ અને અરમાન છે–મહને મહારી છે!"

"ત્હારીબી છે કે, ત્યારે?" બરત્રાનડ અજાયબીથી બોલ્યો "કેરોલીના, તું શું બોલવા માંગેછ ?"

"હું જે કહેવા માંગુછ," કેરોલીના બોલી "તે એ છે કે જેનાથી મહારી આશા ફળશે અને તહમારી આશાઓને ટેકો મલશે."

"તું ભરમમાં બોલે છે, કેરોલીના" બરત્રાનડ બોલ્યો, જ્યારે તેના દીલના ડોકા ઝોરથી વધતા હતા; અને તેમ કેમ બનતું હતું તે બરત્રાન્ડ પોતેબી નહીં સમજી શકતો હતો.

"તહમે જાણે કશામાં નહીં હોય તેમ અંજાણ્યા બની જાઓછ! મ્હારૂં બોલવાનું જાણે કાંઇબી સમજી શકતાજ નથી! તો લેઓ, હું વધારે ખુલ્લા આકારમાં સમજાઉંછ, એકજ વાકય, બરત્રાનડ, એકજ વાકય" કેરોલીના બોલી "તહમે રોબરટ ડ કેમેનો તરફ અદેખા બન્યા છો, અને ત્હમારી ઇચ્છા છે કે રાણી જોના ત્હમારે હાથ આવે, કેમ?"

અને એમ બોલતાંજ કેરોલીનાએ પોતાની ચશમો એકકી ટગરે બરત્રાનડની ચશમો-માં નાંખી.

"અને ત્યારે ત્હારી શું આશા છે જે ફલે એવી ઇચ્છા તું રાખેછ, કેરોલીના?" બરત્રાનડે તેના શબ્દો યાદ કરીને સવાલ કીધો.

"મ્હારી આશા!" કેરોલીના ઝડપથી બોલી "હું રોબરટ ડ કેમેનોને ચાહુંછ."

"તું? તું રોબરટને ચાહેછ" ગુસ્સાની ગરમી લાવતાં બરત્રાનડે અજાયબીથી પુછયું અને તે પછી નરમ પડીને તે બડબડયો "ત્યારે એ રોબરટ હરેક રીતે મ્હારા રાસ્તામાં કાટા સમાન ખુંચેછ!"

"લેઓ, ત્હમારેજ મોંઢેનો ઇકરાર છે." કેરોલીના ગંભીર અદાએ બરત્રાનડના શબ્દો પકડતી ઝટ બોલી પડી "અને ત્યારે, હવે, બરત્રાનડ, બોલો, ત્હમારે અને મ્હારે દોસ્ત રહેવું કે દુશમન?—મદદગાર થવું કે કામ બીગાડનાર? એકમેકની દીલસોઝી કરવી કે વીરૂધ જવું? બોલો."

"તું રોબરટ ડ કેમેનોને ચાહેછ?" જાણે પોતાના કાનોએ એકવાર જે શબ્દો સાંભલ્યા હતા તે માનીજ નહીં શકતો હોય તેમ બરત્રાન્ડે ફરીથી પુછયું, અને તે વખતે તેણે એકકે ટગરે કેરોલીનાને જોયા કીધી.

"ખચ્ચીતજ." તુરતજ જવાબ મલ્યો "આજ સુધી મેં ત્હમને અકેલાનેજ મહારા ખરા દીલથી ચાહયા, બરત્રાનડ! મગર આજે ત્હમારી વરતણૂક બદલાયલી હું પુરેપુરી સમજી ગઈ, અને તેથી, બરત્રાનડ, તેથી મેંબી મહારી વલાણ બદલીછ–હું રોબરટને આજથી ચાહતા શીખીછ અને જો ત્હમે કબુલ કરતા હોવ તો હું ત્હમને રાણી જોનાના વહાલા થવાની એક એવી સુંદર ટક આપું કે રાણીબી ત્હમને ચાહે. બોલો, કબુલ છે કે?"

"કેરોલીના, શું તું ગંભીર છે? ગંભીર બનીને સાચ્ચુજ બોલેછ, કે અમથી મ્હને બનાવેછ!" બરત્રાનડે ફીસલી પડતાં પડતાં શક બતાવ્યો.

"નહીં, હું તહમને બનાવતી નથી! આહહા! રાણી જોનાનાં પ્યારે તહમને કેવાં ખેંચ્યાંછ કે રાણીની વાત નીકલતાંજ તહમારો ચહેરો બધો ખીલી ખીલી નીકલ્યોછ."

"સાચ્ચીજ વાત છે, કેરોલીના પ્યારી." બરત્રાનડ બોલ્યો.

"બઅફસ હવે તહમે મહને તમારી પ્યારીના નામથી હરગીઝ બોલાવશો નહીંજ. આપણે આજથી એકમેકના આશક-માશુક નથી, મગર દોસ્ત છીએ." કેરોલીના દમામથી બોલી "જુઓ, સાંભલો, હું તમને રાણીના વહાલા બનાવવા રોબરટ તરફ દગો રમીશ, પરમ દહાડે યાને લડાઇના ત્રીજા અને છેલ્લા દીવસે કોઇ અચ્છી રંગત જમશે, રોબરટને બદલે તહમે લડવા ઉતરી શકો એમ હું કરીશ, જો આવતી કાલે કોઇ લડવા મયદાનમાં નહીં બી આવ્યુ તોબી પરમ દીવસે તો કોઇ આવશેજ, અને પરમ દીવસે તહમને લડવા માટે હું મઉકો આપીશ."

"ત્યારે તું કોઇ તીલીસમાતી અઉરત છે!" હસવાનું કરતો બરત્રાનડ બોલ્યો "તું કેમ મહને ટક આપશે?"

"જુઓ, સાંભલો—" અને તે બરત્રાનડનો હાથ પકડીને બકતરવાલા ઓરડામાં ચાલતાં કાંઇ બોલી.

* * * *

બીજે દીવસ થયો, અને તે રોબરટના દુશમનો સામે લડવા માટેનો બીજો દીવસ હતો. આગલાજ દીવસની માફક લોકોની મોટી ઠઠ જમાવ થઇ હતી, અને જ્યારે નવ વાગતે રાણી જોના પોતાને માટે બનાવવામાં આવેલા તખ્ત પર આવી બેઠી ત્યારે તેને આગલા દીવસ કરતાં વધારેજ માન મલ્યું, કેમજે ડયુક ઓવ ડુરાની હાર પછી લોક એમજ સમજતાં શીખ્યું હતું કે રાણી પોતાના શઓહરના મઉત માટે નીરદોશ હતી.

તે બીજે દીવસબી બરત્રાનડ બકતરમાં સજ્જ થઇને બેઠો હતો, આજે હવે તેને લડવાની તક મલે કે નહીં મલે તેની કાંઇજ દરકાર તેને નહીં હતી. કેમજે આવતી કાલે તો ઝુરૂર કેરોલીનાની મદદ સાથ તેને લડવાની તક હાથ આવનાર હતી.

વખ્ત થતાં રોબરટ આગલાજ દીવસના ઘોડાપર સ્વાર થઇને આવ્યો, અને ત્રણ વખ્ત તે ચક્કર ફર્યો. તે ત્રણે વખ્તે રાણીના શામીયાના આગલ આવતાં ચહેરો ખુલ્લો કરીને તે નમ્યો.

રોબરટ તે પછી લડવા માટે દુશમનબરદની વાટ જોતો ઉભો કે મુનાદી ફેરવનારે પુકાર મારયો, અને જવાબમાં એક શખ્સ તમામ બકતરમાં સજ્જ થયલો સુફેદ અને સીહા રંગના ભેલ સાથના એક ઘોડાપર બેઠેલો આવ્યો.

મુનાદી ફેરવનારે લડવાના કારણમાં તેને પુછયું ત્યારે રાણી અને રોબરટ બન્ને તરફ દુશ્મનાઇની નીશાની બતાવતાં નામ કહીને તેણે જણાવ્યું "હું મહારા દોસ્ત ડયુક ઓવ ડુરાની તરફથી આજે લડવા આવ્યો છું."

"સાંભલો, તહમે કાઉન્ટ બારબેરીની, કે જો તહમે આજે મરશો નહીં અને હારશો તો તમારી સામે કાયદા મુજબ રાજ્યના ફીતુરી તરીકે કામ ચલાવવામાં આવશે." મુનાદી ફેરવ-

નારે કહ્યું.

"ત્હમે ત્હમારૂં કામ કરો." તે કોઈ કાઉન્ટ બારએરીનીએ દમામથી કહ્યું "લડવાનું રણસીંગ ફુંકો."

કસમ આપવામાં આવ્યા—પાદરીએ બંદગી કીધી—મુનાદી ફેરવનાર અને નઉકરો દુર થયા—લડવાની છેલ્લી નીશાન મલી—અને તે બન્ને લડવઇયાઓએ પોતાના હતીઆર સાથ હતીયાર મેલવ્યાં.

ઝમીનબી જાણે તે લડનારાઓના પગ તલે જુમબીશ ખાતી હતી! ઢાલપર તેગોતબરના ફટકાઓ ધમધમ આવી પડતા હતા. તબરના ટુકડે ટુકડા થતાંજ શમશીર ચાલી, અને એક કલાક સુધી કોઇનીબી શમશીરે લહુનું એક ટીપુબી તે બકતરમાંથી દાખીલ થઇને નહીં આપ્યું.

આખીર, રોબરટનીજ જીત થઇ. ભાલાના એક ફટકાથી કાઉન્ટ બારએરીનીની કોલાહ ઉડી ગઇ, અને રોબરટે ઝડપથી શમશીરનો ઝરબ તે કાઉનટના સરપર ખેંચી કાઢયો! એક આંચકો, અને બીજી જુમબીશ સાથ તો કાઉનટ ઝમીનને ચુમતો ખાકમાં પડયો!

ઓહો! હવે તો તાલીઓની ગરજનાનો કોઇ શુમારબી નહીં હતો! આ બીજી વાર રોબરટ ડ કેમેનોની જીત થઇ હતી, અને લોકો હવે વધારે ખાત્રીથી માનતા હતા કે મહેલ-વાલાઓ મરહુમ એનદરીઆના મઉત માટે જવાબદાર નહીં હતા!!

હારેલા ઉમરાવને ઝમીનપરથી ઉચકવામાં આવ્યો, અને તેનું બકતર તેના શરીર પરથી ખોલવામાં આવ્યું. કાઉનટ બારએરીનીની આંખોબી માથામાંથી નીકળેલા લહુથી બધી બંધ થઇ ગઇ હતી. તુરતજ તબીબ આવ્યો, તેણે લહુ સાફ કરીને જતું બંધ કીધું, અને ઘણી સંભાલથી પાલખીમાં નાંખીને કાઉનટને તેના નઉકરો તેના મકાનપર લઇ ગયા.

તે પછી ત્રણ વાગતા સુધી રોબરટ સામે જ્યારે કોઇબી બીજો લડવા નહીં આવ્યો ત્યારે ત્રીજા દીવસપર લડવાનું રાખી બધાં વીખરાઇ ગયાં.

* * * *

રાણી જોનાએ તે રાત્રેબી ખુશાલીનું મોટું ખાણું કીધું, અને બધી ખુશી ખુશી જે જામી હતી તેમાં રોબરટ ડ કેમેનો તરફથી બોલાતા રાણી માટેની મુબારકબાદીના શબ્દોમાં બધાંનું ધ્યાન લાગ્યું હતું. તે વખતે ઘણી ચાલાકી વાપરીને રોબરટના નીચે નમાવેલાં, સીધા હાથમાં શરાબની જે જામ ધરેલી હતી તે જામમાં પાસે બેઠેલી કેરોલીનાએ કોઇ ભુકી નાંખી દીધી!—પેલી ભુકી ઘણી જલદીથી પીગળી ગઇ, અને મુબારકબાદી બોલી રહયા બાદ રોબરટ ડ કેમેનો તે શરાબ પી ગયો. શરાબ પીવા પછી થોડે વખતે રોબરટને લાગ્યું કે તેને ભારી ઉંઘ આવતી હતી!!

# પ્રકરણ ૪૯ મું.

## લડાઇનો ત્રીજો દીવસ–પરાજય!

તે ત્રીજે દીવસેબી લોકોની ભારી ઠઠ જમાવ થઇ હતી અને આગલા બે દીવસો કરતાંબી વધારે આતુર ચશ્મો થઇ હતી. લોક આપસઆપસમાં પુછતું હતું "શું એમ ધારોછ કે આજે હવે કોઇ લડવાની હીમત કરતું આવશે?" જવાબ મલતો "કેમ કહેવાય? આવેબી."

તવંગરોના તંબુઓમાંબી જીજ્ઞાસાએ જગ્યા લીધી હતી, અને તે તવંગરો વચ્ચે પેલાજ સુક્રના સીતારા–અલતમારાના અમીરની હસીન સુરત બેટી-લુસીઆએ ફરીથી તે દીવસેબી પોતાનો આબોતાબ બતાવ્યો હતો.

નવ વાગતે બરોબર રાણી જોના પોતાના રીસાલા સાથે આવી, અને તેણે પોતાના પગ મયદાનમાં મુકયા ત્યારથી તેનાં કદમ તખતની બાજુમાં જઈ રહયા ત્યાં સુધી તમામ ખાસો-આમે તાલીઓનાં આવાઝથી ઝમીનનેથી ગોયાં જુમબીશ આપી દીધી! બેશક તેઓ હવે પોતાની રાણીને તેના મરહુમ શઓહરના ખુન માટે નીરઅપરાધી માનતા હતા, કેમજે બન્ને દીવસોની લડાઇમાં તેઓ ધારતા કે પવીત્ર કુદરતે પોતાની મદદ આપીને તેની ઇઝઝતને બચાવી હતી–રાણી તો તે મોટા માનના બોજ તળે ગોયા દબાઇ ગઇ અને તેનું સર ઝમીન તરફ જુંહુકતા તે વીચારમાં પડી–તેની છાતી ધડક ધડક ઉડવા લાગી–અને તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં–તે મનમાં બોલી "લોક મ્હને નીરદોશ ધારીને એ માન આપેછ! ઓ પાક ખુદા–ઓ મહારા પાક પરવરદીગાર; અગર જો હું ખરેખરજ નીરદોશ હતે તો આજે મ્હને કેટલી બધી ખરી ખુશાલી પયદા થતે! મગર, અફસોસ, મેં એક પલીદ પાપના ઉંડા ગારમાં ઝોમાવ્યું."

રાણીએ રૂમાલથી પોતાના આંસુ લુછી નાંખ્યાં, અને દમામદાર દેખાવ કરીને તખ્તપર બેઠી.–તેના હમસોબતીઓ ફીલીપા, કેરોલીના અને એડરીઅન તથા લોર્ડ હાઇ ચેનસેલર ત્યાં તેની આજુબાજુમાં આવી બેઠાં, લેકીન આજે બરત્રાન્ડ ડ આરત્રોઇસ જણાતો હતો નહીં!–રાણી જોનાએ બરત્રાન્ડની ગયરહાઝરી માટે કેરોલીનાને પુછયું, જેના જવાબમાં તે બોલી "પોતાની ખાબધાહથી આજ સહવારે બરત્રાન્ડ મહારી મુલાકાતે આવ્યા નહીં હતા, અને મેં સહવાર પછી તેમને જોયાબી નથીજ. હું નહીં જાણતી, તેવણ કેમ આવ્યા નથી તે હું કહી શકતીજ નથી."

મગર, તેઓની વાતમાં ખલલ પડી, કેમ જે રણસીંગુ ફુકાયું, અને મુનાદી ફેરવનારે બુલંદ આવાઝે જણાવ્યું "નામદાર નાઇટ સર રોબરડ ડ કેબેનો પધારે છે, આપણા બહાદુર લડવૈયા પધારે છે."અને, તે પછી તુરતજ તે દીવસનો લડાકુ શુરવીર આવી પહોંચ્યો.

રાબેતા મુજબ તે ત્રણ વાર ચકરાવો ફર્યો, મગર તે આજે જ્યારે ત્રણ વખત રાણીના શામીયાના આગલ થોભ્યો ત્યારે ચહેરાપરથી બકતર ઉઠાવી લેવા વસરજ ગયો!

ખાસોઆમમાં તે દેખાવથી ચકચાર થઇ! અરે, આ ત્રીજે દીવસે રોબરડ ખુલ્લા ચહેરાએ રાણીને કેમ નમન નહીં કરતો હતો?–લોકોમાં વાત ચાલી.

"બે દીવસની લડાઇ પછી કદાચ ચહેરાપર થાક હશે, અને તેથી પોતાનો ચહેરો ઝરાકબી નાપસંદ દેખાવ બતાવે તે ગમતું નહીં હોવાને સબબે રોબરટે આજે ચહેરો ખોલ્યો નહીં હશે!" લોકમાંથી એકે અકકલ દોડાવી.

"કદાચ તેણે વધારે સાવચેતીને ખાતીર આજે બકતર સાથ ચહેરાવાલો ભાગબી મઝબુત બંધ કરી લીધો હશે કે ભાલાની અસર ઝરાકબી ન થાય" બીજાએ અકકલ કીધી "તેથી તે ચહેરાપરનું બકતર ઉઠાવીને તેને ઢીલું બનાવતો નથી."

"મ્હને તો એમ લાગેછ કે રોબરટે કસમ ખાધાછ કે આ છેલ્લા દીવસની જીત પછીજ હવે તો ચહેરો ખોલવો, તે અમાફ નહીંજ." વળી કોઇ ત્રીજાએ અકકલના ભમરડાને કમઅકકલની રસીથી ઘુમાવ્યો!

પણ, હવે રાણી જોનાએ અજાયબી સાથે ફીલીપાને સવાલ કીધો "રોબરટે આજે મ્હને સલામ કરતી વખતે પોતાનો ચહેરો છુપાવેલોજ રાખ્યો તેનો સબબ આપ કાંઇ સમજી શકોછ કે?"

"બીલકુલ નહીં." ફીલીપા ફુગલાઇને બોલી "એમ કરવાનો એને સબબજ શું મલ્યોછ તે માટે હું પોતેબી નાવાકીફ઼ છું—આજે સહવારે આપણે મહેલથી નીકળ્યા બાદ રોબરટ ત્હમને મલ્યો હશે ત્યારે કાંઇ ત્હમારા વચ્ચે—"

"એ આજે મ્હને મલવા આવેલોજ નહીં" રાણી જોનાએ સ્હેજ મોંહ ફુગાવીને કહયું "કોણ જાણે એને કાંઇ વહારૂં ભરાઇ આવ્યુંછ કે શું તે આજે મ્હારી મુલાકાતે એકબી વખ્ત આવ્યો નહીં! મેંબી 'આવશે' કરીને બેદરકારી કીધી, તે કોણ જાણે એને ગુસ્સો લાગ્યોછ. અને તે સબબે એણે ચહેરો નહીં બતાવ્યો—સલામબી કીધી તે હું ધારૂંછ કે ઝરા મીઝાજમાંજ ડોકયું નમ્યું, કેમ ત્હમને તેમ લાગ્યું કે નહીં?"

"નહીં—નહીં, મીઝાજ નહીં!" ફીલીપાએ પોતાના બેટાની તરફેણ કરી "આજે સ્હવારે એ મ્હનેબી મલ્યો નહીં, એમ તો પરમ દીવસે સ્હવારેબી મ્હને મલ્યા વગરજ મયદાનમાં એ આવ્યો હતો. પણ, મ્હને એ ખબર નહીં કે ત્હમારી મુલાકાત વગરબી એ આવ્યો હશે! કાંઈ ત્હમો વચ્ચે તકરાર તો નથી થઇની!"

"કાંઇજ નહી." રાણી ધીમેથી ફીલીપાના કાનપર પડી બોલી "સીરફ઼, કાલે રાતના એણે ઉંઘ આવ્યાની વાત કહી જે વખ્તે મેં તેને એમ બેઅદબ થઇને મેઝ છોડી ન જવાની સલ્લાહ આપી, પણ જ્યારે એણે ઉંઘવાજ જવાની બહોંસ ચલાવી ત્યારે મેં સ્હેજ ટપકો આપીને કહયું 'એમ કેમ રોબરટ વ્હાલા તું બેઅદબ બનેછ! એટલો બધો પીધો શું કામ કે જલદી ઉંઘ આવે!'—શું, ફીલીપા, આપ એમ ધારોછ કે મ્હારી વાતથી એ ગુસ્સે થયો હશે?"

"કોણ જાણે! કોઇ કોઇ વખતે એનો મીઝાજ બરખેલાફ઼ ઝરાસી વાતમાં થઇ જાયછ, તેમ આજેબી ગુસ્સો ઉતર્યો નહીં હોય! પણ, ચોભરો ચઢાવવો હતો તો મહેલમાં, હીંયા મયદાનમાં લોકો સનમુખ નાદાન થવાનું હોય!" ફીલીપા બોલી.

"જેવી એની મરઝી." એક ઠંડી સાંસ ભરીને જોના નીસાસાથી બોલી, અને પછી તેઓ ચુપ થયાં કેમજે લડાઇ ચાલુ થવા માટેનો પુકાર થઇ રહયો.

મુનાદી પુકારનારના જવાબમાં કોઇબી લડવા માટે બહાર પડયો નહીં!—અને એક કલાક

નીકલી ગયો.

તે કલાક પછીથી બીજો કલાક નીકલી ચાલ્યો, અને તવંગર લોકો બેસતાં બેસતાં થાકી ગયાં, જ્યારે ત્રણ કલાક બાદ તો મધ્યમ અને મુફલીસોની ધીરજથી ખુટી ગઇ, અને તેઓ પોતાની બેઠકમાં અકડવકડ કરવા લાગ્યાં.

શામીયાનામાં હવે એકજ દીલને નાસીપાસી મલી અને તે કેરોલીનાના દીલને. એડરીઅન ત્રેસપેલો તો બુરીઅન આવશે તેની રાહ જોતો હવે ખુશી થતો હતો કે ફ્લોરેલોએ પુગાડેલી ખબર ખોટી ખબર નીવડી હતી અને બુરીઅને લડવા માટેનો પોતાનો વીચાર ફેરવી તે ચુપ થયો હતો.

બે વાગતાનો વખત થવા આવ્યો અને હવે એક કલાક પછી તો બધું ખલાસ થવાનું હતું અને રાણીને સઉ તમામ નીરદોશ પુરી ખાત્રીથી માની લેવાના હતા. રાણી જોનાએ અને ફીલીપાએ તે વખત નઝદીક આવતો હતો તે માટે ખુશીની આંખો એકબીજા તરફ ફેંકી અને દોના કેરોલીનાનેબી પોતાની નાસીપાસી છુપાવીને રાણીના હસવામાં પોતાનું હસવું શામીલ કરી દેવું પડયું. એડરીઅન ત્રેસપેલો બડબડયો "ફ્લોરેલોને ઠગવામાં આવેલો, નહીં તો બુરીઅને પોતાનો વીચાર ફેરવી નાંખેલો. હું પોતેબી તઅજ્જુબ રહેતો હતો કે બુરીઅને રોબરટની સામે લડવા આવવાની ઇચ્છાજ કેમ કીધી હશે!"

બે વાગ્યા અને મુનાદીયાએ કરણાઇ ફુંકીને ઝાહેર થવા દીધું કે બીજો એક કલાક પસાર થઇ ગયો હતો.

મગર સાંભલો! દુરથી રણસીંગું ફુંકવાના આવાઝ સાથ ઘોડાના પગલાંનો સાદ આવે છે. લોકોમાં નવું ચેતન જાણે થાય છે, અને એકકે એક જણની ત્યાં નઝર ખેંચાઇ છે જ્યાંથીબી મયદાનમાં લડવઇયાઓને દાખલ થવા માટે ખાસ જગ્યા કીધેલી છે. કોઈ જાણતુ નથી કે તે આવનાર કોણ છે, મગર કેરોલીના અને એડરીઅન પોતપોતાના મનમાં બુરીઅનને આવતો માને છે.

અને તે બેની છીતીમાં અજાયબી ઘર કરે છેઃ કેમજે તે આવનાર જો કે બકતરમાં સજ્જ છે તોબી તેના ઉંચા અને પાતલા શરીરપરથી માલુમ પડે છે કે તે ડાકુઓનો સરદાર બુરીઅન નથીજ!

તે નવો આવનાર લડવઇયો મોતીઆ રંગના સુફેદ ઘોડાપર બેઠો હતો—અને તેની કોલાહમાં કાગઝી રંગની કલગીના પીંછાં મુકેલાં હતાં.

મરદાનાને બદલે કોઈ ઝનાના ગોયા બકતરમાં સજ્જ થઇને લડવા આવી હોય તેવું તે લડવા આવનારનું કદ લાગતું હતું!

તે નવા લડવા આવનારની સાથે તેનો એક નઉકર હતો, જેણે ચહેરાપર નીકાબ નાંખ્યો હતો!—લોકોની આતુરતા એટલી તો અણીપર આવીને પડતાં બચી હતી કે જ્યારે તે નવો લડવઇયો લડવા માટે આવ્યો ત્યારે તેને માટે તાલીઓની એક ગરજના ગોયા થઇ રહી.

તે નવા લડવા-આવનારનું કદ બકતરની ભીતરે એટલું પાતલું લાગતું હતું કે તે રોબરટ

જેવા બબ્બે શુરવીરોને હરાવનાર લડવઇયા સામે કેમ લડશે તે બાબે લોકો તઅજ્જુબ રહયાં– ચકરાવો ફરીને તે લડવાની જગ્યાપર આવી ઉભો રહયો કે મુનાદીયાએ તેનું નામ પુછ્યું, જવાબમાં જ્યારે તે અજાણ્યાએ માત્ર ડોકુંજ ધુણાવ્યું ત્યારે બધાંની તઅજ્જુબીમાં વધારોજ થયો. વલી, તે મુનાદીયાએ લડવા આવવા માટેનું તેને કારણ પુછ્યું તો કારણમાં બી તેણે મુગાંની માફક ડોકયુંજ હલાવ્યું !

લોકોમાં હસાહસ થઇ રહી. કોઇ કહેવા લાગ્યું કે 'બીચારો મુંગો છે' કોઇ કહે 'નહીં બોલવાના કસમ ખાધા છે' કોઈ કહે 'રેશમની જીભનો શુરવીર છે તે બોલે તો રેશમનો તાર તુટી જાય' કોઇ કહે 'એ શું લડાઇ જીતશે એ તો ઝનાના લડવઇયો છે!'

"ત્યારે તમે રોબરટ ડ કેમ્બેનોનાં અંગત દુશમન તરીકે લડવા તઇયાર થાઓ" મુનાદીયાએ કહયું, અને કસમ તથા બંદગી પછી એકવાર સરણાઇ ફુકાઈ–અને બીજીવાર તુરણાઇ ફુકાઇ–અને ત્રીજીવાર જયારે રણસીંગ ફુકાયું ત્યારે તે અજાણ જવાનનો ઘોડો શેરની માફક રાણીના લડવઇયાના મઝબુત કાલા ઘોડા તરફ કુદયો–અને તે લડનારાઓની તબરથી તબર મલી રહી!" .

તે અજાણ જવાન જો કે કદમાં લોકોને ઝનાના લાગતો હતો મગર તેની લડવાની રીત તો એક ખરા લડવઇયાની હતી, તે ફટકાપર ફટકા લગાવ્યોજ જતો હતો જે કેટલીક વાર મુશકીલીથી ઢાલપર ઝીલાતા હતા!

રાણી તરફના શુરવીરે એક ફટકો તેની કોલાહપર એક મરૂકે એવો મારયો કે તે એજ ખાત્રી રાખી શકયો કે તે અજાણ લડવઇયો જરૂર ઝમીન માપશે, મગર બીજીજ પળે તેની પોતાની કોલાહપર એવો એક ઝબર આવી પડયો કે રાણી તરફનો લડવઇયો પોતેજ પોતાના ઘોડામાં તમર ખાઇ ગર્યો, અને જો તેજ વખતે બીજો એક ફટકો પડયો હતે તો તે પોતેજ ઝમીનની ખાકને ચુમતો પડતે !

તે અજાણ્યો લડનાર જે બહાદુરી અને દીલાવરીથી લડતો હતો તે માટે લોકને દાંતમાં આંગલી પકડવી પડી! અરે, કોણ જાણતું હતું કે એટલું બધું કુવ્વત તેનામાં હશે? રોબરટ કે જેની સામે મોટા બે શુરવીરો ટકી નહીં શકયા હતા તેની સામે આ ટકતો હતો અને વલી પેલા બે કરતાંબી ઝીયાદા ઝોર અને કુવ્વતથી લડતો હતો!

બેઉની તબર તુટીને ટુકડે ટુકડા થઇ જવા પછી ભાલાની લડાઇ ચાલી, અને તે અજાણ્યો જવાન એટલા તો ઝોરોદમથી લડયો કે રાણીના લડવઇયાની ઢાલના તેણે ટુકડા કરી નાંખ્યા!

હવે, રાણીના શામીયાનામાં મોટો ગભરાટ ફેલાયો. અરે, રોબરટ ઢાલ વગર તો હવે એક મીનીટબી ટકી શકવાનો નહીં હતો.–તેમ નહીં, રોબરટના હમનબરદે પોતાનો સામનો કરનારની ઢાલ તુટી ગયલી જોઇને પોતેજ પોતાની ઢાલબી ઉડારી નાંખી, અને તે એકસરખા હતીઆરનો થઇને લડવા લાગ્યો! તેની બહાદુરીના વખાણથી તેજ વખ્તે મયદાન ગાજી રહયું.

મગર, તુરતજ મુનાદી ફેરવનારે આવીને કહયું કે તે કાનુનથી ખીલાફ કામ હતું, તેણે અરજ કીધી કે જો તે અજાણ લડવઇયો હુકમ આપે તો નવી ઢાલ સર રોબરટને આપવામાં

આવે, લેકીન ઢાલ વગરની લડાઇ તો નહીં થાય. તુરતજ તે અજાણ જવાને ઢાલ આપવા માટે હાનું ડોકયુ કીધું, અને તે મુનાદીયાએ પહેલે તેની ઢાલ ઉંચકીને તેને આપી અને તે પછી બીજી નવી ઢાલ મંગાવી રાણીના લડવઇયાને હાથ મુકી.

લડાઇ પાછી ચાલી અને શમશીર ચમકી રહી, લેકીન બીજી વાર શુરૂ થયલી તે લડાઇ ઘણો વખત ચાલી નહીં. તે અજાણ*લડવઇયાએ પોતાના સુફેદ ઘોડાને પાછલ હટાવી લીધો—પોતાની શમશીર હવામાં ઉંચે ચઢાવી દીધી—ઘોડાને રાણીના લડવઇયાના ઘોડાપર પુર ઝોરથી દોડાવી દીધો—અને હવામાં ચઢાવેલી શમશીર ઘણુાજ ઝોરથી નીચે ઉતારીને મારી. રાણીના લડવઇયાએ એક જુમબીશ ખાધી, અને બીજા ફટકાના લાગવા સાથેજ તે ઝમીનદોસ્ત થઇને પડયો, અને હોશ ફરામોશ થઇ ગયો.

રાણીનો લડવઇયો ઘોડેથી ઝમીનપર પડયો કે તેનો સીહા ઘોડો મયદાનથી નહાઠો, અને તુરતજ પોતાના સુફેદ ઘોડા પરથી કુદી પડીને તે અજાણ જવાને પોતાની જીત ઝાહેર કરતા ત્રણ વાર શમશીર હવામાં ઘુમાવી.

ઓહોઓ! તાલીઓનો તે આવાઝ! જો કાનને પવીત્ર કુદરતે ઝોર ન આપ્યુ હતે તો તેનો પરદોઓ નાશ પામતે!

ત્રણવાર શમશીર ઘુમાવ્યા બાદ તે બહાદુર અજાણ લડવઇયાએ વાંકા વલીને રાણીના ઝમીનદોસ્ત થયલા લડવઇયાની કોલાહમાંથી એક પીછ ખેંચી કાઢયુ, અને તેને પોતાના નઉકરના હાથમાંથી લીધેલા એક ભાલાની પોકલ દાંડીમાં ખોસી લઇ ઘોડેસ્વાર થઇ તેણે હવે મયદાનમાં આસપાસ ચકરાવો લીધો.

તેજ વખતે મુનાદીયાએ દોડી જઇને રાણીના લડવઇયાને ઝમીનથી ઉઠાડવા માટેની કોશીશ કીધી, અને સર રોબરટ ડ કેમેનોના નઉકર અલોનઝોએ હવા મલે તે માટે તે હારેલા લડવઇયાની કોલાહ નીકાલીને તેના ચહેરા પરનું બકતર દુર કીધું.

મગર, અલોનઝો તે ચહેરો જોઇને એક સરપે ડંખ માર્યો હોય તેમ એક આંચકો ખાઇ દુર થયો—અને મુનાદીયો તઅજજુબીને મારે લાકડુંજ થઇ ઉભો રહયો!!

રોબર્ટને બદલે બરત્રાનડ હતો!

---

## પ્રકરણ ૫૦ મું.

### કેરોલીનાની જાળમાં રોબરટ.

તે અજાયબી ભરેલી ખબર ઉડતી ઉડતી થોડીજ પળમાં રાણીના શામીયાનામાં જઇ પહોંચી, અને લોકોમાં તે ખબરથી જેટલી તઅજજુબી ફ્યલાઇ તેથી ઝીઆદાજ રાણીના શામીયાનામાં ફ્યલાઇ રહી. અરે રોબરટ ત્યારે કયાં હતો?

ખુબ્બી કેરોલીનાબી જાણે 'અજાણી આત્મા' હોય તેમ ઉલટી પુછપુછમાં પડી કે રોબરટનું શું થયુ હતું! તેણે વળી બરત્રાનડની હારથી અમથી અમથી દીલગીરી ઝાહેર



તે જીતનારે ત્રણ વખત પોતાની શમશીર હવામાં ઘુમાવી.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ

કરી દીધી!

એડરીઅન ત્રેસપેલો તો ત્રીજા દીવસની હાર માટે દીલગીર થયોજ નહીં. કેમકે રોબરટને બદલે બરત્રાનડનો ઘોંટાલો થવાથી લોકો આ નવી વાતપર ચકચાર ચલાવતા હતા અને રાણી નીરદોશ હતી તે વાતને આસાનીથી સ્વીકારતા હતા. તેણીની ખબર તે બદમાશ બુઢાને પહોંચી જવાથી તેણે જરાકબી દીલગીરી દીલમાં વસાવી નહીં–ઉલટો ખુશી થયો કે ઘોંટાલો થઇ ગયો હતો! લેકીન તે સમજીજ નહીં શકયો કે તેમ કેમ બન્યું હતું?

હવે નઉકરોની મદદથી બેહોશ થયલો બરત્રાનડ હુસ્યાર થયો અને તે પોતાના પગોપર ઉભો રહયો, જયારે તેને તંદરૂસ્ત ઉભેલો જોઇને પેલો અજાણુ લડવઇઓ તેની પાસે ગયો અને બોલ્યો "બહાદુર જવાન, અગર હું જાણુતે કે આપ મયદાનમાં ઉભા છો તો હું કદીબી આપની સાથ લડતે નહીં કેમ જે મ્હને આપની સાથે કોઇ દુશમનાઇ નથી. સીરફ દુશમનાઇ જે છે તે સર રોબરટ કેબેનો તરફ છે."

બરત્રાનડે પોતાનો હાથ તે અજાણ્યાના હાથમાં મુકી દેતાં હસીને કહયું "આપ એક દરયાવ દીલ દુશમન છો, અગર દુશમન હોવબી તો! આપનું નામ મ્હને કહો કે હું તેને ઇઝઝત સાથ હમેશા યાદ કરૂં, અને આપને હું મ્હારા દોસ્ત તરીકે હમેશા ચાહું."

"હમણા હું મ્હારૂં નામ કહી શકતો નથી." ઝડપથી તે અજાણ જવાને કહયું "મગર, હું એટલું તો કહી શકું છું કે મેં આપની દોસ્તી સ્વીકારી છે, અને હવે પછી આપણે બેઉ દોસ્તો તરીકે મલશું."

એટલું બોલતાંજ તે અજાણ્યાએ પેલા ભાલા પર ખોસેલું બરત્રાનડનું પીછ ભાલાથી લઇ લેતાં બરત્રાનડની કોલાહમાં પાછું મુકીને કહયું "મુબારક રહે તહમારી કલગી, અઝીઝ દોસ્ત."

અને, હવે, રસમ મુજબ તેને આજની જીત માટે કોઇબી ઉમરાવી બાનુને પોતે ઇઝઝત સાફ એક યાદગારી આપવી જોઇએ, તેથી તેણે પોતાની કોલાહથી એક પીછ ખેંચી કાઢયું અને ઘોડેસ્વાર થઇ મયદાનમાં ઘુમવા લાગ્યો.

બધી બાનુઓના દીલમાં આશાનું એક કીરણ ચમકી રહયું કે તે અજાણ બહાદુર લડવઇયો કોણને તે દીવસની જીતની યાદગારી બક્ષશે, તે માટે સઉ કોઈ આતુર ચશમોથી જોવા પડી!—અને મરદોને શું આશા થઇ? તેઓ એવુ ઇચ્છિવા લાગ્યા કે હવે તે અંજાણ લડવઇયો પોતાના ચહેરાપરથી બકતર ઉઠાવી લેશે, અને તેના ચહેરાને જોવા દેવાની તક લોકોને આપશે.

પણ નહીં.–જુઓ, તે તો રાણીના શામીયાના આગળથી પસાર થતી વખતે રાણી જોનાને નમીને ખાલી સલામ કરે છે, લેકીન પોતાનો ચહેરો તે બતાવતોજ નથી!

રાણી જોના તો સમજતી હતી કે તે બહાદુર જવાન આજના દીવસની જીતની યાદગારી તેનેજ કદાચ આપશે, પણ તે રાણીના શામીયાના આગળ ઉભોજ કયાં રહયો જે તેની વાત?–તે તો ત્યાંથી ઘોડો ચલાવી ગયો!

આહહા! તે બહાદુર જવાનની કલગીના તે પીછને માટે બાનુઓમાં ગોયા મુંગી હરીફાઇ ચાલી રહી હતી–તેમની છાતીમાં આશાનો પ્રવાહ વહી રહયો હતો! અરે, કોઇબી બાનુ

તે કલગીને માટે પોતાની ઉમરના દશ પાંચ વરસથી તે જવાનને આપવા તઇયાર થઇ જાય અગર જો તેમ ઝીંદગીની રસ્સી આપી દેવાતી હોતે-કુરબાન કરી શકાતી હોતે તો!!

ત્રીજી વખત તે બહાદુરે ચકરાવો ફરતી વેળા અલ્તમારાના અમીરના તંબુ આગળ ઘોડાને ઉભો રાખ્યો-તમામ નઝરો તેની હીલચાલ તરફ ખેંચાઇ રહી-અને અજાણ્યા લડવઇયાએ ઘોડેથી ઉતરીને આજના દીવસનું યાદગારીનું પેલુ સુફેદ બરફ જેવું પીછ અલ્તમારાના અમીરની સુક્રના સીતારા જેવી ખુબસુરત બેટી નેપલ્સની ઝળકતી તે અખતર લુસીઆને મોટી ઇઝઝત સાથ આપ્યુ.

વીજળી કામ કરે તેટલી ઝડપથી લુસીઆના મનમાં ઝટ ખ્યાલ આવી ગયો કે તે અજાણ્યો લડવઇયો કોણ હતો!-અને જ્યારે પોતાના ગોરાગોરા હાથોથી તે કીરતીની કલગી સ્વીકારી ત્યારે તેના ગાલોપર ઝીયાદા લાલી ચમકી રહી!

એક નાકેથી બીજે નાકે તે યાદગારીની ઇઝઝત મેલવનાર ખુબસુરતીનું નામ બોલબોલતાં તેણીને કાનોપર વાગ્યું-અને થોડી પળ પછી તો ફરીથી કાનના બહેર ફાડી નાંખે તેવી તાલીઓ મોટા આવાઝો સાથ ગાજીવાજી રહી.

"ઘણું જીવો અજાણ બહાદુર લડવઇયો," "ઘણું જીવો અલ્તમારાના અમીરની બેટી લુસીઆ," "ઘણું જીવો રાણી જોના."

તે પ્રમાણે લડાઇનો તે ત્રીજો દીવસબી ખતમ થયો, અને પહેલા બે દીવસની સર રોબરટની જીતથી રાણીને નીરદોશ ધારનારાંઓ તેજ મત લઇને ઉઠયા, અને રાણીને જતી વખતે તેઓએ મોટું માન આપ્યું.

સર રોબરટનું ત્રીજા દીવસે લડાઇમાં નહીં આવવું અને બરત્રાનડનું આવવું એ બીના પર તો જુદી જુદી વાતો થઇ રહી-મગર, રાણીના શામીયાનામાંથી નીકળેલા હુકમથી મુનાદી ફેરવનારે પુકારો કીધા કે "નામવર નાઇટ સર રોબરટની તબીયત આજ સહવારથી યક-બ-યક બીગડી ગઇ હતી, અને તેવણ બીછાનામાં છે."

લોક, તે પછી, આહીસ્તા આહીસ્તા વીખરાવા માંડયું.

* * * *

પોતાના શેહનું બકતર બરત્રાનડે પહેરયું હતું, અને પોતાના શેહનાજ ઘોડાપર તે બેસીને લડવાબી ગયો હતો. તે વાતની મયદાનમાં જાણ થતાજ રોબરટનો નઉકર અલોનઝો પોતાની ટક જોઇને મયદાન છોડી ગયો. અને મહેલમાં રોબરટના કમરામાં ગયો.

રોબરટ તુરતનોજ બીછાનમાં આંખ ચોલતો જાગરત થયો હતો, જે વખતે અલોનઝો જઇને તેની છેક નઝદીકમાં હાથ જોડીને ઉભો રહયો.

"કેમ અલોનઝો, સ્હવાર પડી કે? કેટલા વાગ્યા?" રોબરટે હજુણુ આંખ ચોલતાંજ પુછયું.

"સ્હવાર પડી ને બપોરબી પડી, ને હવે સ્હાંજબી ખલાસ થઇ જશે." અલોનઝો બોલ્યો "લડાઇનો ત્રીજો દીવસ તો પુરો થયો નામવર."

"હેંએ!" રોબરટે તઅજજુબીને મારે ઓયા ફાટીજ ગયો "એ તે શું બોલેછ?"

અને તે શું બોલતો હતો તેની સમજણ અલેનક્રોએ રોબરટને આપવા માંડી–રોબરટ તો જેમ જેમ સાંભલતો ગયો તેમ તેમ ઉશ્કેરાતો ગયો, મગર જ્યારે તેણે જાણ્યું કે તે અજાણ્યાથી બરત્રાનડે હાર ખાધી હતી ત્યારે તેનો ગુસ્સો ઉતર્યો. તેણે દીલમાં તસલ્લી માની કે બરત્રાનડ જો કે રાણીનો વહાલો થવા ગયો, પણ તે ઉલટો હારીને તો તે મીઠી નઝરોથી ઝખવાણો થયો!

હવે રોબરટને સમજ પડવા લાગી કે ગઈ રાત્રે શું થયું હતું. ગઇ રાત્રે કોઇ દગો થયો હતો અને તેની શરાબમાં કાંઇ ભેલવામાં આવ્યું હતુ જેથી તે આટલો લાંબો વખ્ત નીંદમાં ગાફેલ પડયો હતો! અને, ત્યારે, તેણે અટકલ દોડાવવા માંડી કે કોણે તે દગો કીધો હશે. તેણે બરત્રાનડની રીતપરથી ખ્યાલ આવ્યો કે બરત્રાનડની માશુકા દોના કેરોલીનાએ રખે કાંઇ બરત્રાનડ સાથ મલીને પ્રપંચ કીધો હોય! અને લાંબો ખ્યાલ દોડાવતાં તે એજ વીચાર નકકી કરી ચુકયો. રાત્રે, વળી, તેની બાજુની કુરસીમાં કેરોલીના બેઠી હતી!

રોબરટે તુરત વેલા તો ખામોશી અખત્યાર કીધી અને કોઇને પોતાને ગયલો શક ઝાહેર નહીં કરીને પોતાના મનને સુઝયુ કરવાનો ઠરાવ કીધો.

રાણી સાથે તેના અઝીઝો મહેલમાં પાછા ફરયાં ત્યારે બધાંઓ રોબરટના કમરામાં ગયાં અને શું બન્યું હતું તે માટે પુછવા પડયાં. રોબરટે પોતે કોઇ સબબથી લાંબો વખત સુધી ઉંઘમાં પડી રહેવાનું જણાવ્યું અને રાણીએ મસખરી કીધી "ઘણો દારૂ પીવાની એજ મોહકાણ હોય છે."

વળી, બીજા હાથપર બરત્રાન્ડે ખુલાસો કીધો કે જ્યારે રોબરટને ઉંઘથી નહીં ઉઠેલો અને તઇયાર થયલો તેણે નહીં જોયો ત્યારે તે પોતે રોબરટના બકતરમાં તઇયાર થયો અને રોબરટના ઘોડાપર બેસીને રોબરટના નઉકરને કાંઇબી ઇશારો કરયા વગર રોબરટનાં નામ હેઠળ લડવા મયદાનમાં ગયો. એ પાતીયાં ગોઠવાયાં તે બરોબરજ ગોઠવાયાં અને બધાંને તે વાતની ખાત્રી થઇ, મગર બદમાશ એડરીઅનની ચુંચી આંખો કાંઇ શકમંદ બની!

તે પછી મહેલમાં રાત્રે ખાણું થયું અને પેલો અજાણ જવાન કોણ હશે તેની અટકલ મેઝપરબી ચાલી રહી.

ખાણા પછી રોબરટે જોનાને પોતાની જીતની યાદ દેવડાવીને હવે પોતાના હાથનો સ્વીકાર કરવા કહયું, લેકીન જોનાએ હાલ થોડો વખ્ત તો તેઓના લગન નહીંજ થઇ શકે એમ ઝાહેર કરતાં કહયું "વહાલા જાન, મહને બુરીઅનનો ઘણોજ ડર છે. વલી, લોકો હમણાંજ શાંત થયલાં છે, તો તુરત ને તુરત સુતેલા સાંપને જગાડનાર આપણાં તે લગન આપણને ધીકકારમાં નાંખશે, લોક સમજી જશે, અને આપણી તરફ નફરતની નઝર ફેંકશે, માટે મઉકો આવે ત્યાં સુધી ધીરજ ધર."

પણ, તે જવાબથી રોબરટને ધીરજ મલીજ નહીં–તે તો ખાણા પછી પોતાના કમરામાં જવા માટે નીકલ્યો ત્યારે દીલગીર થયલો હતો.

મગર, તે પોતાના કમરામાં પગ મુકે તે અગાઉ ત્યાં કોઇ આવી લાગ્યું અને તેની આસતીન પકડીને કોઇએ ખેંચી.

તે દોના કેરોલીના હતી. તેણે નાંકપર આંગલી મુકીને રોબરટને ખામોશ રહેવા કહયું

અને પોતાની પાછલ આવવા જણાવ્યું.

રોબરટ કેરોલીનાની પાછલ પાછલ ચાલ્યો, અને કેરોલીના તેને પોતાના ઓરડાની અંદર કાંઈ કહેવા માટે લઇ ગઇ !

## પ્રકરણ ૫૧ મું.

### રોબરટ ફીતરતની ફાંસમાં !

કેરોલીનાના ઓરડામાં રોબરટ જેવો દાખલ થયો કે કેરોલીનાએ દરવાજો બંધ કીધો, અને રોબરટને એક કોચપર બેસવા કહીને પોતેબી તેની પાસે બેસી જતાં મીઠાસથી બોલી "મારા ખાનગી કમરામાં આપને હું લઇ આવી છું, તેથી આપ નામવર ઘણા તઅજ્જુબ થતા હશો, કેમ ?"

"તઅજ્જુબ થવાની કાંઇ ઝુરરતબી છે ? હું આપને વરસોથી પયચાણું છું, અને આપણે આપણી રાણીને માટે આપણું બનતું કરીએ છીએ અને મહેલમાંના મહેલમાંજ હમેશાં એક બીજાની મદદમાં છીએ તો પછી તમારા ખાનગી ઓરડામાં એકવાર કોઇ વાતને માટે આપ મ્હને લાવોબી તો તેમાં મ્હારે તઅજ્જુબ થવા જેવું શું છે ?" રોબરટે કહયું "હું તો તઅજ્જુબ નથી થતો, મગર મને હીંયાં જોવાથી તમારા બરત્રાનડ ગુસ્સે થઇબી જાય !"

"બરત્રાનડની વાત હવે નહીં કરો" કેરોલીના પોતાનો ચહેરો કુમલાવી નાખીને બોલી "હવે હું તેને વધારે વાર ચાહી શકવાની નથી."

"શું એ વાત ખરી છે ! આપ જેવી એક ખુબસુરત માશુકા ગુમાવવાને તે જવાન કમનસીબ બન્યો છે ?"

"બેશક" કેરોલીના બોલી "તેની બેવફાઇ અને બેદરકારીએ તેને મારયો છે ! હવે કદીબી તે મારા પ્યારને મેલવવા પામશેજ નહીં, મારા એક સખુનની આરઝુબી હવે તે નહીંજ કરી શકશે. હું અને બરત્રાનડ હવે માત્ર દોસ્તો છીએ, આશક–માશુક નહીંજ."

"ઠીક" રોબરટ સ્હેજ મોંહ મલકાવી બોલ્યો "કચેરીમાં કચરો પડયો છે !"

"હમેશાંનો." કેરોલીના બોલી "જે માણસ એક સાથે પ્યાર કરવાની કોશીશ કરે અને બીજીપર નીગાહ ધરે તે માણસ શું એક સાચો આશક કહેવાય ?"

"બીલકુલ નહીં." રોબરટે ઝટ ટેકો આપી દીધો "ત્યારે, આપના કહેવા પરથી લાગેછ કે બરત્રાનડ કોઇ બીજીપર તહમારા કરતાં વધારે ધ્યાન આપેછ, અને ત્યારે તે બીજી કોણ છે ?"

"રાણી." કેરોલીનાએ આગમાં તેલ હોમાવવાની શુરૂઆત કીધી, અને રોબરટે તેનો હાથ પકડી લેતાં કહ્યું

"શાયદ બરત્રાનડ રાણીનો આશક બનીને રાણીનો હાથ મેલવીને તખતપર સાથોસાથ

બેસવાના ઇરાદામાં હશે કેમ ?"

"સીધા રસ્તાપર અટકલ દોડાવી" કેરોલીના દીલમાં ખુશી થતાં બોલી "ત્યારે શું હું કોઇ હલકી છું કે મ્હારા અકેલા એ આશકને રાણીનો પ્યારો બનવા દઉં ? અને જ્યારે તે બની ચુકોછ, અને જ્યારે તેનું મન મ્હારી પરથી ઉતરીને રાણીની નીગાહોમાં જઇ ગીરફતાર થયુંછ, ત્યારે શું મ્હારે તેને નહીં ધીક્કારવો ? મ્હારા મનથી તેને દુર નહીં કરવો ?–હું હવે બરત્રાંનડના નામપર પુરો મુકી છુટીછ, જો હું તેને યાદબી કરીશ તો નફરત સીવા યાદ નહીં કરી શકીશ."

"લેકીન, મહને એ પુછવા દો કે રાણી પોતે કાંઇ એને ઉત્તેજન આપવા—"

"ઉત્તેજન ?" કેરોલીનાએ તેલ રેડી દેવાનો અચ્છો મઉકો હાથ ધરતાંજ વચ્ચે બોલી દઇ કહયું "રોબરટ નામવર, વાત આગલ હજી વધેલી છે ! અરે, જો એ આગલ વધેલી વાતનો સીરફ ઇશારો કરૂં તો પછી—"

"બોલ, અચ્છી કેરોલીના, બોલ" રોબરટે છોડી દીધેલો હાથ તે ફરીથી પોતાના બેઉ હાથોમાં પકડીને આતુર ચશમોએ કહયું "મહારેથી તું કોઈ ચીઝ ન છુપાવ, તું મહને એ બાબદનો ઇશારો શું, મગર આખી વાતબી કહેશે તો મહને તહારો જાની દોસ્ત બનાવશે–નહીં, કેરોલીના, અગર જો તું મહને બરત્રાનડ અને રાણીની વાત કહી દેશે તો તું મ્હારી બ્હેન થશે, અને હું તુને એક ભાઇના પ્યારથી ચાહીશ."

મગર, કેરોલીનાનો ચહેરો રોબરટનો છેલ્લો વાકય સાંભળીને ફીકો બની ગયો, તે તો રોબરટને પોતાનો પ્યારો બનાવવા માંગતી હતી, અને આજે જે કપટની જાળ બીછાવતી હતી તેમાં તેને ગીરફતાર કરીને પોતાની તરફ ખેંચવા માંગતી હતી, અને ત્યારે રોબરટ એ શું બોલતો હતો ? તોબી તેણે જોયું કે મચ્છીને જાળમાં આહીસ્તા આહીસ્તા ખેંચવાની હતી, જેથી તે બોલી:

"લેકીન, આપને હું જો બધી વાત કહી દઉં તો–તો–તો–"

"તો, શું ?" રોબરટની જીજ્ઞાસા વધી ગઇ.

"તો આપ મીઝાજ ખોહી દેશો, બરત્રાનડને મારીજ નાખવા જશો, રાણીના કમરામાં ધસી જઇને તેને—"

"કદી નહી." –કદી નહીં." રોબરટે કહયું "હું મીઝાજ ખોહી નહીં દઇશ, હું બરત્રાનડને એકદમ જઇને નહીં મારીશ, હું રાણીને રૂસવા નહીં કરીશ, મગર ધીરે ધીરે મહને જે કરવાનું હશે તે કરીશ. તું બોલ, તું બોલ, જે હોય તે મ્હને કહી દે."

"મગર, આપ કદાચ ભડકી બીગાડી નાંખો, જે વાત કહું તે વાત કોઇને કહી દો, અને મ્હને ચુગલીખોર—"

"છટ–છટ–છટ" રોબરટે વચ્ચે બોલી દીધું "કેરોલીના, અચ્છી કેરોલીના, તુને એ ખ્યાલજ કેમ આવ્યો ! અરે, તું જે વાત મ્હને ખાનગીમાં કહે તે વાત હું બીજા કોઇનેબી કહું, અને તહારૂં નામબી લઉં એ બનીજ કેમ શકે ! જો તું ચાહે તો હું કસમ લેવા તઇયાર છું કે એ જાણેલી વાત હું કોઇને જણાવીશ નહીં, એ બાબદ [illegible] વરાળબી બહાર જવા

દઇશ નહીં."

"હા, જો એમ થાય તો!" કેરોલીના પોતાના બન્ને હાથો એકબીજામાં મસલતાં મસલતાં એક બચ્ચાની નીરદોશ અદાના ઢોંગથી બોલી.

"ત્યારે હું કસમ ખાઉંછું" રોબરટે કહ્યું "મહારી જવાનીના કસમ, મહારી તલવારના કસમ, કે હું ત્હારા મોંઢામાંથી નીકલેલી વાતને મ્હારા શબ્દોથી કે મહારા કોઇ કામથી ઝાહેર થવા નહીં દઉં." રોબરટે મ્યાનમાંથી શમશીર કાઢીને તેને ચુમતાં કહ્યું "એ વાત કહેશે તો હું તહારો ઘણો અહેશાનમંદ રહીશ."

"સીરફ અહેશાનથી કાંઇ વલ્યું?" તે મતલબી અઉરતે પ્રીતરતનો વધારો કરયો.

"તો કોઇ ભારી ઇનામ લેજે." રોબરટ સાફ દીલથી બોલ્યો.

"શું ભારી ઇનામ આપશો?" લુચ્ચી કેરોલીનાએ હસીને પુછ્યું.

"એક મોતીનો હાર."

"હાર નહીં, આએ હાથ." રોબરટના હાથ પ્યારથી પકડી લેતાં તે મક્કોહીલાથી બરેલી ખુબસુરતીએ કહ્યું.

"મંઝુર છે. અગર, તે એકદર જોના જો મહારા પ્યારથી રૂખસદ પામી હશે તો મ્હારા દીલમાં તુને વસાવવાને માટે ખાલી જગ્યા રહેશે." રોબરટે હવે કેરોલીનાના ખભાપર હાથ મુકીને કહ્યું.

"ઓ! શું હું એ માની શકું?" પોતાની જાળમાં ઉતરી ચુકેલા રોબરટને હવે બરોબર ગીરફતાર કરી લેવાની ખ્વાહીશથી કેરોલીનાએ પુછ્યું.

"માની શકે? કેમ નહીં? તહારે મહારામાં પુરો ભરૂસો રાખવો જોઇએ." અને હવે રોબરટ પુરો રીસજ્યો "અચ્છી કેરોલીના, મહારી પ્યારી કેરોલીના, તુંને મેં વરસો સુધી જોઇ પણ આજના જેવી ખુબસુરત તું મહને કદીબી અગાઉ નહીંજ જણાઇ હતી—અહખખ! આજે તો તહારી પ્યારી પ્યારી આંખોમાં હું ગોયા જાદુ ભરેલી જોઉં છું."

"રોબરટ, પ્યારા રોબરટ, તુને એમ બોલતો સાંભલવો એ ગોયા બીહીશતના બાગમાં સ્હેલ કરવા બરાબર છે." કેરોલીના હવે ખરડયા પગ તમામ ગાલીચાપર મુકી દેતાં તું તાંથી બોલી "સાંભલ, તું મહારેથી જેબી પુછશે તેનો જવાબ હું તમામ આપીશ, હું ત્હારેથી હવે કદીબી કાંઇ છુપાવીશ નહીંજ, વહાલા રોબરટ—રાણી જોના અને બરત્રાનડ એક બીજા સાથ મલી ગયલાં છે, અને તેઓએ એક બીજાનો પ્યાર કબુલ રાખેલો છે."

"ઓ, હદ થઇ ગઇ!" તલવારપર હાથ નાંખીને તે ખેંચતાં રોબરટ બોલ્યો.

કેરોલીનાએ તેનો હાથ ઝટ પકડયો, અને તેના શબ્દોના ઝહરે જે અસર કીધી હતી તેપર ખુશી ખુશી થતી તેણે રીતુર ચલાવ્યાં "આએ ત્હારા કસમ કે વ્હાલા? તું તો ઉશ-કેરાઇ ગયો!"

"મ્હને માફ કર, મીઠી પ્રીતમ, મ્હને માફ કર." અઉરતની જાળમાં લપેટાઇ ગપેટાઇ ગયલો રોબરટ તલવાર મ્યાન કરી બોલ્યો "એ તો તુરતના ગુસ્સામાંજ હું ઉશકેરાઇ ગયો,

મ્હારા કસમ કદી નહીં તુટશે, પોતાના શબ્દોથી રોબરટ કદી ન છુટશે. બોલ, આગલ, બોલ."

"મેં વલી કાઉન્ટ બરત્રાન્ડને રાણીના હાથમાં એક ચીઠી સેરવતાં જોયો હતો. રાણીએ તુરત તો તે ચીઠીને જહવેરાતના ડબામાં મુકી, મેં મઉકો મલવાથી તે ચીઠીમાં શું વાંચ્યું? બરત્રાન્ડે જોના માટેનો પોતાનો પ્યાર ઝાહેર કીધો હતો, અને રાણીને પોતાને મુલાકાત આપવા માટે બોલાવી હતી."

"મ્હને જો એ બેઉની બેવફાઇ નઝરો નઝર જોવા મલે તો——"

"હું બતાઉં—હું બતાઉં" તુરત કેરોલીના બોલી "ત્હમારી નઝરો નઝર ખાત્રી કરી લેશો તો પછી તેનું પરીણામ શું લાવશો વારૂ?"

"ત્યારે તો પ્યારી કેરોલીના, મ્હારો તમામે તમામ પ્યાર તું વહાલીને એકલીનેજ હું આપીશ. બેવફા જોના પરનો પ્યાર ખેંચી લઇ તે તુને આપી દઇશ." રોબરટે ચલાવ્યું "રાણી મનમાં ખાંડ ખાતી હશે કે માછીમારના છોકરા રોબરટને આશક તરીકે રાખવો અને ઉંચ કુલના કાઉન્ટ બરત્રાનડની સાથે શાદી કરીને તેને રાજ્ય ગાદીનો ભાગીદાર બનાવવો. પણ નહીં, હું તેના આશક તરીકે એક ઘડીભર રહેવા હવે ખુશી નહીં થઇશ, મ્હારી કેરોલીના, આજથી તહારી જગ્યા મ્હારા દીલની અંદર મેં કીધી છે."

"ખુબ કહી, પ્યારા રોબરટ" કેરોલીનાએ રોબરટને પોતાને મોંઢેથીજ નીકળેલા તે વાકયપર વઝન વધારે મુકવાના ઇરાદાથી પાછું કહયું "એ બેવફા રાણી તુને આંગલીપર નચાવવા માંગેછ, તુને તો એ બાતીનથી એક માછીમારના બેટા તરીકે ધીકકારેછ, અને બરત્રાનડને પોતાનો હકદાર ભરતાર કરવા માંગેછ. એ ત્હારી આગળ બહાણા કાઢેછ—"

"હીલા બહાણા બતાવીબી ચુકી." રોબરટ નીસાસો નાંખીને બોલ્યો "આજે મેં શાદીની વાત કીધી તો મ્હને એણે ધીરજ ધરવા કહી!"

"તુને એ ઉડાવેછ" તેણે યાહોમ આગનો ભડકો બહરાવ્યો "એતો તુંને પરણવા ખુશીજ નથી, એ પરણશે બરત્રાન્ડ સાથે અને ત્હારા પ્યારને ખાતીર સીરફ તુને ખુશીમાં રાખીને પંપાળશે."

"કદી નહીં રોબરટ હવે તેના હાથમાં એક રમકડાની મીસાલ રમશે." રોબરટે મકકમ થઇને કહયું "પ્યાર ખાલીજ જો મ્હને જોઇએ તો રાણી જોના કરતાં તો તું મ્હને મ્હારી નઝરોમાં હવે લાખો ગણી ખુબસુરત માલુમ પડેછ."

"મ્હારા પીયા, ત્હમેબી તે બેવફા બરત્રાનડ કરતાં મ્હને લાખો ઘણા વધારે મધુરા માલુમ પડોછ." અને તે હવસની ભરેલી ફીતરતી અઉરતે તેમ બોલતાંજ પોતાનું માથું રોબરટના ખભાંપર મુકી દીધું.

રોબરટે ઘણા પ્યારથી તે માથું ઉચકયું, અને પહેલીવાર તે હોટોપર પોતાના હોટ દબાવતાં કહયું "કેરોલીના, તે બેવફાઓને એકવાર નઝરોથી જોઇ લેવા બાદ મ્હારા દીલને ખરી ખાત્રી થાય, જે પછી એ ચાર હોટ ગોયા બે બનશે, સદા સુધીના મીઠા બોસાઓને ચુમ્યા કરશે."

"આવતી કાલે આખો દીવસ તું ત્હારા પોતાના ઓરડામાં રહેજે, વહાલા રોબરટ"

કેરોલીનાએ કહ્યું "અને તહારા વફાદાર નઉકર અલોનઝોને મ્હારી પાસ ચુપચાપ મોકલતો રહેજે, જે વખતે મ્હને જણાશે કે જોનાનો પ્યાર બરત્રાનડ આરત્રોઇસ કબુલ કરનાર છે-બેઉ બેવફાઓ એકબીજાને મલનાર છે-તેજ વખતે હું ત્હારી પાસ અલ્લોનઝો મારફતે એક ચીઠ્ઠી મોકલીશ, હું તુને તે બેઉની બેવફાઇ તે વખતે બતાવશ. મગર, ત્હારા કસમ યાદ રાખવાની રીથી હું યાદ આપું છ, વહાલા રોબર્ટ, કે કોઇબી સંજોગ વચ્ચે કદીબી તહારે શબ્દોથી યા કામથી કોઇનેબી એમ નહીં બતાવવું કે કેરોલીનાએ તુને એ વાત કહી અને તે બેવફાઓની બેવફાઇ તુને બતાવી."

"કદી નહીં-કદી નહીં." રોબરટે ભાર મુકીને કહ્યું "પ્યારી કેરોલીના, મહારી કેરોલીના, તહારા આએ પ્યારા પ્યારા હોટોથી હવે એ કસમ મારેની યાદ નીકલવીબી નહીંજ જોઇએ."

અને તેમ બોલતાંજ તેણે કેરોલીનાનું ભરાવદાર માથું પોતાના હાથોમાં પકડયું, તેની આંખોપર પોતના હોટો દાબ્યા બાદ, તેના હાથોથી પોતાના હોટો મીલાવ્યા, અને હસીને બોલ્યો "અહખખ! તું કેટલી મીઠી મીઠી છે, વહાલી કેરોલીના, કેટલી બધી મધુરી છે! હું તો હવે આજથી તાહારા સીવા કોઇને ચાહી શકનાર નથી."

અને હવસના તે ગુલામોએ એકબીજાને ગોદમાં લીધાં અને તેઓ બગલગીર થયાં! અરે, દુન્યાના પરદાપર કેવા કેવા પ્રપંચો ચાલતાં હતાં! કેવા હરામ પ્યારનાં પુતલાંઓ એકબીજાને બનાવતાં હતાં, સડેલા કીડાઓની મીસાલ જહન્નમની ગટરમાં રોલતાં હતાં!! તેઓ હમણાં તો હસ્તાં હતાં, મગર આખીરશ અંજામ તેમનો શું હતો? સીરફ રોવાનો!

મગર, ઠયરો! પાક ખુદાના હાથથી બનતા કોઇબી કામમાં ઇનસાફ અને ઇનસાફ સીવા બીજું કાંઇજ નથી, પવીત્ર કુદરતના એક એક પગલાંમાં રાસ્ત રાહ સીવા કોઇ બીજો છાપ નથીજ નથીઃ કેમજે શઓરહરને મારનાર, આજ સુધી હરામ પ્યારને પંપાલનાર રાણી જોનાને તેનાજ આસ્તીનો સાંપ આજે ડંખ મારવા તઇયાર થયો હતો, ઝહરીલી નાગણને તબાહ કરવા તેનાજ સરની અંદરનું ઝહર કારગર થતું હતું, શમશીરના મુકાબલામાં શમશીર મ્યાનથી બહાર પડતી હતી.- અને બીજું વધારે, નીચ સાથ નીચનો મીલાપ થનાર હતો; કીચનો મીલાપ કીચ સાથ થતો હતો; જોના ખુની હતી, બરત્રાનડ ખુનની કોશીશમાં શામીલ હતો. રોબરટ ગમે તે પણ એક માછીમારનો ખરાબ છોકરો હતો, અને તેનો મીલાપ હલકટ એક નઉકરડી-રાણીની ખીદમતકાર-બદફયલ કેરોલીના સાથ થતો હતો! કેવો રાસ્ત ઇનસાફ!

કેરોલીનાએ રોબરટની ગરદન આસપાસ પોતાના બન્ને હાથો વીટાલ્યા, અને, તે વખ્તે, પોતાની આસાન જીત થવા માટે કેરોલીના ખુશીથી ફુલીને બોલી "મ્હારા જાન રોબરટ, આજની ઘડી માત્ર મ્હારી ઝીંદગીની મગરૂર અને સઉથી ખુશી ભરી ઘડી છે!"

અને તે રોબરટ જે આજ સુધી જોનાનો હતો તે કેરોલીનાની જાળમાં અને તેની ફાંસમાં એવો તો ફસ્યો કે જાણે તે કોઇ તીલીસમાતથી ખેંચાઇ ગયો!!

# પ્રકરણ પર મું.

## જોના ફરેબના ફંદમાં!

પોતાના શઓહરના ખુનમાં હાથ આપીને જોનાએ બેચયનીનો એક પાહાડ ગોયા પોતાના સરપર ઉઠાવી લીધો હતો, તેને તેનાં અંતકરણનો ડંખ વારંવાર લાગતો હતો, અને બુરીઅનના પેલા પુતલાંઓ જોવા પછીથી તો તે વધારે બીહકણી ધ્રુજરી બની ગઇ હતી, જો કે રોબરટે તેને બનાવી હતી કે તેને સ્વપનો જોયો હતો, છતાંબી તે રોબરટના બોલવા ઉપર પાછલથી ઇતબાર લાવી શકી નહીં, અને મનમાં ને મનમાં મુરજાયાજ કીધી.

તે સ્વભાવીક હવે બુરીઅનથી બીહવા લાગી! તેણે જોઇ લીધું કે રાણી તરીકેની તેની પોતાની સત્તા જેટલી ચાલતી નહીં હતી, તેટલી સત્તા તે એક ડાકુ સરદારની રઇયત પર ચાલતી હતી, અને જો કદી તે ડાકુ સરદાર પોતાનું રહમદીલ બદલીને સખત થઇ ગયો તો તો તેની કમબખ્તીજ હતી!—રાણી જોના તેજ કારણ સર, તે બુરીઅનનો ખઉફ કરતી હતી!

મરહુમ એનદરીઆની તે રીતરતી ભારજા કેવા ખરાબ સંકજામાં દીવસ દર દીવસ ફસ્તી જતી હતી: તેનું અંતકરણ શઓહરના ખુનના પાપની યાદથી તેને ડંખપર ડંખ મારતું હતું, તેનું દીલ બુરીઅનની સત્તાના જોરની યાદ આપીને તેને બીકથી ધ્રુજવી ગભરાવી નાખતું, અને હવે નવો ફીસાદ તેની સામે તેનીજ પાલેલી ખીદમતકાર કેરોલીનાએ ઉભો કીધો હતો!

ઉંઘ વગર બીછાનામાં આખી રાત કાઢયા પછી બેચેન જોના ગદેલામાંજ સોચ કરતી સ્હવારના પડેલી હતી, તેટલાં પલંગની કુરતીન હટાવીને કેરોલીનાએ અંદર ડોકયું કીધું, અને રાણી જોના તે ડોકાને પોતાના બેઉ હાથોમાં હસીને પકડી લેતાં બોલી "કેરોલીના, તું આવી!"

"હું તો આવી, મગર તહમારા ચ્હેરાપર કેમ ફીકાસ છે? શું તબીયત બરોબર નથી કોઇ રંજ છે?" કેરોલીના કેટલી બધી ગમખવારી કરતી હોય તેમ બોલી "હં! હં! ખબર બાશદ! ચહેરો કેમ વધારે ઉતરી જાયછ, રાણી, આપ હસો તો અમે હસીએ, આપ ગમગીર તો અમે ગમગીર!"

"અફસોસ! કેરોલીના મહને નહીં ખબર કે ખુનના કામ પછી અંતકરણનો ડંખ એટલો બધો ખરાબ હોય છે! અરે, ઝહરીલા એક સાંપનો ડંખ ભલો કે તેનાથી આદમીનો જાન નીકલી જાયછ, મગર, આએ ડંખ તો જાનને ગોયા કોલુમાં પીલેછ, અને દરરોઝ એક નવા આજાબની ચકકીમાં પીસેછ! અરે, મહને દીવસે દીવસ હવે એવું લાગેછ કે હું મરી જાઉં તો બહેતર!"

"હય! હય! વારી જાઉં હું તુજપરથી મહારી પ્યારી રાણી, ન તું એમ બોલ." કેરોલીના, મકરોફીલાથી ભરેલી કેરોલીના, એ જોનાના ચહેરાપર હાથ ફેરવીને ચલાવ્યું "તું દુખી તો હું દુખી, તું સુખી તો હું સુખી, તહમારા જાનપર વબાલ તો મ્હારા જાનપર વબાલ!"

"મ્હારી અચ્છી સાથી," જોનાએ કેરોલીનાનો હાથ પકડી લેતાં કહયું "બતાવ તું મહને કોઇ એક જાન કે જે મ્હારા જેટલો દુખી હોય!"

"દુન્યા દુખીઓથી ખાલી નથી, દુન્યા દુખોથી નીરાલી નથી." કેરોલીનાએ સમજાવ્યું.

"હશે! હશે! મગર, મ્હારાં જેટલું દુખી કોઈજ નહીં હશે! કેરોલીના, તું શું જાણે કે મ્હારા અંતકરણના આવાઝથી તે પાપ આખી રાતભર પુકારી પુકારીને મને જાગરત રાખેછ, મારા લોહીને ચુસેછ, મ્હારી બોટી બોટીને ખાયછ, મારી હડ્ડી હડ્ડીને ચબાવેછ. અરે મેં અંધી બનીને રોબરટને લીધે મારા શઓહરના ખુનમાં શામીલગીરી આપી—"

"અને તે રોબરટ તો હવે તમારી તરફ ઠંડો થતો થતો જાયછ." જાણે કશામાં નહીં હોય તેમ ઠંડે કલેજે તે રીતુરી કેરોલીનાએ ઝહર ઘણીજ આસાન રીતે જોનાના કાનોમાં રેડી દીધું!

"અફસોસ કે તેમજ છે, જેને માટે મેં પલીદ પાપને પાસે ખેંચ્યું, તેજ જો કે હવે કેવો મારી તરફ ઠંડો બનતો જાયછ!" ખરા દીલથી અફસોસ કરીને જોના બોલી. "ત્રીજા દીવસે જ્યારે મારી ઇઝઝત પુરેપુરી બચાવવાની તેજ દીવસે ઉંઘ આવવાના રીતુરથી એણે પોતાનું ઠંડાપણું વધારે ખુલ્લા આકારમાં જાણે મહને બતાવી દીધું."

"મહનેબી એમજ લાગેછ. લેકીન તમારે એને પુછવું જોઇતું હતું કે એમ કરવાનું કારણ શું?"

"પુછ્યું. તો કહે ઉંઘ ભારી એક આવી ગઇ?" જોના દીલગીર ચંહરે બોલી "હવે વધારે ચુનોચેરા કરૂં તો એ ઉખડી બુખડી જાય તો કયાં પીડા!"

"એ ઉખડી જાય તો એની કોઇ પરવાહબી તહમને રાખવી નહીં જોઇએ" રીતુરીએ ઝીઆદા રીતુરથી પોતાની મતલબપર આવતાં કહયું "તહમે એની સાથ હવે એ ઉંઘવાની અને લડવા નહીં આવવાની વાત તો નાજ કરતાં, પણ તહમે જ્યારે એને માટે દીલમાં ધાસ્તી રાખોછ તો મહને કહેવું પડેછ કે શું બ્હીક છે અગર જો એ તહમારી તરફ એકદમજ ઠંડોબી થઇ ગયો, તો? એના કરતાં બરત્રાનડ ઉમરાવી ખાનદાનનો છે, અને આજ કાલ હવે તે તહમારા પ્યારને માટે મરે છે!"

તે સાંભળીને ઝટ જોનાએ કેરોલીનાના હોટોપર પોતાનો હાથ દાબી દીધો "ચુપ—ચુપ, આવાઝ કમ કરીને તો બોલ, દીવારનેબી કાન હોય છે," અને તે રીતસ્તીને હવસથી બરેલી રાણી નવી ખુશાલી દીલમાં વસાવી બોલી: "શું ખરેખર બરત્રાનડ મ્હારા પ્યારને માટે તવલેછ?"

"કોઇ શક નથી, પ્યારી મલીકા" કેરોલીના બોલી.

"મગર, હું જો બરત્રાનડના હસવા સાથે મહારૂં હસવું શામીલ કરૂં તો શું તું અદેખી નહીં બનશે?" રાણી હસીને બોલી.

"જેમાં તહમારો લાભ હોય તેમાં મારો લાભ હું સમજું છું." કેરોલીનાએ વાત રસ પર ચઢતાં વધારે રસ ઉમેર્યો.

"લેકીન એક મ્યાનમાં બે તલવાર કેમ રહી શકશે?" રાણીએ પુછ્યું.

"તહમો જો બરત્રાનડના પ્યારથી સુખી થઇ શકતા હોવ તો હું શું તહમારે માટે મ્હારા પ્યારનો ભોગ નહીં આપીશ? કેરોલીના બોલી "ના સમજતા તેમ, હું બરત્રાનડના પ્યારથી હાથ ઉઠાવવા તહમારે ખાતીર તઇયાર છું, મ્હારા દુર થવાથી જો તમારૂં ભલું થઇ શકતુ હોય તો તે કામ હું સઉથી પહેલાં કરવાં ખુશી છું."

"મ્હારી ભોલી વફાદાર કેરોલીના" રાણી ખુશી ખુશી થઇને તેના બરડાપર પ્યારથી હાથ થોકાને બોલી.

"વલી, તે પોતાના ઓરડામાં કાલનો દીલગીર લેટેલો અને લેટેલોજ છે." કેરોલીનાએ ચલાવ્યું "તે એમ સમજેછ કે તેની હાર થઇ તેથી તમે દીલગીર થયલા છો, અને તહમારી દીલગીરીને ખાતીર તે દીલગીરી પકડીને ઓરડામાંથી બહારબી નથી નીકલતો. તમારે કોઇબી રંવેશે આજને આજ એની મુલાકાતે એના ઓરડામાં ઝરા જવું જોઇશે–નહીં તો એ ગમનો મારેલો દુખી થશે." જાણે ઘણી કદર કરતી હોય તેમ કેરોલીનાએ ફરેબી ફંદને બીછાવવા માંડી!

"તયારે તો બરત્રાન્ડના ઓરડામાં મ્હારે તેને મલવા જવું જોઇએ." રાણી તે ફંદમાં ફસતાં બોલી "લેકીન કેરોલીના, એ મુલાકાત છુપીજ રહેવી જોઇશે, અને તહારે મ્હારી સાથ આવવું જોઇશે."

"હું આવવા તઇયાર છું–હું તમારી સાથ રહેવા ખુશી છું" કેરોલીના તુરત બોલી.

"તો નાહી ધોઇ નાશતો કરી લઇ આપણે જઇશું, મગર સાવચેતી રાખજે કે આપણુને કોઇ જોય નહીં" રાણી બોલી.

"હું દરેક સાવચેતી રાખીશ."

જોના હવે પલંગપરથી ઉતરી અને કેરોલીનાએ તેને દાંતણ પાણી કરવામાં મદદ આપી–થોડો વખત પછી ફીલીપા ત્યાં જોનાની ખબર પુછતી આવી, અને તે બાદ ત્રણે નાશતો કરવા ગયા. નાશતા બાદ ફીલીપા અને રાણી પોતપોતાના ઓરડામાં ગઇ, અને કેરોલીના બરત્રાનડને રાણીની મુલાકાત માટે ચેતાવવા ગઇ.

મગર, બરત્રાનડના ઓરડામાંથી નીકલ્યા બાદ દગલબાઝ કેરોલીના પોતાના કમરામાં જઇને એક ચીઠ્ઠી લખવા બેઠી. અને તે ચીઠ્ઠી લખીને તેણે રોબરટના નઉકર એલોનઝોને આપી.—એલોનઝોએ તે ચીઠ્ઠી રોબરટને પુગાડી.

પોતાને તમામ સંતોષ મલે તેવી તરેહથી પાતીઆં ગોઠવ્યાં બાદ કેરોલીના રાણી જોના પાસે ગઇ, જે તેનીજ રાહ જોતી બેઠેલી હતી.—રાણીના દીલમાં ખટકતુ તો હતું કે તે ખોટું કામ કરતી હતી, તે રોબરટ તરફ બેવફા થતી હતી, મગર તેના કાનમાં જે ઝહર ઉતરી ચુક્યું હતું તે તેના તનબદનમાં એવી અસરકારક રીતે ફરી વલ્યું હતું કે હવે તેની તમીઝ તે ઝહરથી તબાહ થઇ ગઇ હતી–તેનું ધ્યાન તે ઝહરમાં તમામ પીગલી ગયું હતું! તે ધારતી કે તેણે આજ સુધી ભુલ કીધી હતી, માછીમારનો છોકરો કયાં અને આ ઉમરાવ જવાન કયાં?—વલી, વધારે તે એમબી માનતી કે રઇયતબી ખુશી થાય અગર જો તે પોતાના તાજોતખ્તના ભાગીદાર તરીકે ઉમરાવી ખાનદાનના બરત્રાનડનેજ પરણે તો!

અને તેથી, રાણી જોના જ્યારે કેરોલીના પાછી ફરી ત્યારે ઘણી ઘણી ખુશી હતી. કકેરોલીના અંદર દાખલ થતાંજ બોલી "કોઇબી આસપાસમાં જોતું નથી,, મેં બરત્રાનડના ઓરડાનો દરવાઝો ખુલ્લો રાખ્યો છે, ત્હમે જલદી ચાલો."

રાણી તુરતજ ઉઠીને કેરોલીનાની પાછળ ગઇ, બરત્રાનડના ઓરડામાં દાખલ થતાંજ કેરોલીનાએ દરવાઝો અલગો બંધ કીધો–અને દરવાઝાની બહાર રોબરટ તેના નઉકર અલનઝો સાથે આવી ઉભો રહી ચીમાઈને જોવા લાગ્યો!

રોબરટે રાણી જોનાને જેવી બરત્રાનડના બીછાના આગળ બેસ્તી જોઈ કે તેના માથા પર કોઇએ તૌવેલું સીસું રેડયું હોય યા લોખંડનો એક સલીઓ તપાવીને મારયો હોય તેવું તેને લાગ્યું—તે ગુસ્સાથી ગરમ થઇ ગયો—અને તેની નસેનસમાં આગ, બસ આગ, ફયલાઇ રહી!!

## પ્રકરણ ૫૩ મું.

### મારે આસ્તીં!!

કાઉન્ટ બરત્રાનડ પોતાના બીછાનામાં પડેલો હતો, અને જ્યારે રાણી અંદર દાખલ થઇ ત્યારે તેણે ઉઠીને તેને માન આપવાની કોશીશ કીધી, મગર રાણીએ તુરતજ કહી દીધું 'ન તકલીફ ઉઠાવો, નામવર ઉમરાવ, ન તકલીફ ઉઠાવો, આપની તબીયત ઠીક નથી તો સુઇ રહો, મ્હારે ખાતીર ઉઠવાની કોશીશ કરીને ત્હમારા શરીરને ન કોઇ તકલીફમાં મુકો."

"મ્હેરબાની આપની" કાઉન્ટ હસીને બોલ્યો "મગર, હું ઉઠી બેસીશ તો મ્હને કોઇ ઝહેમત પડનાર નથી, હું આજકાલમાં તો પાછો ટટાર થઈ જઇશ. ઘોડેથી પડવાને સબબે ઝરા ઠપકાયો છું–લેકીન, હવે આરામ મલતો જાય છે."

"ઇનશાલ્લાહ, ઝુરૂર આરામ મલી જશે" રાણીએ કહયું.

"આપ મ્હને મલવા સારૂ પધાર્યા છો" બરત્રાનડે ચલાવ્યું "મગર મ્હને ત્હમારા ચહેરા તરફ જોવાનીબી શરમ થાય છે, કેમ જે હું ત્રીજા દીવસની લડાઇમાં હારેલો છું અને તેથી શરમીન્દો છું."

એમ બોલતી વખ્તે બરત્રાન્ડનો આવાઝ મંદ પડતો ગયો–તેની છાતીમાં ડચકાં આવવા લાગ્યાં–અને બોલી રહીને તેણે પોતાના ચહેરાપર પોતાના બન્ને હાથો મુકી દીધા, જાણે તે ચહેરો લાગેલી શરમથી તેણે છુપાવી લીધો!

"આપ કોઇ સંજોગથી હારયા તો તેથી થઇ શું ગયું?" રાણીએ બરત્રાન્ડને હીમત આપતી રવેશે કહયું "એક વખત આપ હારયા હોય તેથી સદાના હારશો એવું કાંઇ નથી. આપની હીમત અને આપના ઝોર માટે તો મ્હને ઘણું માન છે. આપે બહાદુરી અને ઝોર માટે અનેક મરતબા માન મેલવ્યું છે, અને આ એક વખ્ત હાર્યા તો તેથી ત્હમારે બીલકુલ શરમાવું ન જોઇએ–આપ આપના મુબારક મીઠા ચહેરા ઉપરથી હાથ ઉઠાવી લો."

અને જોનાએ પોતાના હાથોથી બરત્રાન્ડના હાથો તેના ચહેરાપરથી ઉઠાવવા માંડયા. બરત્રાન્ડે પોતાના હાથો ઉંચકી લીધા, અને તેમ કરતાં તેણે રાણીનો જમણો હાથ પકડીને પોતાના હોઠોપર દાબી દીધા. રાણી લાલ લાલ થઇ ગઈ, અને બરત્રાન્ડ બોલ્યો "આપનો મુબારક મીઠો હાથ મ્હને તમામ કીમત આપવાને પુરતો છે. હવે મ્હારી છાતીથી મ્હારા પરાજયની શરમીન્દગી દુર થઇ ગઇ છે. અહબ્બ! ત્હમારી નઝરો જે મહેરબાનીથી મ્હારી નઝરોમાં પડે છે, તેથી જાણે હું મ્હને પોતાને બીહીશતના બાગનો એક ફીરીસ્તો બનેલો માનું છું ગોયા મ્હને જન્નતમાં સહેલ કરતો સમજું છું. રાણી, જોના" બરત્રાન્ડે હવે જોનાનો હાથ પોતાના હાથમાં ઝોરથી દબાવીને કહયું "હું આપના પ્યારમાં છું."

રાણીએ એટલી જલદીથી તે શબ્દો બરત્રાન્ડને મોંઢેથી નીકલવાની આશા નહીં રાખેલી મગર જ્યારે તે નીકલ્યા ત્યારે તે શરમથી ગભરાઇ અને વધારે ને વધારે લાલ બની ગઈ.

"હું ખુશી છું" રાણી એટલુંજ બોલી, અને પછી બરત્રાન્ડે પોતાની છાતી ઉપર રાણીનો જે હાથ ઘણા પ્યારથી દાબ્યો હતો તે હાથ ખેંચવાની કાંઇબી કોશીશ વગર રાણીએ ધીમેથી કહયું. "લેકીન, આપણા પ્યારને માટે રોબરટ અદેખાઇના આગથી જલી જશે, અને કદાચ આપણા એ ઉપર ખરાબી લાવશે."

પણ, તે શબ્દો બોલાઇ રહયા કે બહારથી ચીમાઇને જોતા અને કાન દઇ સાંભલતા રોબરટથી ધીરજ રાખી શકાઇ નહીં, અને તેણે ઝોરથી એક આંચકો મારીને તે અલગો દરવાઝો એકદમ ખોલી નાંખ્યો, પોતે અંદર એક છેડાયલા વાઘની માફક કુદયો, અને તેનો વફાદાર નઉકર અલોનઝોબી અંદર ધસ્યો અને ધસ્તાની સાથેજ તેણે ખંજર કાઢીને બરત્રાન્ડની છાતી સામે પકડયું!

કેરોલીનાએ એક ધીમી ચીખ મુકી અને તેણે ગભરાઇને રોબરટ તરફ ઠપકાની નઝરથી જોતાં જાણે એમ કહેવા માંગ્યું કે રોબરટે ઘણી નાદાનીથી પોતાનો કઉલ તોડયો હતો.—અને રાણીએબી ગભરાઇને ચીખ પાડી—અને બરત્રાનડ જેવો હીલચાલ કરવા ગયો કે અલોનઝોએ કહયું "એકબી જુમબીશ ખાધીછ, ઝરાકબી હીલ્યોછ, તો આએ મહારૂં ખંજર તહારા સીનાને ચાક કરી નાંખશે."

રાણી જોનાએ જોયું કે રોબરટે કોઇ રીતે તેની હીલચાલ જાણી હતી અને તે તેની અને કેરોલીનાની પુઠે તેથી આવ્યો હતો, પણ રાણીએ હવે સમયસુચકતા વાપરીને રોબરટને ઠંડો પાડી નાંખવાનો વીચાર કરતાંજ ઝટ કહી દીધું "સર રોબરટ કેમેનો, અમો વચ્ચે આપ ભલે પધારયા, આપનું હીંયા આવવું જો કે રસમ અને કાનુનથી ખીલાફ છે મગર આપને હું કોઇ ઠપકો આપતી નથી. પણ આ તહમારા નઉકરની શું મજાલ છે કે હતીયારથી દમ ભરાવે છે!"

"એ મહારો નઉકર મહારા હુકમથી પોતાની ફરઝ બજાવે છે" રોબરટે ગુસ્સા અને દમામથી કહયું "હા જો કાઉનટ ઝરાકબી ઉઠવાની કોશીશ કરશે તો એ મહારો નઉકર એને ખુન આલુદા કરીને મઉતને હવાલે કરશે."

"ખામોશ, સર નાઇટ" રાણી હવે ગરમ થઇ ગઇ "તહમે કેમ ભુલી જાઓ છો કે

જેમ આખા નેપલ્સની હું રાણી છું, તેમ આએ મહેલનીબી હું રાણી છું, મ્હારા હુકમથી ચઢતો આર્ડીંઝ આએ મહેલમાં કોઇનો નથીજ—તહમારોબી નહીંજ. અને, તેથી, હું હુકમ કરૂં છું." અને તેટલું બોલતાં રાણી જોનાએ એકદમ પેલા નઉકર અલોનઝો તરફ ફરીને કહયું "એઇ કમીના નઉકર, હટી જા એકદમ, ત્હારા ખંજરને હટાવી લે."

"નહીં, એ મ્હારા સીવા કોઇનોબી હુકમ માનશે નહીં" રોબરટે પુકાર કીધો "એને મ્હારોજ હુકમ માનવા માટે આજે કસમ ખાધેલા છે, અને એ મહારા હુકમ વગર જ્યાં ઉભો છે ત્યાંથી એક પગલુંબી હટશે નહીં, અગર એને ઝોરો જુલ્મથી હટાડવાની કોશીશ કરશો તો તેજ વખતે એનું ખંજર બરત્રાનડના સીનામાં ઉતરી જશે."

"અને, ત્યારે, શું—"

મગર, રોબરટે જોનાને વધારે બોલવા નહીં દેતા પોતે વચ્ચે બોલી દીધું "અને, ત્યારે એજ કે તહમે મ્હારી સાથ એકદમ બહાર ચાલો અને તહમને હું કહુંછ તે સાંભલી લો."

"સર નાઇટ, તહમે જાણે મ્હને હુકમ કરતા હોવ તેમ બોલોછ." રાણી મોંહ ફુગાવીને અને હોટ ચઢાવીને બોલી "હું એવા કોઇ હુકમને ગણકારતી નથી."

"અને જ્યારે તહમે મ્હને ખાનગીમાં સાંભલવા માંગતા નથી." રોબરટ બોલ્યો "ત્યારે હું આએ બધાંની સામેજ બોલી દઉંછ! નેપલ્સની રાણી જોના, તહમોએ મ્હારી સાથ શાદી કરવા કબુલ્યું છે—તહમોએ તહમારો હાથ મ્હનેજ આપવાનો વચન આપ્યો છે—તહમોએ મ્હનેજ પરણવાના કસમ ખાધેલા છે, ત્યારે, મ્હને કહો કે હવે તહમારો છેવટનો ઇરાદો શું છે?"

"પહેલા તહમે મ્હને કહો કે વગર પુછવે પરછવે" સર ઉઠાવીને જોના ઘણા દમામથી બોલી "વગર રજાએ આએ ઓરડામાં તહમે કેમ આવ્યા? તહમારા નઉકરે આપણા એક અઝીઝ ઉમરાવ દોસ્તપર તહમારી ખુશી અને પોતાના ઇરાદાથી ખંજર કેમ ઉઠાવ્યું? અને તહમે સાક્ષીઓ રાખીને બધાંઓની સામે મહને સવાલ કરવા માટે સ-નાજ શું ધરાવો છો? શા માટે એ સવાલ કરો છો?"

"એટલાજ માટે કે તહમોએ મહને વચન આપ્યા પછી મ્હારા એક હરીફના ઓરડામાં છુપાછુપ આવવાનું અને તેની સાથ પ્યારની વાત કરવાનું એક ખોટામાં ખોટું પગલું ભરયું છે" રોબરટ બોલ્યો "અને તેથી હવે હું તહમુને સાક્ષીઓની અને મહારા હરીફની સામેજ છેવટનું પુછી લઉં છું, કે તહમે મહારી સાથ શાદી કરવા ખુશી છો કે વચન તોડવા તઇયાર છો?"

"સર રોબરટ કેબેનો" હવે બરત્રાનડ ઉશકેરાઇને બોલ્યો "હતીયાર વગરની મહારી હાલતનો લાભ લઇને હતીઆરથી મહને દબાવીને તું મહને અપમાન ભર્યા શબ્દ કહીને એક બુઝદીલી કરે છે, એક નામરદી બતાવે છે."

"ખામોશ!" રોબરટે બરત્રાનડ તરફ જોઇને ગરજના કીધી "હવે જો એક શબ્દ બોલવાની હીમત કરશે તો તો મહારા વફાદાર અલોનઝોનું ખંજર તહારી છાતીની અંદર તુરત ઉતરી જશે." અને તેટલું બોલ્યા બાદ રોબરટે રાણી તરફ જોઇને હવે તું તાંથી પુકારયું "બોલ, બોલ, રાણી, બોલ—તહારા જેવી એક અઉરતના હાથમાં હું વધારે વાર

રમકડાં બીસાલ રહેવા હવે માંગતોજ નથી. બોલ, જવાબ આપ, તું મહારી સાથ શાદી કરવા ખુશી છે કે તહારો કોલ તોડી નાંખવા તઇયાર થઇછ ?"

રોબરટના આવાઝમાં એટલી તો સખતાઇ માલુમ પડી આવતી હતી કે કેરોલીના કોઇ ખરાબ બનાવ બનવાની આધાહી થઇ હોય તેમ આંખો પર બેઉ હાથો મુકીને એક કુરસી-માં પછડાઈ પડી—લાચાર થઈ પડેલો બરત્રાનડ દાંત કચકચાવવા લાગ્યો—અને રાણી ગુસ્સે બનેલી રોબરટનો અસલી પ્યાર તમામ ભુલી જઇને તેને આપેલા અપમાનથી વધારે અને જુનુની ને ગુસ્સાબાઝ થઈ રહી.

" હું જવાબ માટે થોભેલો છેઉં " રોબરટે ગરજના કીધી.

" મહારી પાસે કોઇ જવાબ આપવાનો છેજ નહી." જોનાએ ગુસ્સાથી કહયું, અને પછી ત્યાંથી જતાં રહેવા માટે રોબરટને ખસી જવા વાસ્તે દમામથી હાથ કરતાં પુકાર્યું "ચાલો હટો મને જવાનો રાસ્તો આપો."

" નહીં જવાશે." રોબરટે તમામ ગુસ્સાથી ગડગડાટ કીધો " દગલબાઝ જોના, મહારે તાબે થા. મહારો સુખુન કબુલ કર, એકદમ તહારે ગુડન્યે પડીને મહને એક નકરને હુકમ કરે તેમ હટી જવાનો હુકમ કરવા માટે મહારા પગોપર પડીને માફી માંગ."

અને, રાણીનો જમણો હાથ પોતાનાં ડાબા હાથમાં પકડીને રોબરટે એવો તો ફેરવ્યો કે રાણી વાંકી વળી જતાં એક ચીખ પાડીને બોલી "ખુની ! તું મારો હાથ ભાંગી નાખશે ! છોડ, હું તહારા પગોપર કદીબી પડનાર નથી !"

"રોબરટ ! રોબરટ ! આ તહમે શું કરોછ ?" એકદમ દોડી આવીને કેરોલીનાએ રોબ-રટનો હાથ પકડી લેતાં કહયું.

" દુર થા " એક આંચકો મારીને રોબરટે કેરોલીનાને ફેંકી દેતા પુકાર કરયો.

" ઓ તબાહી !" કેરોલીનાએ પડતાં પડતાં એક મોટા નીસાસાથી અફસોસ કીધો.

" દગલબાઝ અઉરત " રોબરટે હવે મયાનથી શમશીર ખેચી કાઢીને રાણીના ધરૂજતા અને ફીકા બની ગયલા ચહેરામાં પોતાની લાલ આંખો નાંખીને એક બરાડ પાડી "ત્હારે હવે મરવું જ જોઇશે ! ત્રણ મીનીટ હું તુને ત્હારી છેલ્લી બંદગી કરી લેવાને માટે આપુંછ ! અને, અલનઝો, યાદ રાખ, મ્હારી શમશીર આએ દગલબાઝ જોનાના માથાપર પડીને એનું ખુન પીએ કે તેજ વખ્તે તુંબી ત્હારૂં ખંજર દગાબાઝ બરત્રાનડના દીલની અંદર ચલાવી દેજે ! ફીતરતી જોના, તું અને ત્હારો નવો આશક હવે મ્હારા જલેલા જીગરના ઇનતીકામમાં લહુની અંદર રોલતા થશો."

" નહીં–નહીં." ફાટેલી આંખોએ થરથર ધ્રુજતી તે કમનસીબ કંગાલ અઉરત મઉતની ધાસ્તીથી હબતાઇ જઇને ગુંગલાયલા ગુંગલાયલા આવાઝથી બોલી; અને તે વખતે તેની આંખો સામે વીજલી કામ કરે તેમ તેના મરહુમ શઓહર એનદરીઆના ખુન વખતે બનેલો બનાવ આવીને ઉભો રહયો !

અફસોસ, અઝીઝ વાંચનાર, પાપી અંતકરણની હાલત એજ હોય છે ! જોનાની આંખો આગે તે ખાઅખો દેખાવ તે ઘડીભરમાં આવીને ઉભો રહયો, અને તે વખ્તે તે કંગાલ ફીત-

રતી બારજાનું કલેજું જાણે કોઇ કાપીને કટકા કરી નાંખતું હતું. તે દુખી આવાઝે બોલી "અફ્સોસ! તકદીરની આએ કેવી તકલીફ? હું અને મ્હારી આએ હાલત?"

"સીરફ બે મીનીટ બાકી છે, બંદગી કરી લે કે મ્હારી આએ શમશીર ત્હારી ગરદન પર ઉતરી જાય." રોબરટે દાંત કચકચાવીને કહયું.

"ઓ મારે આસતી!" રાણી હવે રડી પડીને પુકારવા લાગી "અગરજો મ્હને ખબર હોતે કે તું મ્હારી બોયમાં વસીને એક સાંપની માફક મ્હનેજ ડંખ મારશે તો કદીબી, અફ્સોસ, કદીબી હું ત્હારી સાથ પ્યાર નહીંજ કરતે."

"જુહુક! જુહુકી જા! ત્હારા મગરૂર સરને નમાવ! થોડા વખતમાં મ્હારી આએ શમશીર તહારૂં ખુન પીશે." રોબરટે તસતસ થતી આંખો કરીને ગુસ્સાથી પુકારયું.

---

## પ્રકરણ ૫૪ મું.

### રાણીનું ખુન!—મહેલમાં ધરપકડ!

રોબરટ ગુસ્સાથી તમામ દીવાનો બની ગયો હતો, તેની આશ નીરાશ થઇ હતી, તેણે બાંધેલા હવાઇ કીલ્લાઓનો નાશ થયો હતો, તે પ્યારની ભરેલી એક માશુકા મેલવવા સાથ વલી તાજદાર એક રાજા બનવાનો જે વીચાર મનમાં વસાવી ચુકયો હતો તે વીચારને એક ઝબરદસ્ત કાતીલ ફટકો પડયો હતો: રાણી જોનાએ તેના સામે હરીફ ઉભો કરીને તે દુશમન બરત્રાનડને ચાહતાં તેને પોતાને દીલથી દુર કરી નાખ્યો હતો અને તાજથી મોહતાજ બનાવીને તેને ધીકકારીને નફરતની નઝરથી જોયો હતો, તેથી તેથી રોબરટ હવે કીનાવાર, ઇનતીકામી, અને ખુનભરી આંખોનો ગોયા જલ્લાદ બની ચુકયો હતો!– રાણી જોનાને વધારે સરકશ થયલી જોઇને તે વધારે જુનુની બની ગયો, અને પોતાનો વાકય પુરો કરવાની સાથેજ તેણે પોતાંની ખુંખાર શમશીર હવામાં ઉંઢાવીને કંગાલ રાણી જોનાની ગરદન પર આડી મારી દીધી, જેથી લહુના એક ફવદારા સાથ જોનાનું માથું તેના શરીરથી જુદું થઇને દુર ઉડી પડયું!!

લહુ લહુ અને લહુની ગોયા નદદી ત્યાં વહી રહી, અને મરહુમ એનદરીઆની તે પ્રીતરતી ભારજા પોતાનાજ આશકને હાથે તબાહ થઇને થોડાંક તરફડીયાં મારી ખતમ થઇ ગઇ!

જે આશકને લીધે તેણે પોતાના શઓહરના ખુનમાં શામીલગીરી આપી હતી, તેજ આશકે તેનું પોતાનું ખુન બહાવ્યું હતું!

અફ્સોસ! કંગાલ પ્રીતરતી તું બારજા! તેં રેશમના દોરડાંથી તહારા શઓહરને ગુંગલાવીને મારયો અને મારી નાંખવાં દીધો હતો, પણ તુને શું ખબર નહીં હતી કે પવીત્ર કુદરત તહારા ખુની કામનો ઇનતીકામ જુરૂર લેનાર હતી?—અરે, તહારો શઓહર તહારા ખુની કામથી મુઓ ત્યારે તેની ગરદન પર તો તેનું સરબી બચી રહયું હતું, મગર તહારૂં સર તો તહારી ગરદન ઉપરબી ટકી રહયું નહીં, અને તહારા શરીરે કમકમીને તે

માથાને પોતાથી દુર થવા દીધું !! અફસોસ, સદ હઝાર અફસોસ! તે શરીર તહારી હવસથી ભરેલી એ આંખોને ધીક્કારીને, હવે તે ચશમોને પોતાથી દુર થયલી જોઇને કાંઇક શાંત પડયું હતું!!

મગર, પેલી તરફ સામે શું થયું હતું? રોબરટે જેવી શમશીર ઉઠાવી કે અલોનઝોએ ખંજરનો હાથ ખંજર મારવા માટે હવામાં ઉછાલ્યો, લેકીન, તે હાથ નીચે ઉતરે તે અગાઉ બરત્રાનડે અલોનઝોને પગમાં આંટી મારી દીધી અને ગભરાયલી અકળાયલી કેરોલીના જે એક ચીખ સાથ નઝદીક આવી હતી તેણે અલોનઝોનો ડાહવો હાથ પકડીને ખેંચ્યો, પરીણામમાં અલોનઝો ઝમીનપર પટકાયો અને તેજ વખતે રાણીના લહુને જોઇને સરદ બનવાને બદલે દીવાના જુનુનમાં ઉશકેરાયલી કેરોલીનાએ અલોનઝોના હાથમાંનું ખંજર જુંહટવી લીધું, અને અલોનઝોના પેટમાં ભોકી દીધુ!—કેરોલીનાએ મારેલો ફટકો પુરો કારગર નહીં થવાથી ખુન આલુદા થયલો અલોનઝો ઉઠવા ગયો, પણ બરત્રાન્ડે તે ખંજર પેટમાંથી તુરત ખેંચી કાઢીને અલોનઝોના જમણા પાંસરામાં એવું તો ઝોરથી મારયું કે દુઃખની એક બરાડ સાથે અલોનઝોએ તરફડવા માંડયું અને ખલાસ થઇ જવા લાગ્યો!

રાણીના ખુન સાથેજ અલોનઝોનુંબી ખુન થયું, અને તે બે ઝીંદગી નાશ પામીને ત્યાં લાશ છોડવા લાગી તયારે જુનુની અને ખુની રોબરટ બરત્રાનડ સામે શમશીર લઇને ગયો! મગર, તેજ પળે કોઇ આદમીના ધસી આવવાનો અને બકતરની સાથ શમશીરની મ્યાનને અથડવાનો અવાઝ આવી રહયો, અને એક બુમ પડી "ખબરદાર રોબરટ."

તે બુમથી રોબરટનો હાથ અટકી ગયો. અને તેજ વખતે દરવાઝાપર આવી ઉભેલા ડાકુ સરદાર બુરીઅને પોતાની શમશીરના એકજ ફટકાથી રોબરટની તલવાર ઉડારી નાખી!

"રોબરટ, રાણી જોનાને કોણે મારી?" બુરીઅને પુકાર કીધો.

"મેં" રોબરટના હોટોથી તુરત નીકલી પડયું.

"અફસોસ! તહારી અને મહારી, બેઉની મોટી કમનસીબી થઇ! અફસોસ! તકદીરની મહારી તકલીફમાં અઉરબી ઝીઆદા તકલીફ વધી ગઇ!" તે ડાકુ સરદારે ગમગીન ધીમા અવાઝથી બડબડી લીધું.

મગર બુરીઅન તયાં વધારે કાંઇબી બડબડે કે બોલે તે અગાઉ લશકરી સીપાહોમાંથી લગભગ ચોવીસ હતીયારબંધ સીપાહો તયાં આવી ઉભા, અને તેઓએ બરત્રાનડ અને કેરોલીનાને ઘેરી લીધા!!

"સરદાર બુરીઅન, આપ હીંયા? રાણીનું ખુન! એ શું થઇ ગયું છે?" પેલા સીપાહોમાંનો એક જે તેઓનો વડો હતો તેણે બુરીઅનને જોઇને સલામ કરતાં તઅજબુમા થઇને પુછયું.

"અફસોસ! રાણી જોનાનું ખુન થયલું છે! અને હું મદદે આવી શકું તેટલાં તો રાણી મઉતના હાથોમાં જઇબી પડી છે!" બુરીઅને દીલગીર અવાઝથી કહયું.

"રાણી જોનાનું ખુન કોણે કીધું છે?" પેલાએ નરમ સવાલથી બુરીઅનને પુછયું.

"સર રોબરટ ડ કેબેનોએ." જાણે એક ઝબાન હોય તેમ બરત્રાનડ અને કેરોલીનાએ

બુરીઅનના બોલવા અગાઉ પુકારી દીધું, અને બરત્રાનડે આગળ ચલાવ્યું, "રોબરટ ખુની છે, અને ત્યારે અમો તઅજજુબ છીએ કે સીપાહોએ અમુને શા માટે ગીરફ્તાર કીધાં છે? ગીરફ્તાર કરવો હતો તો રોબરટને કરવો હતો, અમને શા માટ?"

"હા, મ્હારી સામે રોબરટે કબુલ્યું છે કે રાણીનું ખુન એણે પોતે કીધું છે." બુરીઅને જણાવ્યું.

"ત્યારે, સીપાહો, રોબરટનેબી ગીરફ્તાર કરો." પેલાએ હુકમ કીધો, અને તે હુકમના નીકલવા સાથેજ એ ચાર સીપાહો રોબરટની આસપાસ ફરી વલ્યા અને તેને જહકડી લીધો!" રાણીનું ખુન તો હમણાં થયલું છે, અને અને હું કાંઈ એ બાબદમાં મ્હારા સીપાહો સાથે મહેલમાં આવેલો નહીં–હું બીજાજ કામને માટે આવ્યો છું."

"હા, હું પોતેબી તઅજજુબ થાઉં છું, ખુન તાઝુજ થયલું છે, હજુણ તો મહેલના નઉકરોનેબી તેની ખબર નહીં પડી હશે અને તહમે કેમ આવી લાગ્યા તેથી હુંબી અજબ છું!" બુરીઅન બોલ્યો "ત્યારે, આપ શું બધા કોઇ બીજા કામ માટે આવ્યા છો? હું તો રાણીની મદદમાં કોઇ ચોકકસ સંજોગથી મહેલમાં આવી લાગ્યો, મગર તહમે શા માટે ત્યારે આવ્યા?" બુરીઅને નરમ સવાલ કીધો.

"અમો નામવર પવીત્ર પોપના હુકમથી મરહુમ એનદ્રીઆના ખુન માટે તપાસ ચલાવવા માટે રાણી જોના, કાઉન્ટ બરત્રાનડ ડ આરત્રોઇસ, ડોના કેરોલીના, ફીલીપા કાઉનટેસ ઓવ કેએનો, અને ફીઝીશ્યન–જેનરલ એદ્રીઅનને લઇ જવા સારૂ આ મહેલમાં આવ્યા હતા." સીપાહોના પેલા વડાએ સમજાવ્યું "અમો સર રોબરટ ડ કેએનોને તેવણ નીરદોશ હોવાથી પકડવાનો ઇરાદો કરતા હતા નહીં, લેકીન હીંયા તો અજબ બનાવ બની ગયો છે. અમને રાણી જોનાના ખુન માટે સર રોબરટનેબી પકડવો પડયો છે એ અમારી દીલગીરી છે. પણ ત્યારે, વલી પેલી લાશ કોણની છે!" સીપાહોના તે વડાએ રોબરટના નઉકર અલોનઝોની લાશ તરફ આંગલી બતાવતાં પુછયું.

અને તેના જવાબમાં કેરોલીના તો કાંઇજ બોલી નહીં, પણ બરત્રાનડ બોલી પડયો "મ્હારા બચાવમાં મેં અને કેરોલીનાએ સર રોબરટ ડ કેએનોના એ નઉકરને તેનાજ હાથમાંના ખંજરથી ઠાર માર્યો છે."

"એટલે?" પેલાએ સહમજ માંગી.

"એટલે એ કે સર રોબરટે જ્યારે રાણીનું ખુન કીધું ત્યારે અલોનઝોનેબી સર રોબરટે તેજ વખતે મ્હારૂં ખુન કરવાનો હુકમ આપ્યો હતો." બરત્રાનડ બોલ્યો "મગર, સંજોગે હું અલોનઝોને તોડી પાડી શકયો, અને કેરોલીનાએ તેનાજ હાથમાંના ખંજરથી તેનું પેટ ચીરી નાંખ્યું."

"અને તે મ્હારા ફટકાથી તમામ નહીં મરી ગયો તો બરત્રાનડે પોતે ફરીથી ખંજર મારીને તેને પુરેપુરો મારી નાંખ્યો." કેરોલીના ગભરાઇને બોલી, તેણે જોયું કે બરત્રાનડે જ્યારે બધું ખુલ્લું કહી દઇને તેને અકેલીનેજ અલોનઝોના ખુની તરીકે પુરવાર કરી હતી તો પછી સાચ્ચીજ વાત કહી દેવામાં શું હતું? બરત્રાનડે તેને પોતાને ખુની પુકારી હતી, તો

તેણેબી બરત્રાનડ તે ખુનમાં શામીલ હતો તે ઝાહેર કરી દીધું.

"ત્યારે મરહુમ એનડરીઆના ખુનની કોશીશમાં શામીલ થવાના વાંક ઉપરાંત તહમો બે ઉપર અસોનઝોનું ખુન કરવાનોબી આરોપ છે." સીપાહોના પેલા વડાએ કહ્યું.

"તે ખુન સ્વબચાવમાં થયું હતું." બરત્રાનડ બોલ્યો, મગર બુરીઅને હવે ઇશારો કરીને તેને ચુપ થવા જણાવ્યું.

"હવે, ત્યારે, અમને ફીલીપા કાઉનટેસ ઓવ કેબેનો અને ફીઝીસ્યન-જેનરલ એડરીઅન ત્રેસપેલોને પકડવા માટે મહેલમાં ફરવું પડશે." પેલાએ કહયું, અને બુરીઅન તરફ ફરીને તે બોલ્યો "સરદાર, નામવર પવીત્ર પોપ આપને માટે મોટું માન ધરાવે છે, આપને માટે તેવણે અમને ભલામણ કીધી છે, અને મહને આશા છે કે આપ અમને અમારા કામમાં મદદના થઇ પડશો. આપ જ્યારે હીંયા મહેલમાંજ મલી ગયા છો તો ચાલશો ઝરા મહારી સાથે, મહને એ બે જણાંની ગીરફતારી કરવામાં આપ મહને મદદ આપશો?"

"બાસરોચશમથી." ડાકુ સરદાર બોલ્યો, અને તે પેલા સીપાહો સાથે ચાલ્યો.

સીપાહોનાં વડાએ પોતાની હમરાહ ચઉદ સીપાહો હવે લીધા હતા, અને બાકીનાઓ રોબરટ, કેરોલીના, અને બરત્રાનડને ગીરફતાર કરી ઉભા હતા.

થોડુક ચાલતાં તેમના રાસ્તામાં ઓરડો જે પહેલો આવ્યો તે ફીલીપાનો હતો, અને મહેલથી વાકેફ થયલા બુરીઅને જો કે તે ઓરડો જાણેલો હતો છતાંબી જાણે તે નહી જાણુતો હોય તેમજ તેણે આગલ ચાલવા માંડયું, પણ તેટલાં એક સીપાહ બોલી પડયો "મ્હને ખબર છે ત્યાં સુધી આ ઓરડો કાઉનટેસ ઓવ કેબેનોનો છે."

"ત્યારે થોભો, અને ખુલાવો." સીપાહોનો તે વડો બોલ્યો, થોભ્યો, અને તેણે બધાને થોભાવ્યા.

દરવાઝાને આંચકો મારવામાં આવ્યો, પણ તે અલગો નહીં હોવાથી નહીં ખુલ્યો, જેથી દરવાઝો ઠોકવામાં આવ્યો. થોડેક વારે આંખો ચોળતી કાઉનટેસ દરવાઝાને ખોલી જોવા લાગી, અને તેણે સીપાહોને જોઇને ગભરાઇ જતાં પુકારયું "શું છે?" કાઉનટેસ નાશતા પછી પાછી બીછાને લેટી હતી, અને આજનું તેનું લેટવું તેના નાશની શુરૂઆત થઇ!

"નામવર પવીત્ર પોપના હુકમથી મરહુમ એનદરીઆના ખુનમાં શામીલગીરી આપવા અથવા ખુન કરવાના વાંક માટે બીજાઓ ભેગા તહમને પકડવામાં આવે છે." પેલાએ કહયું અને તે સાંભળીને ફીલીપા દરવાઝો તુરત બંધ કરવા ગઇ, મગર સીપાહોના વડાએ ઝોરથી આંચકો મારીને દરવાઝો પુરો ખોલી નાંખ્યો, અને અંદર ધસતાંજ ફીલીપાનો હાથ પકડીને બહાર ખેંચીને એક સીપાહના હાથમાં તે હાથ આપી દેતાં કહયું "ગીરફતાર કરો કાઉનટેસને."

ફીલીપા હવે થર થર ધ્રુજવા પડી, અને તેજ વખ્તે તે નઝર નીચી નમીને ઝમીન તરફ કરતા તેમાંથી આંસુના ટીપાં ટપટપ ઉતરયાં!

તુરતજ જ્યારે બુરીઅન તરફ નઝર પાછી ઉઠાવી ત્યારે બુરીઅનની છાતીમાંથી ઠંડો

નીસાસો નીકલ્યો, અને તેણે પોતાનો ચહેરો ફીલીપાથી ફેરવી લીધો !

યુરીઅનની છાતીમાં તે વખ્તે દુખ થયું, અને ફીતરતથી ભરેલી ફીલીપાને તો એવુ લાગ્યું કે જાણે તેનું કલેજું ટુકડા કરી નાંખવામાં આવતું હતું !

તે પછી બે સીપાહોને હુકમ કરવામાં આવ્યો કે તેણે ફીલીપાને ત્યાં લઇ જવી જ્યાં બીજાંઓ ગીરફતાર હતાં. તેમ કરવામાં આવ્યું, અને સીપાહોનો વડો ડાકુ સરદાર યુરીઅન અને પોતાના બીજા સીપાહો સાથે એડ્રીઅનની ધરપકડ માટે ગયો.

મગર, બે કલાક સુધી તમામ મહેલમાં શોધખોળ ચલાવવા છતાં ફીઝીશયન–જેનરલ એડરીઅન ત્રેસપેલેનો પતો મલી શકયોજ નહી ! !—અને આખીર, જ્યારે નહીજ વલ્યું ત્યારે રોબરટ, બરત્રાનડ, કેરોલીના અને ફીલીપાને પકડીને ગાડીમાં બેસાડી લઇ જવામાં આવ્યા. ફીલીપા અને કેરોલીનાના ચહેરા પરથી તો તે વખ્તે જાણે લહુનું એકકે એક ટીપું ઉડી ગયું હતું, અને તે ચહેરા મઉત આવ્યું હોય તેમ ફીકા થઇ ગયાં હતાં.

અર્ધા કલાકમાં તો આખ્ખા નેપલ્સની અંદર બુમ પડી રહી કે રાણી જોનાનું ખુન થયું હતું, અને મહેલમાંના રાણીના તમામ મીત્રોને નામવર પોપના હુકમથી પકડીને ગીરફતાર કરવામાં આવ્યાં હતાં. નેપલ્સની રઇયત હજુણુ તો પેલા નવા દરદના દુર થવાથી હમણાંજ શાંતીમાં આવી હતી, મરહુમ શાહઝાદા એનડ્રીઆના ખુનની વાતથી હમણાંજ જાણે ચુપ થઇ હતી, તેટલાં રાણીના પોતાના ખુનની બીનાથી તઅજ્જુબીના દરીયાવમાં તે ગોયા ફરીથી ડુબી રહી !—રઇયતમાં તરેહવાર અફવાઓ ઉડી રહી, કોઇ કહે રાણીના ખુન માટે બધાં પકડાયાં હતાં, તો કોઇ કહે કે એનડ્રીઆના ખુન માટે નામવર પોપે ખરી બાતમી મેલવીને બધાને પકડવા માણસો મોકલાવ્યા ત્યારે રાણીએ આપઘાત કીધો હતો !

મગર જ્યારે ખરી વીગત સઉ કોઇને મલતી ગઇ ત્યારે તેઓને તઅજ્જુબી એ ઉપજી કે રોબરટે રાણીનું ખુન કીધું તે વખતે ડાકુઓનો સરદાર યુરીઅન કેમ મહેલમાં જઇ પહોંચ્યો હતો ? અને ફીઝીશયન જેનરલ એડરીઅન ત્રેસપેલો મહેલમાંથી કેમ ગુમ થઇ ગયો અને તે કયાં ગયો હતો તે માટેની તરેહવાર ગપશપ ચાલી રહી.

## પ્રકરણ ૫૫ મું.

### યાકુતની સાંકલીવાલાં તે બે !

રાણી જોનાનું ખુન થયું તેજ રહવારે આપણે અલતમારાના અમીરનાં આલીશાન મકાનના બાગીચામાં શું બનાવ બને છે તે જોઈ લઇશું:

અમીરની નેક અને હસીન સુરત બેટી લુસીઆ પેલા કોઇ અજાણ્યુ લડવઇયાથી જીતની કલગી મેલવ્યા પછી હરદમ તેજ લડવઇયાનો ખ્યાલ કરતી રહી હતી, અને તેજ ખ્યાલમાં રહીને બાગીચાની અંદર હમણાં તે ફરતી હતી. તેવામાં તેની મોટી અજાયબી વચ્ચે તેણે એક

આકારને બાગીચાની બહાર જોયો, જે આકાર ત્યાં ઉભો રહીને ટક ટક તેને જોતો રહયો હતો. લુસીઆ અને તે જવાન શખ્સની આંખોમાં આંખો મલી, ચાર આંખ એક થઇ, ત્યારે લુસીઆ શરમથી લાલ બની ગઈ અને તેની છાતી ખુશીના થોકાથી ઉડવા લાગી.

લુસીઆએ આગલ વધીને બાગીચાનો નહાનો દરવાઝો ખોલ્યો, અને વેલેનતીનો સ્પીનોલા લુસીઆની પાસે આવીને ઘણી શાદમાની સાથ તે હસ્તો ચહેરો જોવા લાગ્યો.

"આખીર આપણે બેઉ પાછા મલ્યાં ખરાં" ખુશીના આવાઝથી તે જાણે પુકારી પડયો "અરે આપ પેલા વહેશીઓનાં ટોળામાં ગુમ થઈ ગયાં તે વખત પછીથી મહને ચયનો કરારબી નહીં હતો, પણ લડાઇને ત્રીજે દીવસે મારી જીત વખતે મેં તમને જોયાં તે વખતે હું ખુશીથી દીવાનો ગોયા બની ગયો અને મારા જીતની નીશાની મેં તમને યાદગારીમાં આપી."

"આપ તે લડવઇયા હતા કે ? હું ધારતી હતીજ કે આપ સીવા બીજો કોઇજ નહીં" લુસીઆ હસીને બોલી "આપની નેહાયત મહેરબાની થઇ કે મને આપે જીતની કલગી બક્ષી."

"તમે રડોછ કાંય ? તમારી આંખોમાંથી તો આંસુના ટીપાં ટપકેછ ?" વેલેનતીનોએ સ્હેજ ફીકા બની જઇ પુછયું.

"હું રડુંછ તે ખુશીનું રડુછ ? મારા આંસુ ખુશીના આંસુ છે ? મને તમારે ખાતીર કોઇ ઘણી ખુશી પયદા થાયછ, હું આપને જોઉંછ કે ખુશાલીથી ફુલી જાઉંછ" શરમાઇ શરમાઇને લુસીઆ પોતાના આંગલાઓથી રમતી બોલી.

"આપ મારી તરફ પહેલેજ દીનથી મહેરબાન છો, દેવલની આપણી મુલાકાત વખતથીજ આપ મારે માટે કાળજી રાખીને મારી દીલગીરીમાં આપની દીલગીરી શામીલ કરતા." વેલેનતીનો બોલ્યો.

"આપ તો હજુબી રડોછ ! ખુશીના આંસુ કાંઇ એટલાં બધાં પાણીથી નહીં પડે ! આપના દીલમાં કોઇ બાબદ છે જે તહમને હું ધારૂંછ કે રડાવેછ !"

"ખરી વાત છે." એક ઠંડી સાંસ ભરીને લુસીઆ બોલી.

"ખરી વાત છે તો તે શું વાત છે ? મ્હને કહોની" વેલેનતીનો કરગરીને બોલ્યો.

"હું કહુંબી કેમ !" લુસીઆ હજુ રડતીજ બોલી, અને તે મોતી સમાન આંસુના ટીપાં ટપટપ ઝમીનપર પડીને ગોયા. ઝમીનનેબી શરમાવતાં હતાં, તે ઝમીનની ઇઝ્ઝત ગોયા બહરાવતાં હતાં !

"કાંય ? કાંઇ કહેવા માંગતા હોવ તો તે કહેવામાં શું છે ?" વેલેનતીનોએ તે સુંદરીનો જમણો હાથ હળવેથી પોતાના હાથમાં લેતાં પુછયું.

"આપના દીલમાં લાગી આવે તો ? તહમે ઝરાકબી દુખી થાઓ તો !" ડચકાં ખાઇને લુસીઆ બોલી.

"બોલ, અઝીઝ સુંદરી, બોલ, ત્હારા પરવાળાં સમાન હોઠોને તે બાબદ પર ખોલ." વેલેનતીનો લુસીઆના હાથપર પોતાનો હાથ માયાથી ફેરવીને કાલાવાલા કરવા લાગ્યો "હું દુખ નહીં પામીશ, મ્હારી ઝીંદગીમાંબી ત્હારૂં તે કાંઇ બોલવાનું હશે તોબી મ્હારા દીલને

કાંઇ નહીં લાગશે, તું ન ફીકર કર, બોલ."

"મ્હારાં માતપીતા જાણે છે કે આપણી એકની મુલાકાત થઇ છે" લુસીઆ મન ખોલવા લાગી "અને મ્હારાં માદર પીદર એથી જાણેછ કે તહમોએ મ્હને ડયુક ઓવ ફુરાના ઘાતકી પંજામાંથી બચાવી–અને તે બનાવથી મ્હારો મા બાપની બેચયની થઇ છે."

"હું આપને સમજી શકતો નથી!" હાથ છોડીને લુસીઆને ટગર ટગર જોતો રહી વેલેનતીનોએ અજાયબી બતાવી.

"આ રણસીંગ" વેલેનતીનોને ગળેથી લટકતા તે ન્હાના સુંદર રણસીંગ તરફ આંગળી બતાવીને લુસીઆ બોલી "આ તહમારા રણસીંગના ફુકવાથી આપણી મદદમાં પેલો કોઇ આવ્યો હતો, અને મ્હારા પીતાજી કહેછ કે તે મદદ આપનાર માણસ લુટારુઓનો સરદાર બુરીઅન હતો."

જાણે બુરીઅનના નામથી કમકમતી હોય તેમ કંપીને ફીકી પડી જઇ લુસીઆ બોલી, અને તેનું બોલવું પુરૂં સમજી જઇને વેલેનતીનો બોલી પડયો "ઓ, હવે હું સમજ્યો! બુરીઅન લુટારુઓનો સરદાર છે, પણ હું કોઇબી રવેશે એક લુટારૂ નથી. મ્હને તો મ્હારી મુશકીલીના વખતમાં મ્હારી ભલાઇને ખાતીર તે સરદાર મદદ થાયછ. અને, વલી, આજકાલ એ બુરીઅનને માટે શું લોકમત છે તે કદાચ તહમારા પીતાજી જાણતા ન હોયબી, અરે, એ ડાકુ સરદાર જેટલો રહમ દીલ અને ગરીબોનો મદદગાર છે તેટલો આજે આખા ઇટલીમાં કોઇ ન હશે, કોઇ ભલો ઉમરાવ, કોઈ માથાથી પગ સુધીનો માલદારબી એ બુરીઅનની સખાવત, એ બુરીઅનની નેક દીલી, એ બુરીઅનની ભલાઇ કરી નહીંજ શકયો હશે, નહીંજ બતાવી શકયો હશે, નહીંજ બનાવી શકયો હશે! આજે તો તમામ નેપલ્સની રઇયતમાં એની ઇજ્ઝત આપણી રાણીથીબી ઝીઆદા છે, યાને વગર તાજે એ નેપલ્સનો તાજદાર છે, એ લુટારૂ તરીકે ઓળખાય છે, પણ તહમારા પીતાજી જો એની કારકીર્તીનું બ્યાન સાંભલે તોજ તેવણને ખ્યાલ આવે કે લુટારૂં નામે તો સખાવતનો એ એક શાહ છે. બુરીઅન પાક ખુદાને રાસ્તે ચાલનારો, મુફલીસ, તંગદસ્ત, અને મઝલુમોનો ખબર ખવાહ છે, હમણા જો તહમારા પીદર એને ધીક્કારતા હશે તો એનો ખરો ઇતીહાસ જાણીને તહમારા પીતા એ બુરીઅનને ચાહશે. આજ કાલ નામવર પવીત્ર પોપબી એને પોતાની હુઝુરમાં બોલાવી લુટારના નામ તળેબી સખાવતના અને નેકીના શાહ તરીકેની ભલી કારરવાઇઓ કરવા માટે ઇજ્ઝતથી એને નવાઝનાર છે."

"મહારા માતપીતા તો એને ત્યારે એક દગલબાઝ ખુની લુટારૂ સરદાર તરીકે સરબસર ધીક્કારેછ!" લુસીઆ બોલી.

"તેમની ભુલ છે, ખરી બીનાથી તેઓ નાવાકીફ છે." વેલેનતીનોએ કહયું.

"પણ, તહમે તો એની ટોળીમાં શામીલ નથીની? તહમે તો લુટારૂ નથીની?" લુસીઆએ ખાત્રી કરતાં પુછયું.

"મેં ના કહયું, અને હું ખરૂંજ કહુંછ કે નેક દીલ બુરીઅનની મદદ હું લઉંછ–મગર, હું લુટારૂ નથી." વેલેનતીનોએ સમજાવ્યું.

"બસ, હવે મ્હારા દીલને ધીરજ મલી" લુસીઆ તે ખાત્રીથી ખુશી થઇ બોલી "અગર, આપની લાગણી દુખાઇ હોય તો મહને માફ કરજો–મ્હારા પીતા હવે ખુશી થશે, મ્હારી માતા હવે રાઝી થશે."

"આપના પીતા, કોણ?" સ્હેજ અટકીને જાણે વેલેનતીનોએ પુછ્યું.

"મારકવીસ ઓવ અલતમારા." લુસીઆ બોલી.

"ઓહોઓ! ત્યારે આપ તે નામવર મારકવીસના બખ્તેબુલંદ બેટી છો." વેલેનતીનો ખુશી થયો "ઠીક, અને આ આલીશાન મોટું મકાન આપના પીતાજીનુંજ છે, કેમ?"

"હાજી" લુસીઆ શરમાઇને બોલી "હવે આપ જો અંદર આવશો તો મ્હારા પીતા તહમને જોઇને એટલાં તો ખુશી થશે કે ન બોલો વાત. હા, પણ આપનું મુબારક નામ તો હું હમેશાં પુછતાં ભુલીજ જાઉં છું."

"મહને વેલેનતીનો સ્પીનોલાના નામથી ઓળખવામાં આવે છે." દીલગીર દીલે તે જવાન બોલ્યો, જાણે પોતાના નામથી તે બેઝાર હોય!

"સીનોર વેલેનતીનો સ્પીનોલા." વાંસલી જેવા મધુર આવાઝથી લુસીઆ બોલી, અને તે વખતે તે નામને જાણે મધુરતા મલી "આવો, આપણે મ્હારાં માત પીતા પાસ જઇએ."

"હમણાં નહીં–હમણાં નહીં." તે જાણે બીહતો ધ્રુજતો હોય તેમ થોડો દુર થઇ બોલ્યો "જો કે હું નેક અને રાસ્ત દીલ છું, જો કે મેં બુરૂ એક કામ કરવાની કદી કોશીશબી નથી કીધી, તોબી મહને સ્વભાવિક તહમારાં માતપીતા આગળ આવવાની ધાસ્તી લાગેછ! હું સમજી શકતો નથી કે કાંય? અરે, કદાચ તહમારા પીતાજી મ્હને મ્હારા પીતાનું નામ પુછશે તો હું મ્હારા પીતાનું નામ શું બતાવશ? મ્હારા માતા કોણ હતાં એમ કેહેશે તો હું તેવણને જવાબ તે શું આપશ? નહીં હતો મ્હારા બાપનો પ્યાર બચપણથી, કે તે મ્હને ગળે લગાડીને એક ચુમીબી લે! નહીં હતી કોઇ વ્હાલી માતાની તે માયા કે જે મ્હારા દુખને સુખમાં ફેરવી દે!" અને વેલેનતીનો એક ઠંડા નીસાસા સાથ તેમ બોલતાં ગળગળો થઈ રહયો.

"અને તેજ કારણ વાસ્તે, મ્હારાં માતપીતા તહમને વધારે ચાહશે." લુસીઆ બોલી "મહારાં માબાપ એટલાં બધાં તો માયાળુ છે કે કોઇ અસુખીને તો તેઓ તમામ દયાની નઝરથી જુએ છે."

"હા, પણ, હું આપનું નામ પુછતાં ભુલી ગયો તેનું કેમ?" વાત ફેરવી નાંખવાની મતલબથી, યાદબી આવી જવાથી, વેલેનતીનોએ સવાલ કીધો.

"લુસીઆ." તે બોલી.

"આહહા! કેવું પ્યારૂં નામ છે! હું આપના મીઠા મુબારક નામને મ્હારી બંદગીઓમાં યાદ કરીને તહમારે માટે પાક ખુદા પાસ દુઆ માંગીશ અને આપને તંદરસ્તી ઇચ્છીશ." તે નેક જવાન બોલ્યો.

"મગર, આપ બોલેલી તો. આપ જે ધાસ્તી રાખોછ તે ફોકટ છે, શું આપ આપના માબાપનું નામ બતાવી નહીં શકો?"

"નહીં, ઓ નેપલ્સની તું માહાતાબ, તું શું જાણે કે મ્હારૂં દીલ એ વાત માટે કેટલું હમેશાં અસુખમાં રહે છે" વેલેનતીનો દુખી આવાઝે બોલ્યો "કહેવામાં આવેછ કે હું કોઇ ઉંચ કુળમાં જન્મેલો છું, મગર મ્હારા માબાપ કોણ છે તેની કોઇને ખબર નથી! સીવા કે એક નીશાની, મ્હારી ગરદન આસપાસ એક સાંકલી છે જેમાં એક યાકુત છે." અને તેમ બોલતાંજ વેલેનતીનોએ યાકુત સાથની પેલી અરધી સાંકલી જે હમેશાં તેને ગળે કપડાંની નીચે લટકતી રહેતી હતી તે ગરદન પરથી કપડું દુર કરીને લુસીઆને બતાવતાં કહયું "આએ એક નીશાન, આએ યાકુતવાલી સાંકલીને વાસ્તે કહેછ કે હું તજાયલો કોઇ જગ્યાપરથી મલી આવ્યો ત્યારે મહારી ગરદન પર વીટાલેલી હતી, જુઓ એ."

"ઓ પાક ખુદા!" તે સાંકલી જોઇને લુસીઆ એકદમ બોલી પડી "હું આએ શું જોઉંછ!" અને તે જાણે વેલેનતીનોથી બીહતી હોય તેમ તુરતજ બે પગલાં પાછલ હટીને પોતાને ગળેની સાંકળી કપડું હટાવીને જોઇને બોલી "એ મહારીજ સાંકલીનો મુકાબલો છે!"

વેલેનતીનોએબી તઅજ્જુબી સાથે તે સાંકળી જોઇ-તેણે આગલ વધીને લુસીઆની સાંકલી પકડી લઇ પોતાની સાંકલી સાથ મેલવી-યાકુત સાથ યાકુત મેલવ્યું.

"દુર, દુર, અએ જવાન, મ્હારેથી દુર થા." લુસીઆ વેલેનતીનોને હટાવીને હવે બોલી "આ સાંકલી તહારી ગરદનપરથી મલી આવીછ એટલે મહારે હવે તહારેથી અલગ થવું જોઇએ-મહારે કદીબી હવે તહારી સાથ વાતબી નહીં કરવી જોઇએ-અને મહારે હવે તહારે માટેનો ખ્યાલબી મુકી દેવો જોઇએ. કમનસીબ, કમનસીબ હું, કે તુંને મેલવવાની આરઝુપર આવતાંજ હું તુંને ખોઇ દઉં છું!!"

એટલું બોલીને લુસીઆ પોતાનો ચહેરો ફેરવીને ચાલી ગઈ, અને તેને મકાનમાં દાખલ થયલી જોવા પછી, હયરાન અને સરગરદાન થયલો વેલેનતીનો, કપાળપર હાથ મારી એક ભારી નીસાસો ખેંચી, દુખ પામીને ત્યાંથી જતો રહયો! અને, જતી વખ્તે તે એક ઠંડી સાંસ ભરીને બોલ્યો "અફસોસ, મહારા તકદીરની તકલીફમાં આએ ઝીઆદા તકલીફ થઇ રહી!"

## પ્રકરણ ૫૬ મું.

### પીરમરદ એકાંત ટાપુને છોડે છે!

આપણે હવે દક્ષીણ પાસીફીક મહાસાગરના પેલા સુનકાર અને એકાંત ટાપુ પરના પેલા બુઢ્ઢા તરફ ઝરા ટહેલતાં ટહેલતાં જઇશું:

પાક ખુદાની બંદગીમાં વખ્તોના વરસો તે ટાપુપર ગુઝારયા બાદ તેના દરદો ડાબને નીસ્તો નાબુદ કરી શકવાની દવાઇ તે મેળવી શકયો હતો અને તેનાથી તેને શાંતી અને રીહાઇ મલી હતી!-પાક ખુદાની એકચીત સાફ બંદગીનીજ તે બરકત હતી, અને તે આલા બરકતથીજ પેલો વંશપરંપરા શ્રાપ નાબુદ થયો હતો, અને હાલના ડાઘદારોના દરદો ડાબને મીટવી

શકવા માટે પવીત્ર કુદરતે તેને ઝાડપાલાની દવાઇ શોધી કાઢવામાં અજબ મદદ આપી હતી.

ભયંકાર દેખાવો, તુફાન, અને એવી એવી અનેક મુશકીલીઓમાંથી રફતા રફતા પસાર થઇને હવે તેણે ખુબસી શાંતી પ્રાપ્ત કીધી હતી–અને તેના દરદો ડાઘના નાબુદ થવા સાથ તેણે સઉથી પહેલો વીચાર એજ કીધો કે પોતાને વતન ઇટાલી તરફ જવું–લીધું તેણે ઝબાનપર પાક પરવરદીગારનું બરકતી નામ, અને, પોતે તે એકાંત ટાપુમાં વરસોના રહેવાસ દરમ્યાન અનેક ચીઝો જે બનાવી હતી અને તે ચીઝોમાં કેટલાક હતીયારબી જે તેણે તઇયાર કીધા હતા તે હતીયારોની મદદથી તેણે બનાવવા માંડયો લાકડાંનો એક મઝબુત તરાપો!

એક દીવસે ખુરશીદે મહાસાગરના મશરેકી મોજાંઓ અંદરથી જ્યારે પોતાનો નુરમંદ ચહેરો આહીસ્તા આહીસ્તા બહાર નીકાલવા માંડયો, ત્યારે, તે સ્હવારે તે સુનકાર ટાપુનો પીરમરદ પોતાની ઝુંપડીમાંથી બહાર આવ્યો, વરસો સુધી તેણે જે ટાપુપર પોતાની ઝીંદગીના બુઢાપાના દીવસો પસાર કીધા હતા, તે ટાપુને હવે તે છોડતો હોવાથી આજુબાજુમાં ખુબ જોઇ જોઇને જાણે તે તે ટાપુની આખીરી એક મુલાકાત લેતો હતો.

તે જે ઝુંપડીના ઉંબર આગલ હમણા ઉભો રહીને આસપાસ નઝર ફેરવતો તે ઝુંપનેબી તો હવે તે તજી જવાનો હતોઃ અરે, તે ઝુંપડીમાં તેણે કોઈવાર રડી લીધું હતું–કોઇ વાર હસી લીધું હતુંઃ એકાંત શ્રાપ ભરી હાલતમાં દરદો ડાઘના સીતમ તળે તેણે તે ઝુંપડીમાં બેસીને આહોઝારીનો દમ ભરયો હતો, અને વળી પવીત્ર કુદરતની મલતી જતી મદદ વખતે તેણે તે ઝુંપડીમાં અકેલા અકેલાએ ખુશીના દીવાનાપણામાં ખુબ ખડખડાટ હસીબી લીધું હતું!

તે ઝુંપડી વરસો સુધી તેનું મકાન હતી, તેનું મહાલ હતી, તેનું આલીશાન અયવાન હતી, કોઇવાર તે ખુશીની ખાણ હતી, કોઇ વાર તે દોઝખની નીશાન હતી–અહબબ! હવે તો, તે તે આખીરી મુલાકાત વખતે પોતાના સુનકાર રહેવાસને અંદરો બહારથી દીવાના આદમીની અદાએ હરદમ જોઈ ખુબ રડતો હતો અને તે ઝુંપડીની આસપાસની ઝમીન તેના આંસુના ગરમ ગરમ ટીપાંઓને પ્યારથી ચુમીને, તે પીરમરદની છેલ્લી સલામના જવાબમાં કહેતીઃ "પાક ખુદા મદદગાર બાશદ!"

હવે તે ફરયો, તેણે પાછું ફરીનેબી ન જોયું, અને ઝુંપડીથી ફરીને તે પેલા તરાપા આગલ ગયો જે તરાપાને તે મહાસાગરના પાણીપર પાક પરવરદીગારનું પ્યારૂં નામ લઇ ઉતારીબી ચુકયો હતો.

દીવસોની સખત મહેનત પછી તે મોટો તરાપો તઇયાર થયલો હતો, તેમાં મઝબુત એક છાપડીબી તેણે બનાવી હતી જે છાપડીની નીચે પોતાને જોઇતી ચીઝો તે પીરમરદે ગોઠવી હતી—મીઠા પાણીનો પુરતો જથો તેણે ભરી લીધો હતો, મહીનાઓ સુધી ચાલે તેટલો તો ખુરાક લીધો હતો, સુકવેલો મેવો, પક્ષીઓનું ભુજેલું ગોષત, અને રાંધેલા કાચબાને નાળીયેરના કાટલામાં ભરી લઇ તમામ બંદોબસ્ત તેણે કીધો હતો અને સઉથી જે ચીઝને વધારે સંભાળથી તે લઇ ચુકયો હતો તે–પીરમરદે વીચાર કીધો કે કદાચ તેના પઉત્રને છોકરો આવ્યો હોય અને તે છોકરો જો પેલા દરદો ડાઘથી પીડાતો હોય તો તેને, માટે–તે દવાઈ હતી.

આવા મોટા મહાસાગરમાં તે એક તરાપો મુકીને જોકે પોતેબી ખ્યાલ કરતો અને પોતાના કામ માટે હસ્તો, પણ તેનું અંતઃકરણ અંદરથી તેને એમ કહેતું હતું કે પાક ખુદા ઉપર ભરૂસો રાખ.

તેણે હવે તરાપામાં બેસવા પછી દોરડું છોડી દીધું અને એક લાંબી લાકડીના ટેકાથી તેણે તરાપાને કીનારેથી દુર હડસેલ્યું. બહુ ધીમે ધીમે તે તરાપો ચાલ્યો, અને જ્યારે પાણીની બરોબર છાતીપર ગયો કે તેની ઝડપ વધી, અને તેમ તે પીરમરદની સફર શુરૂ થઇ.

તે બુઢઢો તે એકાંત ટાપુ તરફ નઝર કરીને બેઠેલો હતો, અને જેમ જેમ તેનો તરાપો દુર અને દુર જતો ગયો તેમ તેમ તે ટાપુ નહાનો અને નહાનો દેખાતો રહયો.

તે બુઢાએ જવાનું દીલ તો પોતાના વતન તરફ રાખ્યું હતું પણ પાક ખુદાના ભરૂસા પર જ્યાં તે પાક પરવરદીગાર લઇ જાય ત્યાં જવાના ખ્યાલથી તે તરાપામાં બેઠો હતો તેને પુરો વીશવાસ હતો કે પવીત્ર કુદરત તેને એવી મદદ આપી દેશે કે ઝુરૂર તે પોતાને વતન પહોંચશે, તેનું સાફ દીલ અંદરથી તેને તેમ કહેતું હતું.

થોડા દીવસો પસાર. જે દરમ્યાન તેની ઝંઝફ આંખોએ શું શું જોયું હતું ? દરીયાવનો કેવો અનુભવ સારી રીતે તેણે મેલવ્યો હતો !–એક વખ્ત ઠંડી પડતી, તો એક વખ્ત સખ્ત ગરમી પડી આવતી–એક વખત ધરૂજવી નાંખનારી હવાથી તેના હાડકે હાડકાં જાણે અંદરથી કંપી ઉઠયા હતા, અને બીજી વખ્તે ગરમીથી પસીનો તેના શરીરે ઉતરયો હતો–કોઇ વખત તુફાનના આવાઝો તે પાણીની દુન્યાને ગડબડ સડબડમાં બતાવતી, અને બીજી વખતે જાણે આખી દુન્યા જાન વગરની બેજાન હોય તેમ તે દરીયાવનો ચુપચાપ ગંભીર દેખાવ લાગતો–કોઇ વાર દરીયાવ ગુસ્સાથી તે પીરમરદને ગોયા દમ ભરાવતો, અને કોઇ વખત તો જાણે મીઠી મીઠી લહેરથી તેની સાથ નરમ નરમ વાત કરતો.

અને, આખીર, ઓ ખુશાલી ! દુર–દુર કીનારો દેખાવા લાગ્યો ! ઝમીન માલુમ પડી ! !–બુઢઢાની આંખો આસમાન તરફ ઉંચકાઇ, અને તેણે ગુઢન્યે પડી જઇ શુકરાના કીધા.

જેમ જેમ ઝમીન તરફ તરાપો ગયો, તેમ તેમ કીનારેથી આવતી હવા ઠંડી ઠંડી માલુમ પડી, પહાડો અને દરખતો નઝરે પડવા લાગ્યા–સહવારથી કીનારો દેખાતો હતો, તે બપોરે તરાપો કીનારા આગલ ગયો, અને તે પીરમરદ વરસોની મુદત પછી આજે પોતાને વતન પુગ્યો.

## પ્રકરણ ૫૭ મું.

### થોડાક ઝરૂરી ખુલાસો.

ચારલ્સ ડ્યુક ઓવ ડુરા પોતાની હાર પછી બીમારીથી સખ્ત પટકાઇ પડયો હતો, એક તો તેને ઘોડાપરથી ટપકાવાના સબબે ઘણું લાગ્યું હતું, અને બીજું તો પરાજયની

નામોશીએ તેના દીલને સરદ કીધાથી તે દુખના કરતાં નામોશીના ખ્યાલથી અઉરબી ઝીયાદા બીમાર થઈ ગયો હતો.—તેની માતા જે એક ઘણી ભલી બાનુ હતી, તે વીધવા બાઇએ પોતાના બેટાને ઘણી વખત પંચાતએમાં પડવાથી દુર રહેવાની શીખામણ આપી હતી, લેકીન ચારલ્સે તે નેક માદરની સારી વાત માની નહી હતી અને ઘણી બુરી કારરવાઇઓ કરી હતી.

ચારલ્સની સખ્ત બીમારીનું આ બીછાણું ગોયા મઉતનું બીછાણું હતું; અને તે પોતેબી જાણે સમજી ગયો હતો કે હવે તેનો મરવાનો વખત નઝદીક હતો, જેથી તે હવે પોતાના છેલ્લા દીવસોમાં પોતાની પ્યારી માદરની ભલી નેક વાતોને યાદ કરી કરીને પસતાતો હતો કે તે વાતપર તેણે પોતે ધ્યાન નહી આપીને ગોયા પોતાની ખરાબી અને બરબાદી કરી નાખી હતી.

રાજ્યગાદી મેલવવા વાસ્તે તેણે જે પછાડાઓ મારવાના શુરૂ કીધા હતા તે પછાડાઓ નહીં મારવાને અને જે છે તેજ હાલતપર સુખમાં રહેવાને તેની માદરે ઘણુ ઘણું સમજાવ્યું હતું, પણ લોભી ડયુક ઓવ ડુરાએ માદરની વાતને ગણકારી નહીં, અને આજે બીછાણાપર તે યાદ કરી કરીને પસતાવા લાગ્યો કે ભલી માતાની વાતને નહી ગણકારીને ઝીદદી બની જઇ તેણે રાજ્ય મેલવવા જે જે યુકતીઓ રચી હતી તેમાં પોતે માત થયો હતો અને ઉલટો લોકોની નઝરમાંથી ઉતરી ગયો હતો. તેણે માતાની રૂડી શીખામણ નહીં માનવાથી પોતાને હાર મલેલી જોઇ હતી અને તે પછીથી તે હારની પાછલ બીજી હારની નામોશી આપ મેળે ધસડાઇ આવેલી તેણે અનુભવી હતી!

એક મોટા ડયુક તરીકે ગણાઇને "એક મોટા લડવઇયા" તરીકે ઓળખાઇને તેણે એક માછી મારના છોકરાને હાથ શીકસ્ત મેળવી હતી એ તે ડયુકને મન દીલને કચડી નાખનારી નામોશી હતી, અને તેના સોગજનક ખ્યાલમાં ચારલ્સ પોતાની બીમારીમાં વધતો બીગાડો કરી શકયો હતો. તેનું મન દુનીયાથી નીરાશ અને નાસીપાસ થઇ ગયું હતું, જે દુનીયામાં તેણે પોતાને માથે તાજ મુકીને એક તાજદાર થવાની એકવાર ઇચ્છા કીધી હતી અને તે ઇચ્છા નહી કરવા માટે તેની શીરીશતાઈ ખસલહતની માદરે તેને ના પાડી બાઝ રહેવા સમજાવ્યું હતુ.

આખીર, તે મરતો હતો. તેનો આજનો દીવસ છેલ્લો હતો, અને જો કે તે પોતે જાણતો નહીં હતો, કે તે નકકી આજે મરવાનો હતો, છતાંબી આજે તેનું દીલ દુન્યા ઉપર બીલકુલ સરદ થઇ જઇ આ નાપાયદાર જહાન પરથી તે દીલ તમામ ઉઠી ગયું હતું. તેની નેક માદર તેના બીછાણા પાસ રડતી બેઠેલી હતી જેને મરતો ચારલ્સ એટલુંજ બોલી શકીને સહમજાવવાની કોશીશ કરતો "ન રો મા, ન રો, તહારી વાત જો મેં માની હતે અને જે હાલતમાં હું હતો તેજ હાલતમાં રહી પાક ખુદાના મેં શુકાના કીધા હતે તો મહારી ફીકર—ચીંતા—અને નામોશી થઇ નહીં હતે અને આજે હું આસાન રાહતથી મરતે."

મગર, તે સાંભળીને તો તે માદરને શાંતી થવાને બદલે અઉરબી ઝીયાદા તકલીફ થઇ, અને ચારલ્સ જેમ તેમ શબ્દો જોડી જોડીને તેટલો વાકય બોલી રહયો કે તે નેક, માદર દુખ ન ખમાવાથી એકદમ જોરથી રડી પડી, અને મરતા ચારલ્સને લાગ્યું કે તેના બોલવામાં

તેણે ખોટું કીધું હતું, જેથી તેની આંખમાંથીબી નવધાર આંસુઓ જવા સાથ હવે તે બીલકુલ ખામોશ પડયો રહયો.

થોડો વખત ગંભીર ચુપકીદી ફેલાઇ, જે ચુપકીદીમાં ફક્ત મરતા ચારલ્સની નેક માદરના રડવાનાં ડચકાંનો આવાઝ આવતો હતો. પાંચેક મીનીટ તેમ જવા પછી ચારલ્સે ઝબાન પોતાના સુકા હોટો સાથ લગાડી હલાવીને કહયુ "પાણી–પાણી."

"પાણી નહીં પીવાય, હું દુધ લાવું છું બેટા" અને તેણે નઉકરને બોલાવીને દુધ મંગાવવાને બદલે પોતે જાતે તે લેવા ઝડપથી ગઇ.

અને, તે ગઇ, કે જાણે તેના જવાની રાહ જોતોજ બહાર ઉભેલો હોય તેમ ચારલ્સનો એક દોસ્ત અંદર તે મરતા બીમાર પાસે આવી ઉભો, અને તેની ફાટી ફાટી નઝર તરફ જોઇને પેલાએ ઝડપથી કહયું "નામવર ડયુક, નામવર આરચબીશપ ઓવ તેરેન્તોએ મહને ખુશ ખબરી આપીને હીંયા મોકલ્યો છે કે ત્હમારા દુશમનો બરબાદ થયાં છે!"

"શું? શું થયું છે? બોલ!" તે મરતો હતો છતાંબી તેણે જેમ તેમ બોલવાની કોશીશ કરીને ખુશીની આંખો ચમકાવીને પુછયુ.

"રાણી જોનાનું તેના આશક રોબરટે ખુન કીધું છે, અને ત્હમોએ તથા આરચબીશપે નામવર પવીત્ર પોપ ઉપર રઇયતના જાણીતાઓની સહી સાથનો જે પયગામ મોકલાવ્યો હતો તે પયગામની રૂએ મહેલમાના તમામ ત્હમારા દુશમનોને ગીરફતાર કરવામાં આવ્યા છે."

"ઓ, ખુશી!!" અને એક ચીખ સાથ તેટલું બોલતાંજ ડયુક ઓવ દુરાએ ત્રણ ડચકાં ખાધાં, અને તેણે ગરદન જુમાવી દીધી.

તે મરી ગયો! ચારલ્સ ડયુક ઓવ દુરા. પોતાની છેલ્લી ઘડી વખતે પોતાના દુશમનોની ગીરફતારી સાંભળીને ખુશીની એક ચીખ મારીને મરી ગયો!–અને, તેજ વખતે, દુધ લઇને તેની માદર ત્યાં આવી લાગી.

"ત્હમે કયારે આવ્યા?" તે માદરની નઝર સામે ઉભેલા પેલા આવનારપર પડી કે તેણે ઝડપથી પુછયું.

"હમણાંજ." પેલાએ જવાબ આપ્યો, અને તે કાંઇ બોલવા ગયો તેટલાં તો ચારલ્સની માદર પોતાના બેટાને દુધ આપવા બીછાણા આગળ ગઇ, અને ચારલ્સની હાલત જોઈ તે ગભરાટમાં બોલી "નામવર ડયુક તો મરણ પામ્યા છે, એવણ કયારે ગુઝરયા?" અને આંસુ વગરની ડઘાયલી અને સુકાયલી આંખો સાથે તે માદરે ટગર ટગર પોતાના બેટાની લાશ તરફ ઘણીજ દુ:ખી હાલતમાં જોયું.

"એવણુ નામદાર હમણાંજ ગુઝરયા." પેલાએ જવાબ આપ્યો.

"ત્યારે હું દુધ લેવા ગઈ તે વખતે તમે હીયાં આવ્યા અને તેજ વખતે નામદાર ડયુક મરણ પામ્યા. તમે કાંઇ એવણ સાથ વાત કીધી વારૂ?" તે માદરે પુછયું અને અકસર કરીને એટલા માટે પુછયું કે તે જાણતી હતી કે આ આવેલો માણસ આરબીશપ ઓવ ટેરેનતો તરફથી આવતો જતો હતો જે આરચ બીશપે ડયુકને તેની કારરવાઇઓમાં ઉશકેરણીઓ

કાધી હતી અને જે ઉશકેરણીઓ તે નેક બાનુને પસંદ નહી હતી.

"હા, મેં એવણુને નામવર આરચ બીશપ તરફથી એક વાત કહી."

"શું વાત કહી?" તે બાનુએ પુછ્યું.

"એજ કે એવણના મહેલમાંના દુશમનો પકડાયા છે અને રાણી જોનાનુ ખુન થયું છે."

"ઘણુંજ બુરૂ કીધું કે તમે એ વાત એવણને કહી" તે નેક બાનુ ઘણી દીલગીર થઇને બોલી "એવણની છેલ્લી ઘડીએ હુ ચાહતી હતી કે હું એવણને પાક ખુદાના નામની યાદ આપું, તો તમે એક આવી નાપાક વાતની મરહુમને યાદ આપી! ઓ પાક ખુદા, તુ મારા બેટાને માફ કરજે." અને હવેજ તે દુખી માદરના આંસુઓ ડઘાયલી છાતીથી રીહા થઇને તે સુકી આંખોથી ટપટપ નીકલ્યાં.

"મહને જો ખબર હતે કે નામદાર ડયુકની હાલત એટલી બધી ખરાબ છે તો કાંઇબી બોલતેજ નહીં" પેલાએ સમજાવ્યું "ગઇ કાલે તો નામવર ડયુકની હાલત સારી આશા આપતી હતી, અને નામવર આરચ બીશપ મ્હને અને બીજા દોસ્તોને કહેતા હતા કે નામદાર ડયુક જલદીથી સારા થઇ જશે."

"હા ગઇ કાલે એવણુની તબીયત ઠીક હતી." રડતી રડતી તે માદર ઘણા દુખથી બોલી "પણુ આરચ બીશપ અને બીજા તેવણની સાથવાલાઓના ગયા પછી નામદાર ડયુકની હાલત બીગડતી અને વધારે બીગડતીજ ગઇ, અને આજે આ આફત બની ગઇ!"

"જેવી પાક ખુદાની મરઝી, શાંતી પકડો, બાનુ, ધીર ધરો." અને તે આવનાર થોડોક દીલાસો આપીને ડયુકના મઉતની ખબર કહેવા આરચ બીશપ તરફ પાછો રવાના થયો.

હવે, મરહુમ ડયુક ઓવ ડુરાની વાત આપણે ટુંકી કરશું: મરહુમના તમામ દોસ્તો જમાવ થયા, અને તે પછી ક્રીયાઓ થઇ, અને ચોકકસ દીવસે મરહુમની લાશને દફનાવવામાં આવી.—મરહુમની નેક અને ભલી માદર પોતાનું ઘરબાર અને પોતાની મોટી દઓલત ધરમ ખાતે આપી દઇને, મરહુમ રાજા રોબરટની વીધવા રાણી સેનસીઆ પાસે, એકાંતવાસ ગુઝારવા ગઇ.

*          *          *          *

પેલી તરફ, રોબરટ-ફીલીપા-બરત્રાનડ-કેરોલીનાને કયદમાં પુરવામાં આવ્યાં; અને એડરીઅનને શોધી કાઢવા માટે પોપના મોકલેલા સીપાહો સાથે જાણે રઇયતનો એક બાગબી કોશીશ કરવા પર મંડયો.-રાણી જોનાના ખુનથી રાજ્ય ગાદી ખાલી પડી, અને રાણીના ખુનનેજ દીવસે ચારલ્સ ડયુક ઓવ ડુરા જે ગાદીનો નઝદીકનો હકદાર હતો તેબી મરણ પામવાથી નામદાર પોપ તરફથી એવો પયગામ આવ્યો કે રાજગાદીપર હકદાર રાજા કે રાણી બેસે તે અગાઉ રાજ્યના રીજન્ટ તરીકે બુરીઅનને નેમવામાં આવે છે.

બુરીઅન જેવો એક ડાકુ સરદાર નેપલ્સના રાજ્યનો રીજન્ટ નેમાય તે સામે જો કે કેટલાક તવંગરો તરફથી કચવાટ બતાવવામાં આવ્યો, પણ નામદાર પોપના મુત્સદીયાએ ઢંઢેરો ફેરવ્યો કે આજકાલ નેપલ્સમાં બુરીઅનનું ઘણું મોટું ચલણ ચાલતું હતું, અને તે બહારથી જેટલો ડાકુ દેખાતો હતો તેટલો તે ડાકુ હતો નહીં પણ બાતીનમાં તે ખરેખરો એક નેક

અને રહેમદીલ સરદાર હતો.

બુરીઅન નેપલ્સના રાજ્યનો રીજનટ નેમાયો તે સાંભળીને સુફ્લીસ વરગ તો બધો ખુશીથી દીવાનો બની ગયો! અને જે તવંગરોને તેના નામની સુગ હતી તેઓમાંણી નામદાર પોપના ઢંઢેરાએ કાંઇક શાંતિ ફ્લલાવી, લેકીન, તેઓ બુરીઅન સામેની પોતાની પુરેપુરી સુગ તો દબાવી નહીંજ શકયા!

* * * *

હવે આપણે તે જોઇ લઇશું કે જેથી આપણે અજાણ છીએ કે રાણી જોનાના ખુન વખ્તે બુરીઅન એકાએક ત્યાં કેમ આવ્યો હતો, અને એડરીઅન ત્રેસપેલો કયાં ગુમ થયો હતો:

આપણે જાણીએ તો છીએ કે પેલો ફ્લોરેલો જે એક ડાકુ તરીકે બુરીઅનના આદમીઓની સાથે બુરીઅનને ત્યાં નઉકરીએ હતો અને જે એડરીઅન ત્રેસપેલોને એક જાસુસ તરીકે કેટલીક ...રો પુરી પાડતો હતો, તે ફ્લોરેલો મહેલમાં તે વખતે ફરતો હતો જે વખ્તે રોબરટ શમશીર બહાર કાઢીને રાણી જોનાને મારવાની અણીપર હતો.

એડરીઅનના જાસુસ તરીકે ફ્લોરેલોને મહેલમાં ગમે ત્યારે આવવાની અને ગમે ત્યારે જવાની પુરી છુટ હતી, અને તે જેવો તે સ્હવારે મહેલમાં દાખલ થયો કે તેણે દુરથી બરત્રાનડના ઓરડા તરફ જોયું તો રાણી ગુસ્સાથી જોતી હતી અને રોબરટ શમશીર ઘુમાવીને કાંઇ બોલતો હતો.

ફ્લોરલોને તે દેખાવથી વહેમ ગયો કે કાંઇબી ખોટું બનતું હતું અને તેથી તેણે કોઇ પગલું ભરવાનો વીચાર કીધો, તેણે પહેલાં તો એડરીઅનના ઓરડા તરફ જવાનો ખ્યાલ કીધો પણ તે ચીમાઇ છુપાઇને દુરથી જોતો હતો અને બરત્રાનડના ઓરડાની એક બાજુ તેને પુરી જણાતી નહી હતી તેથી તે એમ સમજયો કે કદાચ એડરીઅન ત્યાંજ હોય તો એડરીઅન તેના પોતાના ઓરડામાં તેને મલી નહીંબી શકે. તે ખ્યાલથી તેણે પોતાનો તે વીચાર ફેરવી નાખયો. અને, હવે, આજુબાજુમાં પોતાને કોઇ જોતું નથી તેની ખાત્રી કરી લઇને ફ્લોરેલો ઘણી ઝડપથી પેલા બકતરવાલા ઓરડામાં ગયો અને મરહુમ રાજા રોબરટના બકતર નીચેની પેલી છુપી ચાંપ તેણે દાબી દીધી, તે ચાંપની અસર પેલા બુરીઅનના પુટલાવાલા છુપા ઓરડામાં થઇ ગઇ, અને તે વખતે ડાકુ સરદાર પોતે તે પુતલાવાલા ઓરડામાં હાજર હોવાથી તુરતજ તે જાતે પેલી છુપી બારી આગળ આવ્યો. ફ્લોરેલોએ દોડી જઇને બુરીઅનને કાનમાં કાંઇ કહયું, અને બુરીઅન તેથી તુરતજ મહેલની અંદર દાખલ થયો.

અઝીઝ વાંચનારને હીંયા કોઇબી પ્રકારનો ગુંચવાડો ન થાય તે માટે મ્હારે હીયાજ ખુલાસો કરી દેવો જોઇશે કે ડાકુ સરદાર બુરીઅને મહેલની ખબરો મેલવવા માટે ફ્લોરેલોને ખાસ એડરીઅનનો તે જાસુસ બનતો હોય તેમ થવા પોતે કહયું હતું, અને બુરીઅનના તે હુકમના સબબથીજ ફ્લોરેલો જાસુસી ચલાવવાના રીતુરથી એડરીઅનનો વ્હાલો બન્યો હતો! બદમાશ એડરીઅને પોતાની ઝીંદગીમાં જો કોઇબી મોટી થાપ ખાધી હોય તો ફકટ તેજ હતી, કેમજે તેણે ડાકુ સરદાર બુરીઅનના તે એક ડાકુ જવાનને જાસુસીમાં રાખીને એવો ઇરાદો દીલમાં વસાવ્યો હતો કે બુરીઅન તરફની ખબરો મેલવીને કોઇ દીવસે બુરીઅનનું

કાટલું કાઢી નાંખી શકાય! પણુ, હીંયા તો બાબદ જુદીજ હતીઃ ફ્લોરેલો તો પોતાના શેઠ બુરીઅનને પુરેપુરો વફાદાર હતો, અને તે બુરીઅનની એવી તો દમ વગરની વાતો એડરીઅનની આગલ કરતો કે કોઇ ચીઝ કામમાં ન આવે, જ્યારે તે તો મહેલની તમામ ખબર પોતાના ડાકુ સરદારને બારીકે બારીક આપી દેતો હતો!

ત્યારે, આપણે જોઇ આવ્યા કે ફ્લોરેલો ખરેખર તો બુરીઅનનુંજ વફાદાર હતીયાર હતું, અને તે બેવફાઈ કરવાના ખોટા ખ્યાલને દોડાવી દઇ એડ્રીઅનની નઝરમાં તેના દોસ્ત તરીકે વરતતો હતો, તે દહીમાં અને દુધમાં રહેવાના ઢોંગ કરીને સચ્ચાઇમાં તો તે પોતાના આકાના નમક તરફ પુરો નમકહલાલ હતો.—યાદ કરી લઇશું આપણે તે વખતને જે વખતે એજ ફ્લોરેલોએ અંતકરણને ડંખ નહીં ખમી શકવાના ઢોંગથી બુરીઅને આપવા ધારેલી ઝીઆફતની વાત એડરીઅનને કહી દેવાનું આપણા ભલા પાત્ર વેલેનતીનો સ્પીનોલાને કહયું હતું, ખરી વાત તો એ હતી કે બુરીઅને હાથે કરીને ઝીઆફતની વાત એડરીઅનની આગલ કહેવા ફ્લોરેલોને ખાસ મોકલ્યો હતો, અને એડરીઅનનાં મકાનમાં ઉછરેલા જવાન વેલેનતીનોની કસોતી કરવા ફ્લોરેલોએ જુઠા ઢોંગથી રડીને અંતકરણના ડંખની વાત વેલેનતીનો આગલ કરી હતી, મગર, કસોતીમાં પુરો કસદાર તે નેક દીલ જવાન નીવડયો, અને તેજ દીવસથી બુરીઅનનો પ્યાર વેલેનતીનો પર વધારે થયો.

હવે, ત્યારે, ફ્લોરેલોએ દાબેલી ચાંપથી અને ફ્લોરેલોના કહેવાથી ડાકુ સરદાર બુરીઅન• મહેલમાં દાખલ તો થયો હતો, મગર તે પોતાની મદદ આપી શકે તે અગાઉ તો રાણી જોનાને રોબરટે શમશીરથી કાપી નાંખી હતી.

અને વલી તેજ વખતે નામવર પોપના હુકમથી સીપાહો મહેલમાં ધરપકડ કરવા આવ્યા હતા, તે બધી ગડબડ સડબડમાં ફ્લોરેલોએ જોઇ લીધું કે રાણીના ખુનની જગ્યાપર એડ્રીઅન દેખાતો નહીં હતો. તે થોડોક થોભ્યો, અને જ્યારે ફીલીપાને ગીરફતાર કરવામાં આવી ત્યારે તે વીજળીક ઝડપે બધું સમજી ગયો, અને પોતાના શીકાર એડ્રીઅન ત્રેસપેલોને વધારે બનાવવા ગોયા તે બદમાશ બુઢ્ઢાના તેના આખીરી વખતમાં તેના દુખપર ડહામ દેવા ડાહયો સનો થયો તે એડ્રીઅનના ઓરડામાં ધસી આવ્યો, અને તેણે વળી બે બુઢ્ઢાને તે વખતે બચાવ્યો બી!!

"ચાલો, ચાલો, તહમે એકદમ મહારી સાથ." તે એડ્રીઅનને તેના પોતાના ઓરડામાં કાંઇ વાંચતો બેઠેલો જોઇને ધાંધલ કરી બોલ્યો "તહમે હીંયા તહમારા વાંચવામાં ગુટાયલાં છો, પણ રાણીનું ખુન થઇ ગયું છે, રોબરટ તે ખુન માટે ગીરફતાર થયલો છે, અને મરહુમ શાહઝાદા એંડ્રીઆના ખુન માટે નામદાર પોપ તરફથી બધાંને સીપાહોએ ગીરફતાર કીધાં છે. જે વખત જાયછ તેમાં તહમનેબી પકડી લઇ જવામાં આવશે. હું તહમારો જાસુસ છેઉં, અને હું તહમને બચાવવા માંગુછ. આ મહેલને એક છુપે રસ્તેથી તહમને બહાર લઇ જઇશ, પણ—વીચાર થાયછ કે મહેલની બહાર તો લઇ જાઉં, પણ બહાર લઇ જઇને તહમને કયાં લઇ જાઉં?"

"અલતમારાના અમીરના મકાનમાં." એડરીઅન ધરુજતો ધરુજતો બોલ્યો.

"ચાલો ત્યારે જલદી."

અને, ફ્લોરેલો પેલાજ પુટલાવાલા ઓરડાને રસ્તેથી એડરીઅનને નહસાડી ગયો, અને તે તે બદમાશ બુધ્ધાને છુપો રહેવા માટે અલતમારાના અમીરના મકાનમાંબી લઇ ગયો!

આ રીતે જ્યારે એડરીઅન ત્રેસપેસો માટે શોધખોળ નેપલ્સમાં ચાલતી હતી, ત્યારે અલતમારાના અમીરે તેને પોતાની ઉપર કીધેલા પેલા ભારી ઉપકારના બદલામાં એક ભોંયરામાં પોતાના મકાન અંદર છુપાવેલો રાખ્યો હતો.—એડરીઅન સહમજ્યો કે તે હવે અમીરના મકાનમાં હતો એમ બહારનું કોઇ જાણી શકનાર નથી, પણ, ફ્લોરેલોએ તે ખબર તુરતજ જઇને પોતાના આકા સરદાર બુરીઅનને આપી દીધી!

## પ્રકરણ ૫૮ મું.

### બુરીઅન કોણ છે?

રોબરટ ડ કેબેનો કયદખાનામાં બેસીને હવેજ પસ્તાતો હતો. તેણે પોતાની ઝીંદગી શુરૂઆતથી શું હતી તેની યાદ કીધી, અને હવે તે મનને કહેવા લાગ્યો 'કહેછ કે હું માછીમારનો બેટો હતો અને મહારી મા ફીલીપા મહેલમાં પોતાની સાથ મહને લાવી. કમનસીબ તે ઘડી કે જે ઘડીએ હું મહેલમાં દાખલ થયો. અરે, મહેલની પાપી તવંગરી કરતા તો હું ધારૂંછ કે માછીમારના બેટા તરીકે મહારી નીરદોશ ગરીબાઇમાં હું સુખી હતે. આવતી કાલે મારી તપાસ ચાલશે, અને તેનો અંજામ અફસોસ કે મહારે માટે બહુજ ખરાબ આવશે.'

અને તેટલું બોલી તેણે કપાલપર હાથ મારીને ચુપકીદી અખત્યાર કરતાંજ દુખી યાદોને નઝર સામે ધરી. તેવી દશેક મીનીટ ગઇ, નહીં ગઇ, કે કયદખાનાના તે ઓરડાનો દરવાઝો ખુલ્યો, અને તેની સામે ડાકુ સરદાર બુરીઅન આવી ઉભો રહયો.

રોબરટ પોતાની કંગાલ બેઠકપરથી ઉઠયોબી નહી, અને તેણે બુરીઅનને સલામબી કીધી નહી. પણ, બુરીએને તેની પાસે જઇ તેની પીઠપર હાથ ફેરવીને પુછયું "રોબરટ, કેમ છો?"

"મનની અતી દુખી હાલતમાં." ટુંકમાં તે બોલ્યો.

"હું તમારી આગળ એક વાત કરવા માટે ખાસ આવ્યો છું" બુરીઅન બોલ્યો 'તમે બેસી રહેલા છો તેમજ બેસી રહેજો, હું ઉભો રહીને તે વાત કરવા ખુશી થઇશ."

"મુઉતની સઝાના ડરામણા ખયાલાતો વચે બેઠેલા એક આદમી સામે કોઇ વાત કરવી શું કામ આવશે!" રોબરટ ગમથી બોલ્યો.

"આ કાંઇ રાજા બાદશાહની વાત નથી કે હું તહમારી આગલ કરવા આવ્યોછ. હું કાંઇ એટલો બધો મુરખ નથી. હું તો તમારી આગળ તમારા બાપની વાત કરવા આવેલો છેઉં, બોલો, તમારા બાપનું શું થયું હતું તે વાત તમે જાણવાની ઇચ્છા રાખોછ કે?" બુરીયને કહયું અને પછી સહમજાવ્યું. "તમે તમારી આખી ઝીંદગીભર તમારા બાપને બુલ્યું

ગયા હતા તો હવે તમારા છેલ્લા વખતમાં તે બાપપર ગુઝરેલી તકલીફની કહાણી સાંભળી લેશો તો મારા ધારવા મુજબ ઘણું સારૂ થશે."

"બોલો" બેદરકાર ઢપે અને કંટાલા સાથે રોબરટે મનને મારીને જાણે તે 'બોલો' કહીને વાત કહેવાની રજા આપી.

"લગભગ ઓગણીસ વરસો થવા આવ્યા છે કે તહમારા બાપ મુફલીસ માછીમાર લુપો પર ડાકટર ત્રેસપેલોનું ખુન કરવાનો આરોપ મુકવામાં આવ્યો હતો. તમારો બાપ તદન નીરદોષ હતો છતાંબી તે બીચારાને કયદમાં નાખવામાં આવ્યો. કયદખાનામાં તહમારા બાપની મુલાકાતે તમારી માદર ગઇ અને તે વખતે તમે પણ સાથે હતા. તમારી માદરને તમારા પીદરે જ્યારે પોતે નીરદોશ છે કે નહીં એવો સવાલ કીધો, ત્યારે તહમારી માદરે જે જવાબ આપ્યો તેથી તે બીચારા માછીમારનું જીગરજ કપાઇ ગયું. વળી, તહમનેબી તહમારા પીદરે સવાલ કીધો તો તે વખતે તમારા દીલસરદ કરી નાંખનારા જવાબથીબી તે તમારો બાપ ઘણો દુ:ખી થયો. રોબરટ, બોલો, તમારા નીરદોષ પીતાને જ્યારે તહમે અને તહમારી માદરે દોષીતજ ધારયો અને ગોયા પુકારયો ત્યારે તે પાપ વગરના માછીમારના જીગરના કેવા ટુકડે ટુકડા થઇ ગયા હશે? તે પછી તમારી માદર તમને લઇને કયદખાનામાંથી ગઇ, અને તહમારા પીદરે તેની ચાલઢાલ અને દીલના વીચારથી જાણી લીધુ હતું કે તે અઉરત પોતે તેનાથી ફરી ગઇ હતી અને તેણે પોતાના બચ્ચાનેબી તેના બાપથી ફેરવી લીધો હતો."

"બુરીઅન, તમે તો એવી રીતે વાત કરો છો કે જાણે તહમે મ્હારા પીદરના દીલમાં સમાઇ ગયા હોવ!" રોબરટ નઝર ઉઠાવીને હવે સરદ દીલથી કંઇક અજાયબી બતાવી ધીમેથી બોલ્યો.

"હા, હું ગોયા તહમારા પીતાનો ઓજો છું, પડછાયો છું." બુરીઅને કહયું.

"બોલો, તહમને કસમ છે, મ્હને હવે વહેમ જાયછ; બોલો તમે કોણ છો?" રોબરટે એકાએક ઉઠી ઉભા થઇને બુરીઅનની નઝરમાં પોતાની નઝર નાંખીને પુછયું "જ્યારે હું તહમને અને તહમારા માણસોને મારવા માટે લશકરી સીપાહોને લઇને તમારા તહેખાનાપર આવ્યો હતો ત્યારેબી તહમે મ્હને ગીરફતાર કરીને તહેખાનામાં લઇ જઇ શીખામણની વાતો કહી હતી. મ્હને તે વખ્તે કંઇક વહેમ ગયો હતો, અને આજે ત્યારે સાચ્ચું કહી દો કે તહમે કોણ છો?"

"કમનસીબ બચ્ચા," બુરીઅન હવે આંખમાં આંસુ લાવીને ગલગલા સાદે બોલ્યો "હું ડાકુઓનો સરદાર બુરીઅન છું-હું પાપી તવંગરોને જેર કરીને નેકીના ભરેલા મુફલીસોનો મદદગાર છું—હું હમણાં આએ નેપલ્સના રાજ્યનો રીજન્ટ છું—હું એડરીઅન ત્રેસપેલોના પલીદ હાથથી ખરાબી પામેલો તકદીરની તકલીફની એક જીવતી જાગતી તસ્વીર છું–હું હું માછીમાર છું-હું લુપો છું—હું, રોબરટ, ત્હારો પોતાનો બાપ છું!"

"ઓ પીતાજી." એકદમ રડી પડીને પુકારી દઇ ધસી જતા બુરીઅનના પોહલા કીધેલા હાથોમાં રોબરટ દબાઈ ગયો!

અઝીઝ વાંચનાર, હાલનો ડાકુઓનો સરદાર બુરીઅન તે કોઇજ નહી પણ વરસો આગાઉનો પેલોજ મુફલીસ માછીમાર લુપો છે. તે ગરીબ માછીમાર તકદીરની તકલીફો સહી

સહીને આજે આવા દરજ્જાપર પુગ્યો છે, મગર, તેણે પોતાના બેટાનો બેરો આ કયદખાનામાં લેતી વખતે તેને પોતાના ખરા નામથી વાકેફ કીધો ત્યારે તે અને બાપ-બેટાની હાલત કેવી હતી !-સીરફ તેની તકદીરેની એ સખ્તમાં સખ્ત તકલીફની દીલ રંજીદા કરનારી એક ઝીનદા તસ્વીર હતી."

"પીતાજી, પીતાજી, મહને માફ કરો." રોબરટ છુટા પડી બે હાથ જોડીને બોલયો "હું તમારી તરફ જો નાફરમાન થયો હોઉં તો."

"વહાલા બચ્ચા" લુપો, તે શેરમરદ ડાકુ સરદાર બુરીઅન, એક નનનાસા બાળકની માફક રડીને ડચકાં ખાઇ ખાઇને બોલતો હતો "હું તો તુને નાફરમાન થવા માટે હઝાર વખતબી માફ કરવા તઇયાર થાઉં. મગર, તેં આએ તહારી હાલત કેવી ખરાબ કરી મુકીછ ?"

"પીતાજી, મેં તમારૂં કહયું જો માન્યું હતે તો આજે આએ હાલતને કદીબી નહી પોહોંચતે." રોબરટ દબાતા આવાઝથી બોલ્યો "તહમે તહેખાનામાં મને જે શીખામણ દીધી તે શીખામણ પ્રમાણે જો હું ચાલયો હતે તો આજે હું પોતાને તબાહીની ખાહીમાં નહી ગબડાવતે, નહીં ગબડાવતે." અને તેણે કપાળપર હાથ ઝોરથી મારયો. "મહારી માયે મહને રાજયગાદીની લાલુચ બતાવી, અને હું ખ્વાર બરબાદ થયો."

"તહારી નાપાક માદર તો અસલથીજ પઇસા અને તવંગરીને ચાહતી હતી, તે જયારે મોટા મોટા મકાનો અને મહેલને જોતી હતી અને તેમાં જઈ રહેવાની ખુશી બતાવતી હતી હતી ત્યારેબી મેં તેને ઘણું સમજાવ્યું હતું કે 'આપણુને પાક પરવરદીગાર જે હાલતમાં રાખે તે હાલતમાં રહીએ, કોઇની હવેલી જોઇને આપણી ઝુંપડી તોડી ન પાડીએ,' તો ત્હારી માદરે મહારૂં કહયું માન્યુંજ નહીં, તેણે હવેલીની લાલુચમાં પોતાની ગરીબ પણ શાંતી સાથની રાહતવાલી ઝુંપડીને ગોયા પાયાથી ઉખેડી નાખી. તેણે મહારી સાથની નીરદોશ ઝીંદગી તજી દીધી અને મહેલની હરામ ઝીંદગી પસંદ કીધી. રોબરટ, રોબરટ, હરામ ઝીંદગીનો અંજામ તેં જોયો ? શું અંજામ આવ્યો ? ત્હારી માદરની હવે તપાસ ચાલશે, ને બેશક તેને હવે જલ્લાદની કુહાડી તળે ધીમરા પર પોતાનું માથું મુકવું પડશે." હીંયા તે બેઉ બાપ બેટા રડવા લાગ્યા, બેટો પોતાની હાલત યાદ કરીને તથા બાપ તે બેટાની હાલત જોઇને "અને રોબરટ, અફસોસ કે તે કંગાલ અઉરતે તું મહારા ચીરાગનેબી બુજાવી દીધો: રોબરટ, તું મહને મલ્યો ત્યારે ખુની તરીકે મલ્યો."

અને રડવાનાં ડચકાં સીવાયની એક ગંભીર ચુપકીદી ફેલાઇ.

થોડે વખતે જયારે બોલયો ત્યારે રોબરટજ બોલયો અને તે હવે કાંઇક આશાને દીલમાં વસાવીને બોલયો, "પીતાજી, બેસો, તહમે બેસો, હું ઉભો રહીશ, અને તહમારી કહાણી તમે મહને કહો."

અને તે સાંભલી ડાકુ સરદાર બુરીઅન ઉરફે લુપો આખરીમાર તે કયદખાનાની કંગાલ કોટડીની કંગાલ બેઠક પર બેસી ગયો, અને તેણે આંસુ લુછીને પોતાની કેફીઅત પોતાના બેટા રોબરટ આગલ કહેવા માંડી:

"ત્હારા અને ત્હારી માયના જવા પછી મ્હારા કયદખાનામાં એક બરખુરદાર મ્હારી

આખીરી ઘડીમાં મ્હને રાહત મલે તે માટે બોધ આપવા આવ્યો, તેનેબી મેં ઘણો સમજાવ્યો કે હું નીરદોશ હતો, છતાંબી જયારે તેણે નહીંજ માન્યું ત્યારે મહને એક ખ્યાલ ગયો, તે પાદરી મહારીજ ઉંચાઇનો હતો અને મેં તે લાભ લઇ લેવાનો વીચાર કીધો. મેં તેને પકડયો તેના મોઢાંમાં ડુચો મારી અને તેના કપડાં પહેરી હું ન્હાસી ગયો. હું નેપલ્સથી નાહડો, પણ કેટલાક વરસ પછી જયારે હું નેપલ્સમાં પાછો ફર્યો હતો ત્યારે મ્હને માલુમ પડયું હતું કે તે પાદરીને મરણતોલ હાલતમાં સંત્રીએ જોયો હતો. તે પાદરીને ઘણી મહેનતે તેના દબાયલા દમથી બચાવવામાં આવ્યો હતો, અને તેણે જીવીને પોતાપર શું વીત્યું હતું તે સહમજાવ્યું હતું. નેપલ્સના કઇદખાનામાંથી ન્હાસી જવા પછી બે દીવસે હું રોમન સ્ટેટસની હદમાં પુગ્યો, અને ત્યાં મેં મહારા કપડાં બદલીને ખેડુતનો વેશ ધારણ કીધો, અને ત્યાં નોકરી શોધવા લાગ્યો. નોકરી નહીં મલવાથી હું હંગેરીમાં ગયો, અને તે વખ્તે તુરકો સાથ હંગેરીની લડાઇ ચાલતી હોવાથી હું હંગેરીઅન લશકરમાં સીપાહ તરીકે જોડાયો. પાંચ વરસો સુધી હું હંગેરીયન લશકરમાં જોડાયલોજ રહયો, જે દરમ્યાન મ્હારી બહાદુરીઓ જોઇ જોઇને મ્હારા અફસરે મ્હને કેપટનની પદવી અપાવવામાં મદદ આપી.

"કેપટનની પદવી મલવા પછી મ્હારૂં નસીબ વધારે અને વધારે ખીલતુંજ ગયું, અને હાલના રાજા લુઇના બાપને એક દીવસે બચાવી લેવાનો મ્હને મઉકો પવીત્ર કુદરતે આપ્યો, અને મેં તે રાજાનો જાન બચાવ્યો. રાજાએ મ્હને ખુશી થઇને એક મોટી રકમ ભેટ આપી સેતેમારના ઉમરાવની પદવી સાથ તેજ નામની એક મીલકતબી આપી અને લશકરમાં મ્હને લેફટેનટ-જેનરલનો હોદ્દો મલ્યો.

"વરસો વીટી ગયા" લુપો પોતાની કહાણી પોતાના બેટા આગલ કહીને આગલ બોલ્યો "અને તે પછી હંગેરીમાના મ્હારા દુશમનોએ રાજાના કાન ભંભેરીને મ્હને દુર કરવાનો વીચાર કીધો. મ્હને તે વાતની ખબર પડી ગઇ, અને રાજાના કાન સખ્ત ભંભેરાયલા હોવાથી હું રાજાના ગુસ્સાથી બચવા માટે પૈસા ટકા લઇને એક રાત્રે ન્હાસી જવામાં ફતેહમંદ થયો, નેપલ્સના કયદખાનામાંથી ન્હાસી ગયાને તે વખતે છ વરસ થયા હતા, અને છ વરસના તે અરસા પછી તકદીરની તેવી તકલીફમાં હું હંગેરીથી ન્હાસતો ભાગતો થઇ ગયો, ન્હાસીને બીજે મુલક જવા પછી હું પાછો નેપલ્સમાં આવ્યો, અને નેપલ્સમાં આવીને મેં શું સાંભલ્યું? તહારી બદકાર પાપી માદર એડરીઅન ત્રેસપેલોની માનીતી થઇ હતી, અને તે બદમાશે વલી તહારી માદરને મરહુમ રાજા રોબરટનીબી માનીતી બનાવી હતી! તહારી માદરની આવી અનીતી ભરી નીરલજ નાલાયક ચાલ જાણીને હું બહુજ દીલગીર અને દીલ શીકસ્તા થઇ ગયો.

"નેપલ્સ જાણે હવે મ્હારે માટે દોઝખ હોય તેમ હું નેપલ્સને ફરીથી તજી ગયો, અને પાછો હું રોમન સ્ટેટસ તરફ જવા માટે એક જંગલમાંથી પસાર થતો હતો ત્યારે મ્હને કેટલાક લુટારૂઓએ લુટી લીધો. લુટારૂઓની સામે હું ઘણાજ બળથી થયો અને મ્હારી લડાયક શુરવીરતા અને મોટી હીમ્મતથી ખુશ થયલા તે લુટારૂઓએ મહને પોતાના એક સાથી થવા માટે કહયું, અને, અને જો હું તેમની સાથે એક લુટારૂ તરીકે શામીલ નહીં થાઉં તો મહને મારી નાખવા જણાવ્યું." લુપોએ થોડીક ચુપકીદી પછી આગલ ચલાવ્યું. "મેં જોયું કે

મહારો કોઇ ઇલાજજ નહીં હતો, જેથી મેં તેઓ સાથે એક લુટારૂ તરીકેની ઝીંદગી ગુજારવાનું વચન આપ્યુ, મહને એક ભાંયરામાં લઇ જઇને કસમ આપવામાં આવ્યા, અને તે દીવસથી હું એક લુટારૂ ખુરીઅન તરીકે લુટનો પેશો ચલાવવા લાગ્યો.

---

## પ્રકરણ ૫૯ મું.

### ઘાતકી બાપ કે ઇનસાફી રીજન્ટ?

"લુટારૂ તરીકે મેં ઘણી હુશીયારીઓ બતાવી' પણ હું કોઇનેબી જાનથી મારી નાખતો નહીં. મહારી હુશયારી એટલી બધી તો આગલ વધી કે અમારા સરદારની રોકાણ યા બીમારી વખતે મહને લુટારૂ ભાઇઓ ખુશીથી પોતાના સરદાર તરીકે ગણીને મહારા હાથ હેઠળ લુટફાટ કરતા." લુપો બોલ્યો "વખ્તના વીતવા પછી એક દીવસે લુટારૂઓનો સરદાર સખત એક બીમારીથી પટકાઇ પડીને મરણ પામ્યો, અને તે પોતાના વારીસ તરીકે મહને નેમી ગયો. અમારા સરદારના આખીરી હુકમથી તેની તમામ દઉલત મહારા હાથમાં આવી, અને લુટારૂઓની તે નહાની ટોળી તે દીવસથી મહને પોતાના સરદાર તરીકે નેમીને ચાલવા લાગી. મહારા હાથમાં સરદારી આવ્યા પછી મેં નેપલ્સની સરહદ તરફ એક તહેખાનું બનાવ્યું, અને એ સરહદમાં આવ્યા પછી મેં હુકમ કાઢયો કે તવંગરોને લુટીને મુફલીસોને મદદ કરવી; મહારા નેક ઇરાદાથી મહારા લુટારૂ ભાઇબંધોબી ઘણાજ ખુશી થઇ ગયા, અને ડાકુ સરદાર ખુરીઅન તરીકે તે દીવસથી મેં તવંગરોને લુટીને મુફલીસોને મદદ કરવાનો હેતુ પાર ઉતારયો. તે પછી નેપલ્સમાં મહારૂં નામ તવંગરોને એક ધાસ્તી સમાન, અને ગરીબોને એક ખુશાલી સમાન થઇ પડયું, અને તેમ વરસો પાણીના રેલાની મીસાલ વહેતા ગયા. ઘણીવાર મેં વીચારયું કે તુને ગીરફતાર કરીને તહેખાનામાં રાખવો અને મહેલથી દુર કરવો, પણ વલી મેં ધારયું કે તું લુટારૂના ગુફામાં રહે તેના કરતાં મહેલમાં રહેશો બહેતર પણ અફસોસ કે તેં જે રાજાનું નમક ખાધું તેનુંજ ઘર ભાંજ્યું ! રોબરટ, મેં જ્યારે તે રાતના તુંને ગીરફતાર કીધો અને તુને મેં શીખામણ આપી તે શીખામણ પ્રમાણેબી તું મહેલમાં પાછો જઇને ચાલ્યો હતે તો સારૂં થતે, પણ તેં મહારૂં માન્યું નહીં અને આજે તું મહારી તકલીફમાં ઝીઆદા તકલીફ આમેઝ કરવા કયદખાનામાં પુરાયોછ."

"અફસોસ, મહારી માદરે મહને ફસાવ્યો." રોબરટ ગમથી બોલ્યો.

"તેજ તેજ પલીદ અઉરતથી દુર રહેવા મેં તુને મોંધમમાં સહમજાવયો હતો." લુપોએ કહયું "અરે, એજ નાપાક પલીદ દોઝખી ફીતરતી બારજાએ મહને ડાઘ આપ્યો અને મહને તકલીફમાં ઉતારયો.

"એડરીઅન ત્રેસપેલોએ પોતે પોતાના ભાઇનું પઇસાની લાલચે ખુન કીધું હતું એમ મહને પાકો વહેમ છે." લુપોએ કહયું "બલ્કે ડોકટર ત્રેસપેલો એટલો તો ભલો હતો કે આખા નેપલ્સમાં તેનો કોઇ દુશમનબી હોય એમ હું માનતોજ નથી. તે પછી, હાલના રાજાને

ખબર થઇ કે હું કોણ હતો. મ્હારા લુટારૂઓમાં મેં મ્હારી વાત ફેલાવી હતી અને તેમાંના કોઈએ મ્હારા ભલાને ખાતીર મ્હને લાગે છે કે હંગેરીના રાજાને કાને તે વાત નાખી હોય. હંગેરીના હાલના રાજાએ પોતાના પીતાની ભુલ થયલી અને તેવણના કાન ભંભેરવામાં આવેલા મ્હને જણાવ્યું અને પોતાના રાજ્યમાં ફરીથી આવીને સેતેમારની જાગીરપર ખાખુશી રહેવા જણાવયું. મેં ઘણી મોટી મહેરબાની થયલી લખી વાલીને માફી માગતા હંગેરી જવા ના પાડી. તે પછી, નામદાર પોપને મ્હારી વાત હંગેરીના નામદાર રાજાએ લખી વાલી, અને હું મરહુમ શાહઝાદા એનદરીઆની પક્ષમાં હતો તયારથી નામવર પોપના આદમીઓની મ્હારી પર મહેરબાની હોવાથી તેઓએબી નામવર પોપપર મ્હારી ભલાઇની વાતો લંબાવીને લખી. અને રાણી જોનાના મઉતથી અને ડયુક ઓવ ડુરાના મરણથી નઝદીકનો કોઇ હકદારને રાજ્યગાનાપર બેસાડવામાં આવે તેટલાં રાજ્યના રીજનટ તરીકે નામવર પોપે મ્હને નેમ્યો છે,"

"હવે હું ધારૂંછ કે નેપલ્સના રીજનટ તરીકે તહમે મહને ખુનના વાંકમાંથી બચાવી લેશો, પીતાજી" રોબરટે પોતાના દીલની આશાનો ઉભરો બહાર કાઢયો.

"નહી, કદીબી નહી." લુપો ભાર મુકીને બોલ્યો.

અને રોબરટ તે સાંભલીને ગભરાઇ જઈ ફાટે ફાટે ડોળે જોવા લાગ્યો.

"શું પીતાજી તહમે મહને બચાવશો નહીં?" રોબરટ ધરજતા હોટથી પુછવા લાગ્યો.

"નહીં કદી નહીં, ઇન્સાફને ખાતીર નહીંજ." લુપો ગલગલા સાદે બોલ્યો, અને તેણે પોતાના ખીસામાંથી એક દસ્તાવેજ કાઢીને કહયું "આએ દસ્તાવેજ આરચબીશપ ઓવ ટેરેન્તો તરફથી છે. એમાં તે હું માછીમાર હોવાની વાત ફરીથી રૂજુ કરીને લખે છે કે હવે હું રીજનટ નેમાયલો હોવાથી મ્હારે રોબરટને બચાવવો કે નહસાડવો નહીં."

"ત્યારે તહમે મહને મરવા દેશો, પીતાજી?" રોબરટ પુછવા પડયો.

"તેં રાણીનું ખુન કીધુંછ તે તું જાણેછ, અને તું આએબી જાણેછ કે હવે પ્રખ્યાત એ વાત નેપલ્સમાં થઇ રહીછ કે તું મ્હારો બેટો છે, અને તેથી, જો હું તુંને નહસાડું કે બચાઉં તો મ્હારી પર તોહમત ઝુરૂર આવે. રોબર્ટ, મેં એક લુટારૂ તરીકે કદીબી ખુન કીધું નહીં, અને તેં મહેલમાં રહીને આસાન ઝીંદગીમાંબી જે રાણીના હરામ પ્યારને પંપાળી તેજ રાણીને મારીબી નાંખી, ત્હારો ગુન્હા ઘણોજ મોટો છે અને તેથી રાસ્તીથી જો હું ચાલું તો તુને મઉતની સજા થવીજ જોઇએ."

અને લુપો બોલતો હતો છતાંબી તેની છાતીમાંથી ડચકાં નીકલતાં હતાં.

"પીતાજી, તહમારી છાતીમાંથી ડચકાંના સાદ નીકલેછ, છતાંબી તહમે ધાટકી થઇને મ્હને બચાવવા માંગતા નથી? તહમારા બેટા જેવા બેટાનો જાન બચાવવાની કોશીશ કરતા નથી?" રોબરટ દુખથી બોલ્યો.

"નહી." લુપોએ મન મકકમ કરીને કહયું "નહીં—હું મ્હારી ઝીંદગીભર તુને ગુમાવવા વાસ્તે રડીશ, પણ હું ઇનસાફથી તો કદી પાછો નહીં હટીશ. મ્હને લોક એક ધાટકી બાપ કહે તે પરવડશે, પણ મ્હને એક ગયર ઇનસાફી રીજનટ કોઇ કહેશે તો તે માટે મહને મોટામાં મોટું દુખ થશે. રોબરટ, તેં રાણી જોનાને મારી નાંખી, અને ત્હારા પાપી પ્યારથી

મેં એકવાર તુને હટી જવા કહયું છતાં તું નહીં હટયો તો હવે ઇન્સાફને ખાતીર ત્હારે મરવુંજ પડશે."

અને તેટલું બોલીને લુપો તે કોટડીમાંથી બહાર નીકલી ચાલતો થયો.

* * * *

આઠમે દીવસે મયદાનમાં એકવારના તે સર રોબરટ ડ કેબેનોને રાણી જોનાના ખુન માટે ગરદન મારવામાં આવ્યો!

અફસોસ, પાપી હરામ પ્યારનો કેવો બુરો અંજામ તે હતો! મગર, તમામે તમામ નેપલ્સની રઇયત પોતાના રીજન્ટની તારીફમાં શું કહેતી હતી? એજ કે "રાજ્યનો રીજન્ટ ખરેખરો ઇન્સાફી છે."

રોબરટને મઉતની સજા મલ્યા પછી નામદાર પોપે રીજન્ટ બુરીઅન કોણ હતો તેની કહાણી મુનાદીઓ મારફતે આખા નેપલ્સમાં ઝાહેર કીધી, અને તે બખ્તે તમામ આમ સાથ તવંગરો અને ખાસ લોકોએબી ચઢતી પર ચઢેલા એકવારના તે માછીમાર લુપોની રીજન્ટ તરીકેની હાલની ઇન્સાફી રાજ્યનીતી માટે તારીફપર તારીફ કીધી.

## પ્રકરણ ૬૦ મું.

### મરહુમ એનદરીઆના ખુનની તપાસ.

નેપલ્સની વડી અદાલતમાંની વડા જજની ખાસ કચેરીમાં મરહુમ શાહઝાદા એનદરીઆના ખુન કરવાના અથવા તો તે ખુન કરવામાં પોતાની શામીલગીરી આપવાના આરોપ માટે ફીલીપા કાઉનટેસ ઓવ કેબેનો, દોના કેરોલીના, બરત્રાનડ-ડ-આરત્રોઇસને ઝંજીરમાં અસીર કરીને તપાસ માટે ઉભા રાખવામાં આવ્યાં.

વડો જજ મારકવાસ ઓવ મોનટેરકાલીઝો તમામ સીહા પોશાક પેહેરીને એક નીચી કુરસીમાં બેઠેલો હતો, અને તેની ઝીણી પણ તીક્ષણ આંખોથી ગોયા એ જણાતું હતું કે તે ચંચળ આદમી ગમે તેવા અપરાધીને ઓળખીને સાચ્ચા ઇનસાફથી કામ કરનારો એક દ્રઢ મનનો નયાયાધીશ હતો. તેની કુરસીની પાછલ તેના ધરમની નીશાની બતાવનારો પવીત્ર "કરસીફીક્ષ" હતો, અને જજના જમણા હાથપર એક નહાની મેઝ હતી જેની પાસેની કુરસીઓપર દફતર નવીસો બેસીને અહેવાલ લખવાની તઇયારી કરતા હતા—આરોપીઓ ઉભાં હતાં તેની પાછલ હતીયારબંધ સીપાહીઓ હતા. અને તે ન્હાના પણ કુશાદે ઓરડામાં ગંભીર ચુપકીદી ફેલાયલી હતી.

કચેરીમાં લોકોને બેસવાની જે જગ્યા હતી તે તમામ ચીકાર ભરાઇ જવા ઉપ્રાંત લોકો ઉભાં રહયાં હતાં અને સીપાહો ઝરાકબી આવાઝ કે ગડબડ નહી થાય તે માટે પુરો બંદોબસ્ત રાખીને હયાંથી ત્યાં ફરતા રહેતા હતા. વળી ખાસ બનાવેલી બેઠકમાં જજથી થોડે દુર આરચીબીશપ ઓવ ટેરેન્ટો પોતાના માણસો સાથે ગોઠવાયલો હતો.

પહેલા સાક્ષી તરીકે મહેલમાંના નઉકરોમાંના એકને આરચબીશપ ઓવ ટેરેન્તોએ બોલાવ્યો અને તે પોતાની ઝબાની આપવા માટે નામદાર જજ સામે આવીને અદબથી ઉભો. તેને સવાલો પુછવામાં આવતા તેણે જવાબમાં કહયું. "મરહુમ રાણી જોનાએ જે રાત્રે મેઝ આરાસ્તા કરવા કહયું તે રાત્રે હું બીજા ૧૧ નઉકરો સાથે મારી ફરઝ બજાવતો હતો. એક વખત જ્યારે હું મેઝબાનીના તે ખાસ ઓરડામાં દાખલ થયો ત્યારે કોચપર પડેલા રેશમના એક દોરડાંપર મારી નઝર પડી હતી મેં તે દોરડું જોયું હતું પણ હું ધારૂં છ કે મેં તે જોયું હતું એમ કોઇનેબી શક ગયો નહી હતો. અમને કામ નહી હોય ત્યારે બહાર ઉભા રાખવામાં આવેલાં હતાં અને કેટલોક વખત ગુઝારવા પછી મહારે અને મહારા બીજા ભાઇ-બંધ નઉકરોને કાને બુમ પાડવાનો અને ચીખ પાડીને ચીલવાના સાદો આવ્યા. અમો નઉકરો મેઝબાનીના ઓરડા તરફ તે સાંભલવાથી દોડી પહોંચ્યા, તો અમને દરવાઝાપર ફીઝીશયન-જેનરલ મલ્યા અને તેવણે અમને કહયું કે 'નામવર એનદરીઆ ઉપર નવું દરદ ગાલેબ થયું હતું અને તેથી તેવણ કુદકા ભુસ્કા મારીને ચીખ પાડતા અને ચીલ્લાતા હતા.' વલી, ફીઝીમયન-જેનરલે અમને દરવાઝાની બહાર ઉભા રાખીને અંદરના આવાઝો સંભળા-વ્યાબી, અને પછી સંગીત માટે સાજંદાઓને બોલાવવાનો અમને હુકમ આપ્યો. અમે ગયાં, સાજંદાઓએ સંગીત શુરૂ કીધું, અને તે બાદ અમારે કાને એવી વાત આવી કે નામવર એનદરીઆએ નવા દરદની અસર તળે બારીએથી નખાવી દીધું હતું. નામવર શાહઝાદાની, તરફ દોડી પહોંચતાં જણાયું કે તેવણ મરણ પામ્યા હતા. અમો નઉકરોને તે વખતે ખુનનો શકબી ગયો નહિ હતો."

પહેલા સાક્ષીની તે ઝબાની લીધા પછી બીજા સાક્ષી તરીકે ફ્લોરેલોને બોલાવવામાં આવ્યો!–તે જવાનની ઝબાનીથી તેઓ સામેનો આરોપ કેમ પુરવાર થનાર હતો એમ ત્રણે આરોપીઓ વીચારવા લાગ્યા, કેમજે તેઓ જાણતા હતા કે ફ્લોરેલો તો ફીઝીશયન-જેનરલ એડરીઅન ત્રેસપેલોનો વફાદાર જાસુસ હતો! લેકીન તે પાપી પલીદોને કયાં ખબર હતી કે ફ્લોરેલો એડરીઅનનો દોસ્ત રહીને તે બદકારના પ્રપંચને પકડતો હતો!!

ફ્લોરેલોએ ઝબાનીમાં કહયું "હું હમણાના નામદાર રીજનટ અને નેકદીલ સરદાર બુરી-અનનો એક નઉકર છું, અને નામવર બુરીઅનની હીલચાલની ખબર આપવા માટે હું તાલ-તલાવટથી ફીઝીશ્યન-જેનરલ એડરીઅન ત્રેસપેલો તરફના જાસુસ તરીકે કામ કરતો હોવાથી મહેલમાં જતો આવતો હતો. મહેલમાંના એક છુપા ભોંયરાંથી જેમ મહારા સરદાર બુરીઅન મહેલથી વાકેફ છે, તેમજ હું મહેલની અંદરનું ખુણે ખુણું એડરીઅનના ઢોંગી જાસુસ તરીકે હોવાથી જાણું છું. ઘણી વાર મહેલની અંદર હું હીંયા ત્યાં ફરી હરી બારીક નઝર રાખતો હતો, અને મહેલમાંનાઓની છુપી વાતો જાણવાની કોશીશ કરતો હતો. શાહઝાદા એનદરીઆના ખુનને બીજે દીવસે મેં ફીલીપા કાઉન્ટેસ ઓવ કેબેનોના ઓરડામાં છુપાઇને એડરીઅન ત્રેસ-પેલો અને ફીલીપાને વાત કરતા સાંભલ્યાં કે તેઓએ મરહુમનું ખુન કીધું હતું, અને વલી ઘણી અંચ્છી કુશલતાથી નવા દરદની વાતમાં તે ખુનની વાતને ભેલી નાંખી દીધી હતી."

ફ્લોરેલોની ઝબાની પુરી થવા પછી તે કચેરીની બહાર ગયો, જે વખતે તેને જોઇને ફીલીપાએ દાંત કચકચાવ્યા અને બબડી.–ફ્લોરેલોની ઝબાની પછી લોરડ ચેનસલર પેટરશીઓ

વેનચુરાને બોલાવવામાં આવ્યો, અને તેનું નામ સાંભળી તથા તેને સાક્ષી આપવા આવતો જોઇને ત્રણે આરોપીઓ મનમાં ઘણાં બીહીધાં અને ગુસ્સેબી થયાં!

પેટરશીઓ વેનચુરાએ ઝબાની આપતાં કહ્યું:

" લોરડ હાઇ ચેનસલરનો હોદ્દો ભોગવતો હોવાથી મ્હને મરહુમ રાણી અને મહેલમાંના દરેકના સમાગમમાં આવવાનું થતું હતું. ઘણી ખરી બધી ખાનગી વાતો મ્હને કહેવામાં આવતી હતી, અને તે ઉપરથી હું આ કચેરીમાં ખરી ખાત્રીથી કહી શકું છું કે મરહુમ રાણીના મરહુમ શઓહર એનદરીઆનું ખુન કરવામાં આરોપીઓએ પોતાની શામીલગીરી આપી હતી."

આરોપીઓમાં ગભરાટ ફ્યલાયો, અને કાઉન્ટ ઓવ આરત્રોઝસ પુકારી ઉઠયો "તદન જુદી વાત છે! સાક્ષીઓએ તદન ખોટી ઝબાની આપેલી છે!"

"હા-તદન જુદી વાત છે!" ફીલીપાએબી પડઘા કીધો. પણ જજે આરોપીઓને ચુપ રહેવાની નીશાની કીધી, અને તે દમામથી બોલ્યો:

" આરોપીઓ, ત્હમારી સામે પુરતા પુરાવાઓ પડી ચુકયા છે, અને હું ત્હમને પુછું છું કે ત્હમે ગુન્હાગાર છો કે નહીં?"

"અમે સાફ ના પાડીએ છીએ." જાણે એક આવાઝ હોય તેમ ત્રણે પુકારી પડયાં.

"ત્હમે ઇનસાફના કામમાં હરકત કરો છો." જજે કહ્યું "ત્હમે ખરા ગુન્હાગાર છો એમ ત્હમારા ભેદના જાણનારાઓએ કહ્યું છે. છતાંબી ત્હમે ઇનકાર કરીને ઇન્સાફના કામમાં તકલીફ આપવા માંગો છો."

"અમે બીલકુલ બેગુન્હા છઇએ, અમારી સામે ખોટી ઝબાની આપવામાં આવી છે." બરત્રાનડ અને ફીલીપા બોલ્યાં.

અને તે પછી અકેકને જજે પુછ્યું તો વારાફરતી ત્રણેએ પોતાને નીરદોશ જણાવ્યા, જેથી જજે પુકાર્યું "સીપાઇઓ, આરોપીઓને દુખ આપવાના ઓરડામાં લઇ જાઓ."

ત્રણે આરોપીઓ સીકંજામાં પોતાને સપડાવવામાં લઇ જવામાં આવનાર જાણીને માથાથી પગ સુધી ધરૂજયા, અને જ્યારે ફીલીપાની છાતીમાંથી એક નીસાસો નીકલ્યો ત્યારે કેરોલીના તો એક મોટી ચીખ સાથ પછવાડે ઉભેલા સીપાઇના હાથમાં ફાટે ફાટે ડોળે જુમાઇ પડી!

ત્રણેએ હજીબી ઇનકાર કીધો, અને સીપાહો તેમની ઉપર ઝુલ્મ કરવા માટેના તે ભયંકાર ઓરડામાં તેમને ઘસડી ચાલ્યા.

પત્થરની એક લાંબી સીડી ઉતરી ગયા પછી તે ઓરડો આવતો હતો, જે ઓરડાની છતની વચમાંથી એક દીવો લટકતો બળતો હતો. તે બત્તીના ઉજાળાથી જણાતું હતું કે ત્યાં સીતમ આપવાના ઓજારો પડેલા હતા!

શયતાનનેબી શરમાવે તેવી સખતીઓ તે ઝમાનામાં ગુઝારવામાં આવતી હતી, અને સીતમગર સીપાઇઓ આદમીઓપર એક ફાડી ખાનારા વીકાલ વરૂથીબી ઝીઆદા ઝુલ્મો



ફીલીપાએ ઘણા દમામથી હાથ હીલાવીને રોષ કર્યો.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

સીતમના નાખુન મારતા હતા!–જુઓ, હીંયા એક તરફ હાથનો અંગુઠો દબાવી દેવાનું ઓજાર હતું જેમાં એક આરોપીનો અંગુઠો મુકવામાં આવતો અને તે ઓજાર એટલા તો ઝોરથી તે અંગુઠાપર દબાતો કે અગુઠાના નખથી લહુ ઉડતું અને તેથી પેલા આદમીને અતીશય દુખ થતું–બીજી તરફ એક લોખંડનું બુટ હતું જેમા તે આદમીનો પગ મુકવામાં આવતો અને તે બુટને એટલા તો ઝોરથી સંકોચી ખેંચવામાં આવતું કે તેમાનો પગ ચીમરાઇને દબાતો પીલાતો અને તે વખતે પેલા કમનસીબ આદમીના જીગરમાંથી ચીખપર ચીખ નીકલતી— વલી લોખંડનો એક બુરકો પેલા આરોપીને પહેરાવતા અને તે બુરકો તે આદમીના તમામ ચહેરાપર રફતા રફતા એટલા તો ઝોરથી દબાતો કે પેલાના નાક, આંખ, અને મોઢાંમાંથી લહુ લહુ નીકલતું, વલી ગરદન દબાવવાનું એક ઓજાર હતું જેથી તે કમનસીબ આદમીના ગરદનને એટલા તો ઝોરથી દબાવવામાં આવતી કે તે આદમી કાલું પડી જતું અને દુખ ન સહી શકવાથી દરદમંદ ચીખ એવી તો પાડતું કે એક પત્થરનું દીલબી પાણી બની જતું જતું પણ પેલા ઘાટકી સીપાઇઓપર તે સખ્ત દેખાવની કાંઇબી અસર નહી થતી!–પાક ખુદા કોઇ દુશમનનેબી તેવા સીતમો ઝુલ્મ નીચે ન જવા દે!

વલી, ચાબુકના માર મારવા ઉપરાંત તે ઘાટકી ઝમાનામાં માણસોના શરીરપર છુરી વડે ઘા કરીને તેંપર નમક છીરકવામાં આવતું, જેથી દુખની કોઇ સીમાજ નહીં રહેતી. વલી, હાથ અને પગને રસીથી બાંધી લઇ તે રસીને એટલી બધી હદ સુધી ખેંચવામાં આવતી કે પેલો હાથ કે પગ જાણે સાંધામાંથી છુટો પડી જવાની અણી સુધી જાય! બીજી અનેક તરેહના સીતમ આપનારા ઓજારો તે દુન્યાઇ દોઝખમાં હતા, જે જોઇને આપણે એજ ખ્યાલપર આવીએ કે તે ઝમાનાના માણસો કેવા ઘાટકી અને રાક્ષસ જેવા હતા કે આવા આવા ઝુલમો સીતમથી એક બીજા માણસને રીબાવવાનું તેઓ દીલ કરતા હતા!! ફઉલાદથીબી સખ્ત અને ખંજરથી કાતીલ તે દીલ હો જોઇએ જે આવા આવા ઝુલ્મો સીતમ કરવાપર તઇયાર થાય!! લાનત હઝાર તેવા બેરહમ દીલપર!

તે ઓરડાની અંદર લઇ જવામાં આવતાજ મઉત આવ્યું હોય તેમ ફીક્કીપા ફીકી થઇ ગઇ, અને કેરોલીનાએ ફરીથી એક ચીખ મુકી. બરત્રાનડ–ડ–આરત્રેઇસ જો કે દીલમાં હીમત લાવવાની કોશીશ કરતો હતો, છતાં બ. તેને લાગ્યું કે તેના શરીરમાંનું લહુ બીલકુલ ઠંડુ થઇ જતું હતું!

ત્રણે ગુન્હાગારોને તે ઓરડામાં દાખલ કર્યા બાદ સીપાઇઓ હટી ગયા, કેમકે જજ અને તેની સાથે એક તબીબ અને એક પાદરી અંદર આવતા હતા. જજ કોઈ ઇકરાર થાય તો તે સાંભલવા, તબીબ આરોપીઓનું ઝુલ્મથી મઉત નહીં નીપજે તે પર ધ્યાન આપવા, અને પાદરી તેમને શીખામણ દેવા.

માર્કવીસ ઓવ મોનટેસ્કાલીઝોએ કરેલી એક નીશાનીથી બે સીપાઇઓએ કાઉનટ ઓવ આરત્રેઇસને પકડીને એક કુરસીમાં પટકયો, અને તે કુરસી સાથે બરત્રાનડને ઝોરથી બાંધ્યો. બરત્રાનડના હાથ પગ બાંધવા પછી બહાર ઉભેલા લશકરી સીપાહો જેવા બે હતી-આરબ્ધ અને લહુનીજ બનેલી હોય તેવી લાલ આંખોના મારાઓ આવ્યા જેઓ બરત્રાનડની બન્ને બાજુ તરફ ખુલ્લા ભાલાઓ સાથે ઉભા રહયા, અને તેમ કર્યા પછી એક આંખ વડા

જજે દાબી જેથી તે કમનસીબ કયદીના માથાપર લટકાવેલા લાકડાના બે બનાવટી હાથો બરત્રાનડના સર ઉપર વારા ફરતી ફટકાઓ મારવા લાગ્યા !

કપાળ અને માથાપર પડતા તે ધીમા ફટકાઓનું ઝોર આહીસ્તા આહીસ્તા વધારવામાં આવ્યું, અને કમનસીબ કાઉનટ માથાપર પડતા દમબદમના ઝરબથી આજીજ થઇ જવા લાગ્યો, આખીર જ્યારે કાઉનટ બેહોશ જેવો થઇ રહયો, ત્યારે જજે પુછ્યું "કેમ ગુન્હો કબુલ કરો છો કે નહીં ?"

"નહીં." એક લાંબો નીસાસો ખેચીને બરત્રાનડે જવાબ આપ્યો.

તે સાંભળીને વધારે ઝોરથી તે હાથોનો ઝુલ્મી દઔર ચાલુ કરવામાં આવ્યો, બરત્રાનડને લાગ્યું કે તે પોતે મગઝથી બેમગઝ થઇ જશે એવા તે ફટકા હતા, તેને ચકકર આવતા હતા, અને આંખો પર એકેક ફટકાથી હવે અંધારા આવી જતા !—તે માથુ બાજુએ ખસાડી શકતો પણ નહીં હતો, કેમજે ભાલાવાલા સીપાહો ચળકતા હતીયાર સાથ આજુબાજુમાં હતા, સામે ફાડી ખાનારા વીકાળ વરૂની માફક જજ અને તેના સીપાઇઓ હતા, અને ઝરાકબી જુમબીશ ખાવાની કોશીશ કીધી તો તેની તે હીલચાલને સબબે ઝીંઆદા મુશકીલી તેનાપર ઉભી થાય એમ હતી !

ફટકાપર ફટકા લગાવયા બાદ એકાએક તે હાથોને જજે અટકાવ્યા, સીપાહો અને સીપાઇઓને ખસી જવાનો હુકમ આપ્યો, અને એકવાર ફરીથી તેણે ગરજના કરતી રવેશે તમામથી પુછ્યું "આરોપી, તહારો ગુન્હો તું કબુલ કરેછ કે ?"

"નહીં" કાઉનટ બરત્રાનડે જેમ તેમ કહયું અને તે બોલી રહયો કે જાણે મરી ગયો હોય તેમ તેણે માથુ જુમાવી દીધું.

તબીબે તુરતજ બરત્રાનડની નાડ તપાસવા તેનો હાથ પોતાના હાથમાં લીધો, અને નાડ તપાસીં તેણે જજના કાનમાં કહયું "વધારે વખત હવે એ ખમી શકશે નહી—જો હવે પાંચ મીનીટબી એ માર એના માથામાં વધારે પડશે તો જાનથી એ જશે."

"છોડો એને સીપાહો, અને સીપાઇઓ તહમે એને તહેખાનાની બીછાનાવાલી કોટડીમાં લઇ જાઓ, તબીબ એની સારવાર કરશે. હુસ્યાર થાય કે ફરીથી આરોપીને હીંયા લઇ આવજો." તે જજે હુકમ કીધો, અને તેના હુકમ પ્રમાણે પેલાઓ ચાલીને બરત્રાનડને એક બીજી કંગાલ કોટડીમાં લઇ ગયા અને ત્યાંની હાલહવાલ એક ખાટલીપર સુવાડીને પેલા તબીબે તેને હુસ્યારીમાં લાવવાની પોતાની કોશીશ કીધી.

હવે ફીલીપા અને કેરોલીનાની તરફ ફરીને જજે ફીલીપાને પુછ્યું "અઉરત, તું તહારો ગુનહા કબુલ કરેછ ?"

ફીલીપા ફાટે ફાટે ડોળે જોતી ગભરાટમાં ખુલેલા ફીકા અને ધ્રુજતા હોટે ચુપચાપ ઉભી કારણ કે તે કરડા આવાઝથીજ તેના આખા શરીરમાંથી જાણે જાન ઉડી જતો હોય તેમ તેને લાગ્યું. તેને ગળે ગોયા કાંચકી બાઝી, તેનું માથું ફરવા લાગ્યું, અને તેની નસેનસમાં લહુ જાણે બર્ફ મીસાલ બેસાઇ જવા લાગ્યું !

"બોલ !" જજે ઘણા દમામથી હુકમ કરીને પુકાર્યું.

"નહીં—નહીં—મહને કોઇબી ગુન્હો કબુલવો નથી—કેમજે હું એ ગુન્હા છું." જાણે મર ઉંઘમાંથી જબકી ઉઠી હોય તે મીસાલ જજના પુકારથી ચોંકીને ફીલીપા બોલી.

"એના સાંધાઓ તુટે ત્યાં સુધી સામેના ઓજારને ચલાવો." તે સાંભલીને જજે બરત્રાનડને છોડી આવેલા સીપાઇઓ ગમ જોઇને હુકમ કીધો.

સીપાઇઓએ તુરતજ ફીલીપાને પકડી, તેને ઘસડીને લઇ ગયા, અને પેલા દુખ આપનાર ઓજાર ઉપુર પટકી નાંખી અને રસીથી તેના હાથ પગ બાંધવા લાગ્યા!

તે દેખાવ જોઇને કેરોલીનાને મુખથી એક દરદનાક ચીખ બહાર પડી.

જાણે મઉતનો ગંભીર નાદ થયો હોય તેમ તે ચીખનો આવાઝ ફીલીપાને કાને વાગ્યો, અને જાણે તે સાદથી તે હોશમાં આવી હોય તેમ તેણે આજુબાજુમાં ફાટેલે ડોળે જોયું, અને જ્યારે તેને પોતાની બુરી બનનારી હાલતપર તેજ વખતે ખ્યાલ પુરી રંગેશે થયો ત્યારે તેણેબી દીલ કાપી નાંખનારી એક ચીખ સાથ એક 'હાય' ખેંચી!

પાપી રીતરતી તે ભારજા! તેને વીજળીના ચમકારા મીસાલ ઝડપથી યાદ થઇ તે ઝમાનાની કે જે ઝમાનામાં તે પોતે કેટલી બધી નીરદોશ હતી અને એક નીરદોશ ભલા ભોલા માછીમારની મહોરદાર તરીકે તે કેટલી બધી સુખી હતી!—અફસોસ! હરામની તવંગરીમાં રોળતી થઇને તેણે શું લુત્ફ ઉઠાવી હતી? અંજામમાં તે આજે એક સખ્તમાં સખ્ત સીતમ તળે પીલાવાપર આવી હતી, તેના પાપના નખો હવે તેને પોતાને ચીરી નાખે તેટલા બધા મોટા થઇ ગયા હતા, અને એક ખરાબમાં ખરાબ પલીદ અંજામ તેની સામે ડોળા ઘુરકતું ખડું હતુ!

ફીલીપાની દરદમંદ ચીખના આવાઝનો પડઘાબી હજુણ બેસી નહીં ગયો તેટલાં તો પેલા ઝુલ્મના ઓજારને અમલમાં મુકવામાં આવ્યું, અને ફીલીપાને લાગ્યું કે તેના હાથ અને પગ ઘણા ઝોરથી ખેંચાતા હતા, વધારે અને વધારે ખેંચાઇને હવે બન્ને હાથો જાણે ખભાંથી તોડી નાંખવામાં આવવાના હોય તેવો સીતમ પોતા પર ગુઝરતો જાણ્યો! તોબી, તેણે ગુન્હો તો નહીંજ કબુલવાનો પાકકો ઠરાવ કીધો!

વધારે અને વધારે ઝોરથી તે હતીયારે કામ કીધુ, અને સાંધે સાંધામાંથી હાથ પગ તુટી જતાં હોય તેવું દુખ ફીલીપાને થયું, વલી ગુઠણ આંગલથી કોઇ તેના પગોને મરડતા હોય અને કોણી આગલથી કોઇ હાથોના ટુકડા કરતા હોય તેવો આઝાબ પોતાની ઉપર પડતો જોઇ તે પાપી પલીદ સંગદીલ અઉરતનું સીનું બી ચાક ચાક થઇ જતું. તેને હમણાં લાગ્યું, હવેજ તેને યાદ થઇ શકી કે બીચારા એનદરીઆનું ગયું દબાવી દેતી વખતે તે મરહુમનેબી એવુંજ કોઇ દુખ સહેવવું પડયું હશે!!—અને, અઝીઝ વાંચનાર, આપણે એક અફસોસ કે એક ઉફબી નહી કરી શકીએ તે અઉરતની તેવી કંગાલ હાલતને જોઇને, કેમજે તેણે પોતે જે પલીદ કામો કીધા હતા તેનો તેને આજે બદલો મલતો હતો. ખુની એક ખંજરની સામે હવેજ એક કાતીલ સમશીર તે ટુંકા હતીયારને જેર કરવા પોતાની ઝબરદસ્તી ચલાવતી હતી! અને ત્યારે પાપના બદલામાં તે ઝુલમ હોય તો કેમ આપણે એક આવાઝબી ઉઠાવીએ! કેમજે ઇનસાફ—ઇનસાફ—અને સીવા ઇનસાફ તે કામમાં કોઇબી અઘોર ચીઝ જણાતી

નહીં હતી !

હા, અને જ્યારે વધારે ઝોરથી તેના હાથ પગોની નસેનસ ખેંચાઇ ત્યારે એક "આહ" મારીને ફીલીપાએ પોતાનું માથું ગરદન પર ઝુઆવી દીધું, જજના હુકમથી તબીબને બોલાવવામાં આવ્યો, તબીએ તપાસીને કહયું કે "ફીલીપા વધારે વખત ન ખમી શકશે, તે મરશે."

જજે તેનેબી ઉઠાવીને તહેખાનાની પેલી કંગાલ કોટડીમાં મુકવા સીપાઇઓને હુકમ કીધો, અને તે ન્યાયાધીશના આદમીઓએ જયારે તે હુકમને અમલમાં મુકયો ત્યારે એક મુએલી નાગણની લોઠ મીસાલ તે ખુની અબળાની કંગાલ હાલત હતી !

એક લાશને લઇ જવામાં આવે તેવી હાલત ફીલીપાની જોઇને કેરોલીનાને ફરીથી ચકકર આવ્યા અને તે એક બીજીવાર પાસે ઉભેલા સીપાઇના હાથમાં પછડાઇ પડી ! તેના ચહેરાપર પાણી છીરકવામાં આવ્યું અને આહીસ્તા આહીસ્તા તેના ચકકર જ્યારે દુર થયા ત્યારે પાપીઓની તે હમશરીક અઉરતે દીલમાં ડરથી સોંચી લીધું 'આએ સીતમ મારેથી નહીં ખમાશે, ગુન્હો કબુલ કરી દેવામાંજ ઠીક થશે.'

કેરોલીનાએ તેથી ધ્રુજતા હાથ પગે ગુડણે પડી જઇ કહયું "મ્હને માફ કરો નામદાર ન્યાયાધીશ, મને માફ કરો—મારીપર ઝુલમ ન ગુઝારો, હું ગુન્હા કબુલ કરી દેવા તઇયાર છું."

"હા—ગુન્હો જે થયો હોય તે તું કબુલ કરી દે, બેટી" પાદરીએ હવે આગલ વધીને કેરોલીના તરફ જોઇને કહયું, અને તેણે એક નાનું 'કરૂશીફીક્ષ' ચુમવા આપીને તે પાદરી વધારે બોલ્યો "ગુન્હો કબુલ કરવાથીજ તારા દીલને કાંઇક રાહતબી મલશે."

"ત્યારે મ્હને હીંયાથી લઇ જાઓ, કંપારી આપનારી આએ ભયંકાર જગ્યાપરથી મહને દુર કરો, અને હું તહમને બધું કહી દેવા કબુલ છું." ભારી દુખના ગલગલા આવાઝથી કેરોલીના બોલી, જ્યારે તેનું આખું શરીર ધરૂજતું હતું, અને તેની છાતી ધારતીથી ધડક ધડક ઉડીને જાણે ફાટી જતી હતી !

"ત્હારે હીંયાજ ગુન્હો કબુલ કરવો જોઇશે, હીંયાજ દહેસ્તનાક આ જગ્યા ઉપરજ !" જજે ઠંડા પણ મકકમ આવાઝથી હુકમની ઢબે કહયું "બોલ મરહુમ રાણી જોનાના શઓહર મરહુમ એનદરીઆનું ખુન થયું હતું કે નહીં ? કોણે કીધું હતું ? કોણ શામીલ હતા ? બોલ, બોલ."

"હા, મરહુમ એનદરીઆનું ખુન થયું હતું." કેરોલીનાએ કબુલ્યું "રાણી જોનાએ ગુંથેલા રેશમના એક દોરડાથી તે ખુન કરવામાં આવ્યું હતું—કાઉનટ આરત્રોઇસ, કાઉનટેસ કેબેનો, અને ફ્રીઝીશયન જેનરલ એ ત્રણેએ ખુન કીધું. હું તો માત્ર ત્યાં ઉભી હતી, મેં કાંઈ મરહુમ એનદરીઆને ગુંગલાવી માર્યા નથી. મરહુમ રાણીબી ત્યાં હતી, બસ."

"ઠીક છે, આ તપાસનો આજે છેડો આવ્યો છે, આવતી કાલે એનો ચુકાદો હું આપીશ." જજ દમામથી બોલ્યો.

# પ્રકરણ ૬૧ મું.

## બદકારોનો બુરો અંજામ.

કેરોલીનાએ કીધેલા ઇકરાર પછી તપાસ પુરી થઇ હતી, અને આજે મારકવીસ ઓવ મોનટેસ્કાલીઝો ચુકાદો આપનાર હતો. પેલીજ ખાસ કચેરીમાં વડો જજ બેઠેલો હતો, પાસે દફતરનવીસો હતા, બીજી બાજુ ઉપરથી આરચબીશપ ઓવ ટેરેન્ટો હતો અને જજની સામે થોડેક છેટે ત્રણે ગુન્હાગારોને ઉભા રાખવામાં આવ્યાં હતાં,

બરત્રાનડ ડ—આરત્રોઇસ ફીકો ફ્ક્ક ઉભો હતો, તેના શરીરમાંથી લહુ તમામ ઉડી ગયું હતું, તેના સીધા હાથને પકડીને ટેકો આપી કેરોલીના ઉભી હતી, અને જોકે કાઉનટ આરત્રોઇસે જાણ્યું હતું કે કેરોલીનાએ પેલા ઓજારોના સીતમથી બચવા માટે ઇકરાર કીધો હતો છતાંબી તે કેરોલીના તરફ એકબી ધીકકારની નઝર નાખતો નહીં હતો! ફકત ધ્રુજતી, અને આંસુના મોટાં મોટાં ટીપાંઓ પાડતી કમનસીબ કેરોલીના એકવારના પોતાના આશકના હાથને પકડીનેબી જાણે કાંઈક ધીરજ અને તસલ્લી માનતી હતી! પણ, રીલીપા તો કેરોલીનાને જોઈ જોઇને નફરતની નઝર નાંખતી હતી.

રીલીપાએ આગલે દીવસે જે સીતમ ખમયો હતો, તેથી તેના સાંધા જાણે મુરદાલ જેવા થયલા હતા અને તેથી કચેરીમાં તે સીપાઇઓના હાથના ટેકાથી ઘસડાઇ આવી, પણ ગુન્હાગારોના પીંજરામાં ઉભી રહી શકે તેમ નહીં હોવાથી તેને એક કુરસી બેસવા માટે આપવામાં આવી હતી. અરે, તે કુવવત જે રીલીપામાં હતું તે કયાં ગયું હતું? તે ખુબસુરતી જે ઉપર તે માછીમારની બારજા ઇતરાઇ ફુગરાઇને રાજાના મહેલમાં વટીક દાખલ થઇ શકી હતી તે ખુબસુરતીનો તો માત્ર હવે પછડાયોજ બાકી રહયો હતો! સીરફ થોડાજ દીવસમાં તે કંગાલ અઉરત પોતાની અસલ ખુબસુરતીથી લુટાઇ ગઇ હતી, અને ફકત થોડાજ કલાકની સખતીથી તેનું અસલી કુવવત જેટલુંબી બાકી હતું તેટલું સઘળું તબાહ થઇ જઈ નાશ પામયું હતું!!

વડા જજે હવે ગુન્હાગારોનો અપરાધ થયો હતો તે બોલી સંભલાવ્યો, અને કેરોલીનાનો ઇકરાર પણ જે ઉતારી લેવામાં આવયો હતો તે લખેલો વાંચ્યો, તેમ કરતાં અર્ધો કલાક થઇ ગયો, જે બાદ જજે ત્રણે ગુન્હાગારોને મરહુમ એનદરીઆના ખુન કરવા અને ખુનની કોશીશમાં શામીલ થવાના વાંક માટે મઉતની સજા ફરમાવી, અને ગુન્હાગાર એડરીઅન ત્રેસપેસો જ્યારેબી મલે ત્યારે તેને પણ મઉતની સજા થાય તેવો હુકમ લખી નાંખ્યો—બરત્રાનડે તે સજા જાણે હીમ્મતથી સાંભલી, રીલીપા પોતાની બેઠકમાં મુરજાઇ પડી. પણ કેરોલીના તો ચીખપર ચીખ પાડીને મારી માંગવા લાગી,—સરકાના પ્રવાહીથી જેમ એક પહાડ કદી પીગલે નહી, તેમ કેરોલીનાના આંસુથી જજનું દીલ પીગલ્યું નહી!

"ગુન્હાગારોને લઇ જાઓ, અને મેં તઇયાર કરાવેલી જગાપર એ ત્રણેને આજ ને આજ મરણ મારો." જજે પુકારયું અને તેમ બોલી રહીને તે પોતાના ઓરડામાં ચાલી ગયો.

ગુન્હાગારોને સીપાઇઓ લઇ ચાલ્યા, અને લોકોનું એક મોટું ટોળું તેમની પાછળ ઉલટયું.

એક મોટા ખટારા રેંકડી ખુલ્લી ગાડી જેને બે ઘોડા જોડવામાં આવ્યા હતા તેમાં ત્રણે ગુન્હાગારોને બાંધેલા હાથો સાથે ઉભા રાખવામાં આવ્યા, અને ગાડીનો હાંકનાર એક મોટા ચાબુક સાથે ગાડીની સાથે ચાલવા લાગ્યો.

ત્રણે ગુન્હાગારોને ગરદન મારવા લઇ જવામાં આવતા હોવાથી તેમની ગાડી પાછળ જલ્લાદખી હવે ચાલતો હતો અને તેની પાછલ લોકોનું જબરૂં મોટું એક ટોળું ચાલતું હતું. આગની ખુમ પેરે વાત ઉડી રહી કે મરહુમ એનદરીઆના ખુનીઓને આજેજ ગરદન મારવાનાં હતાં, જેથી રફતા રફતા લોકોના ટોળામાં બીજા લોક ઉમેરાતાજ ગયાં, અને માણુસોના એક દરીઆખ ગોયા ચાલવા લાગ્યો.

વળી જે રાસ્તાઓ પરથી તે ખુલ્લી ગાડી પસાર થતી હતી તે રાસ્તાપરના મકાનોમાંથી લોકો ગુન્હેગારોને જોઇ રહયાં હતાં, અને તે બદકારોના બુરા કામ માટે તેઓ તરફ ધીકકારની નઝરથી જોઇને તેઓમાંના કેટલાંક તો થુકતાંબી હતાં !

ઝલીલ, ખવાર, અને બરબાદ થયલાં તે ખુનીઓએ હવેજ ચાહયુ કે તેઓએ તેવું ખુની કામ નહી કીધું હતે ! તેઓ જે પાપ કરતાં હતાં તે પાપમાં તો તેઓ ચાલતાં હતાં, પણ, આ પાપનો ઘડો એવો તો છલાછલ ભરાઈ ગયો હતો કે તેમાં તેઓ ડુબ્યાં હતાં ! તેમની કાગઝની નાવ તે પાપના પાણીમાં ડુબીને ખતમ થવાપર આવી હતી ! !

તે ગુન્હાગારો જેઓ મહેલની અંદરના મગરૂર રહેવાશીઓ હતા તેઓએ, હવેજ પોતાની મગરૂરીને ઝાંખ મળેલી જોઇ—આશાઓને નીરાશ થયલી જાણી—પોતાના પાપી લોભો ને કચડાઇ બચડાઇ ગયલા જોયા—પોતાની બદીઓને હાર મલેલી માની—અને તેઓનું દીલ ઝખમી થયું; આઝોરદા થયું, અને અને તે બધાથી તેઓએ ફરી અને ફરીથી એજ ચાહયું કે તેઓએ ખુન નહીં કીધું હતે તો ઘણુંજ બહેતર થતે—તેઓ આ હાલતે કદી ન પહોંચતે !

બરત્રાનડ અને ફીલીપા તો ચુપચાપ ગાડીમાં ઉભાં રહયાં, પણુ કેરોલીના જે કચેરીમાંબી વારંવાર મુરઝાઇ જતી હતી અને જેણે આખીર તેવા મુરઝાવાપણાંમાં પેલા ઓજારથી ગભરાઇ ગુન્હાનો ઇકરાર કીધો હતો, તે કેરોલીના ગાડીમાંબી ચીખપર ચીખ પાડતી હતી, લોકોને સમજાવતી કે તેની પોતાની તરફ રહમ કરવા માટે જજને કહેવું. એકવાર તે ગુડન્યે પડી પાક પરવરદેગારની છેલ્લી બંદગી કરતી, તો બીજીવાર તે લોકની મદદ માંગતી ઉઠીને ફરીથી ચીખપર ચીખ પાડતી !

તે ગાડી ચાલતી ચાલતી મહેલ તરફ આવી, જ્યારે ત્રણે ગુન્હાગારોએ તે મહેલ તરફ ઉડતી આંખોએ જોયું જેમાં તેઓએ કેટલાક દીવસો મઉજ મઝાહમાં ગુઝાર્યાં હતા ! તે મહેલમાં હવે તેમને બચાવનાર કોઇજ નહીં હતું, તેમની મોટામાં મોટી હીમાયતી રાણી જેના તો અત્યાર અગાઉની ખતમ થઇ ગઇ હતી, અને તે રાણીનો આશક પોતાનાજ ઝાડને જડમુળથી ઉખેડી પોતેબી તે ઉપરથી પડી જઇ નાશ પામ્યો હતો ! અને, પેલો બદમાશ, પેલો દુન્યા આખીલ અહંકાર એડરીઅન, તેબી તો મહેલમાં નહીં હતો, મગર તે હતે તોબી શું થતે ! ઉલટો તે ખટારો જેમાં તેઓ ત્રણે હતાં તેમાં આજે તે ચોથોબી ઉમેરાઇ ગયો હતે !

આખીર, મઉતના માંચડા આગલ તે ત્રણે ગુન્હાગારોની ગાડી જઇ ઉભી રહી, અને તેજ વખતે ત્રણ જુતુની દેખાવના મરદો તે ગાડીમાં કુદી પડયા, તેઓએ તે ત્રણેને બહાર ખેંચી કાઢયા, અને પછી પોતાની કમ્મરે બાંધેલા ચાબુકને ખેંચી લઈ ચાબુકે તે ત્રણે ગુન્હાગારોને તે કરડા દેખાવના માણુસાઇ અવતારના રાક્ષસો ખુબ મારવા લાગ્યા!

ચાબુકના માર તે શખ્સોએ એટલા તે મારયા કે લહુ તે ત્રણેના શરીરપરથી નીકલવા લાગ્યું! કેરોલીના અને શીલીપાની સુફેદ પીઠ લહુની નદીમાં ગોયા તરતી થઇ, અને બરત્રાનડની પીઠપર લાંબા કાલા ડાઘો લહુ સાથ આમીઝ થયા!–લોકોમાં કેટલાંક કચવાતાં અને કેટલાંક ખુશી થઈ કહેતાં કે ખુનીઓને એવીજ વાજબી સજા કરીને પછીજ મારી નાંખવા જોઇએ.

કાનના બહેર ફાડી નાંખે તેવી દીલ ચીરી નાંખનારી ચીખો નીકલતી હતી, અને જ્યારે ત્રણે નસોસ મુરદાં જેવાં થઇને ભોંયપર પછાડાઈ પડયાં ત્યારેજ ચાબુકનો માર બંધ કરવામાં આવ્યો.

થોડો વખત પછી તે ત્રણેને માંચડાપર ચઢાવવામાં આવ્યા, બરત્રાનડ જેમ તેમ પોતે ચઢયો પણ તે બંને અઉરતોને તો ઘસડીને ઉપર લઇ જવામાં આવી.

પહેલાં કેરોલીનાને ધીમરાં આગલ બેસાડવામાં આવી અને કેરોલીનાનું માથુ ધીમરાં પર મુકવામાં આવ્યું. તે કમનસીબ અઉરત મઉત અગાઉજ મરી ગઇ હોય તેમ તદન લુલી લાશ જેવી હતી, તેનું માથું એક મુરદાંના માથાની માફક ધીમરાંપર જુલાઈ પડયું, અને હવે એકબી ચીખ તેના હોટો વચ્ચેથી નીકલી શકી નહીં.–જલ્લાદનો કુહાડો પડયો, અને એક વારની રાણી જોનાની તે ખુબસુરત દાસીનું માથું તેના શરીરથી છુટું થઇને હાલ જ્યારે ધીમરાંપરથી નીચે ગબડી પડયું ત્યારે તેના શરીરથી લહુનો એક ફુવવારો ગોયા ઉડયો! ખલાસ, હરામ પ્યારમાં શામીલ થઇ, બદકારોની હારમાલાને લંબાવી લઈ, તે ગુનહાગાર અઉરત આખીરશમાં ખ્વાર અને બરબાદ થઇને મરી ગઇ.

કેરોલીનાના શરીરને હડસેલીને બાજુમાં ફેંકી દઇ એક સીપાઇએ હવે શીલીપાને તે જગ્યાપર બેસાડી. ઝીંદગીની છેલ્લી ઘડીમાં કેરોલીનાના કરતાં શીલીપાની છાતીમાં ઝીંદગીનો ચીરાગ કાંઇક બળતો હતો, અને તે કમનસીબ કંગાલ અઉરતે આજુબાજુમાં જ્યારે જોયું ત્યારે તેનો શઓહર ત્યાં કહીંબી જણાતો નહીં હતો. તેણે એક આહ ખેંચી, અને પોતાનાજ બુરા કરતુકપર તે આહ મારી. જલ્લાદે કુહાડો ઉઠાવ્યો, તે મારયો, અને તે પછી, એક વારની તે માછીમારની ફીતરતી ભારજા જેણે પાપોપર પાપોનો બોજો વધારી મુકયો હતો તે આખીર અંજામમાં એક કંગાલમાં કંગાલ મઉતે મરીને ખતમ થઈ ગઇ.–બેવકુફ નાદાન! તેણે હરામ તવંગરીને ખાતીર પોતાના મુફલીસ મગર નેકીના ભરેલા શઓહર તરફ દગલબાઝી ચલાવીને શું લુત્ફ ઉઠાવી? બીજાના મ્હેલની તકલીદી મઝાહને ખાતીર તેણે પોતાની ઝુંપડીમાં આગ લગાડી!

બરત્રાનડ ડ આરત્રાઇસને હવે ધીમરાં આગળ બેસાડવામાં આવ્યો, બરત્રાનડે ધરમગુરની દીલસોઝી અને તેના તરફના પવીત્ર શબ્દોને સાંભલવા માંગ્યા, પણ રાણીના શઓહરના ખુનીને માટે તે આશીરવાદી શબ્દો નહીં મલી શકે એમ જણાવીને જલ્લાદે ધીમરા પર

તેનું માથું મુકાવ્યું. જલ્લાદે કુહાડો ઉંચક્યો, તેને આબાદ તેમથી નીચે ઉતાર્યો, અને તેના તે ફટકા સાથ બરત્રાન્ડનું માથું તેના શરીરથી ઉડીને નીચે પડયું, અને તે એકવારનો મગરૂર પણ પાપી કાઉન્ટ મુવેલાઓની સંફમાં ગયો.

ખુનીઓના શરીરને દાટવામાં ન આવ્યા, પણ દુર સલગાવેલી એક ચેહમાં તે ત્રણે શરીરો અને તેમના માથાંને મુકવામાં આવ્યા, અને તે લાશની ખાક થઇ ગઈ!!

દુન્યા! દુન્યા! એજ જહન્નમ છે, એજ જનનત છે! દુન્યાજ દોઝખ છે, દુન્યાજ બીહીશત છે! હયાં આપશો તેવુંજ હીંયા લેશો. કરશો તેવુંજ ભરશો.

## પ્રકરણ ૬૨ મું.

### એડરીઅન ભેદ ખોલે છે!

સહમજદાર અઝીઝ વાંચનાર, ત્યારે આપણે બદમાશ બદકારોનો બુરો અંજામ લઈને હવે નેકીનો નેક અંજામ જોઇ લઇશું? ચાલો, આપણી નેક ફરઝમાં આપણે આગળ વધશું:

નેપલ્સના રીજનટ ઇનસારી બુરીઅનને ઉમરાવી ખેતાબ સાથના ભપકા ભરયા નામ સાથે ઓળખવાને બદલે આપણે આપણા તે ભલા નાયકને તેના અસલના સાદા "લુપો"ના નામથીજ હવે ઓળખીશું.

લુપો, બખ્તે બુલંદ લુપો, જોકે આટલો બધો દરજ્જાદાર થયો હતો, તે આલાં હોદાથી નસીબદાર બન્યો હતો, છતાં તે મનમાં કોઈ કોઇ વખત બહુજ મુરઝાતો હતો. તેની ફીતરતી ભારજા પોતાના પાપની પલીદીમાં ખ્વાર થઇને મરી ગઇ હતી. અને તે દગલબાઝ અઉરત તેના બેટા રોબરટનેબી પોતાનીજ બદતમીઝીના વાતાવરણમાં ઉછારીને આખીર તેનોબી નાશ ગોયા પોતે કરી ગઇ હતી, અને તે બે વહાલાંઓનો ગમ લુપોને કોઇ વખત થઇ આવતો હતો, મગર તે તકલીફ પોતાના તકદીરમાં લખાયલી માનીને મનને તે મનાવી લેતો.

લુપોએ ફ્લોરેલોથી જાણ્યું હતું કે એડરીઅન ત્રેસપેલો અલતમારાના અમીરના મકાનમાં છુપાઇ રહયો હતો, અને તે જાણી તેને મનમાં હસી લીધું હતું કે બદમાશ એડરીઅન પોતાને બચેલો માનતો હતો જો કે તે નેપલ્સના રીજનટના સપાટામાં તે બરાબર સપડાયલો હતો!

ફ્લોરેલોએ જજની કચેરીમાં જ્યારે ખુલ્લો એકરાર કીધો ત્યારે લુપોએ અલતમારાના અમીરના ઘર આગલ છુપા માણસો રાખ્યા કે અમીર એડરીઅનને કેયે નહસાડી નહી મુકે, અને તુરતજ અમીરપર કહેવડાવ્યું કે ફ્લોરેલોની વાત એડરીઅનને જણાવવી નહી અને બદમાશ એડરીઅનને કોઈ બીજે ઠેકાણે મોકલાવી દેવાની કાંઇબી કોશીશ કરવી નહી.

અલતમારાના અમીરે નેપલ્સના રીજન્ટના કહેવડાવવા મુજબજ કીધું, તેણે એડરીઅનથી ફ્લોરેલોની તાલ તલાવટની બાઝીનું ભોપાળું છુપુંજ રહેવા દીધું, અને તે ખુની બદમાશને નેપલ્સની દુન્યાપર શું બનાવ બની ગયો હતો તેનો કોઇ ખ્યાલબી નહી આવ્યો.

એથી, થયું એમ કે અલતમારાના અમીરના મકાનમાં ગેયો એડરીઅન એક કયદી થયો, અને ફ્લોરેલો રીજન્ટના હુકમથી તે મકાનમાં એડરીઅન આગલ આવતો જતો રહયો !

બરત્રાન્ડ-ફીલીપા-અને કેરોલીનાને મઓતની સજા મલી ગઈ, અને તે ગુન્હાગારોનો નાશ થયા પછીને બીજેજ દીવસે લુપોએ એડરીઅન પાસે જવાનો વીચાર નકી કીધો, પણ તે દીવસેબી તેને ઘણા અગત્યના બેચાર કામોમાં રોકાઇ જવાનું થવાથી તે જઇ શકયો નહીં, અને ફ્લોરેલો જાણે કશામાં નહીં હોય તેમ 'અજાણી અમ્માં' થઇ એડરીઅન પાસે ગયો.

થોડીક કાંઇ વાતચીત કરયા પછી તે દીવસે એડરીઅને પુછયું "ફ્લોરેલો, શું હજુણુ તપાસ પુરી થઇ નથી ?"

"નહીં," ફ્લોરેલોએ એડરીઅનને બનાવ્યો "તપાસ ચાલ્યાજ કરેછ–તહમારી સામે ખુન પુરવારજ નહીં થઇ શકે તેવું તહમો લોકો એ બધું પાકકું કામ કીધુંછ તો તપાસ પુરી થાયજ કયાંથી ?" અને જુઠું જુઠું ફ્લોરેલો હસ્યોબી !

"ઠીક છે" જાણે ધીરજ મલી હોય તેમ એડરીઅને ઠંડેપણે કહયું, અને તેને કોઇ ચીઝ યાદ આવી ગઇ હોય તેમ તે બોલ્યો "મહને ગઇ કાલે અજબ બેચયની દીલમાં થતી હતી, મહને લાગેછ કે બરત્રાનડ-ફીલીપા-અને કેરોલીના એ તપાસમાંથી બચી શકવાના નથી અને હુંબી કોઇ ને કોઇ દહાડે ખરાબ મઉતે મરશ."

"એ તહમે એમ શું બોલોછ જો ?" ફ્લોરેલોએ ફીતુર ચલાવયા "તહમને શું તહમારૂં અંતકરણ એમ કહે છે વારૂ ?"

"હા મહારૂં અંતકરણ એમ મહને કહેછ" એક નીસાસો નાંખીને એડરીઅન બોલ્યો "અને તેથી, મ્હારા આખીરી વખતમાં હું એક કામ કરી જવા માંગુંછ, એક બોજો જે મહારી છાતીપર છે તે ઉંચકી લેવા માંગુંછ."

"તે શું છે ?" ફ્લોરેલોએ પુછયું.

"મહને વેલેનતીનો સ્પીનોલાને એક વાત કહેવાની છે, અને મ્હારી એવી ઇચ્છા છે કે તું કાલે સહવારના વેલેનતીનોને હીંયા મહારા આગલ કોઇબી રસ્તે લઇ આવે તો સારૂ. કાલે અલતમારાના અમીર પોતાની મહોરદાર અને બેટી સાથે સ્હવારે બંદગી કરવા દેવળમાં જનાર છે, અને તે વખ્તે તું વેલેનતીનોને મહારી પાસે લાવશે તો તહારી બહુ મહેરબાની થશે."

"વારૂ, વેલેનતીનો હીંયા નહીં આવે તો તહમે તેને કોઈ છુપી જગ્યાપર મલવા પોતે નહી આવી શકો ?" ફ્લોરેલોએ ફીતુર ચાલુ રાખ્યા.

"હું ધારૂંછ કે તુંબી મહારી પડતીપર ગઝબ હવે કરેછ !" એડરીઅન મોહ કુમલાવીને બોલ્યો "આ મકાનમાંથી હું બહાર પગબી મુકું તો મહને પકડવામાં આવે તે વાતથી જાણે તું વાકેફ નહીંજ હોય તેમ તું કેમ બોલેછ ! આ મકાનમાંથી તો શું પણ હું આ ઓરડામાંથીબી બહાર નીકલતો નથી. મહને હવે દુન્યાં અને ઝીંદગી કરડવા આવે તેવી લાગેછ. બોલ, ફ્લોરેલો, તું કાલે સ્હવારના હીંયા વેલેનતીનો સ્પીનોલાને લાવી શકશે ?"

"હું મ્હારી બનતી કોશીશ કરશ" ફ્લોરેલોએ કહયું "અને તેને હું જાતે હીંયા નહીં લાવી શકીશ, તો હું તેને હીંયા મોકલી આપીશ, પણ, એ તો કહો કે વેલેનતીનો સાથ હવે તહમને શું કામ રહયું?"

"કાંઇ અગત્યની વાત કહેવી છે, જે માટે હવે મહને ચાલુ બેચયની દીલમાં થયા કરે છે, તે વાત સાથ તુને કાંઇ લાગતું વલગતું નથી, ફ્લોરેલો, વાસ્તે તું વેલેનતીનોને હીંયા લાવ, યા તો તેને મોકલાવ."

"ઠીક છે, હું તેમ કરીશ." ફ્લોરેલોએ કહયું.

"તહારી મહેરબાની."

અને તે પછી ફ્લોરેલો ગયો, તેણે અલતમારાના અમીરને તે સંબંધમાં તો કાંઇ કહયું નહીં, પણ તહેખાનામાં જઇને વેલેનતીનોને કહેવાને બદલે તેણે લુપોને તે મહેલમાં જયાં કામે ગયલો હતો ત્યાં જઇને બધી વાત કહી દીધી.

ફ્લોરેલોનું સાંભળીને લુપોએ વેલેનતીનોને બોલાવ્યો, અને તેને એડરીઅન આગલ બીજે દીવસે સહવારે જવા કહયું. વેલેનતીનો એક મીનીટ સુધી મનમાં મુરજાયો, કારણ કે તેને અલતમારાના અમીરની બેટી લુસીઆના ગલામાંની સાંકલીને જોઇને લુસીઆને જે રવેશે દીલગીર થઈ છુટી પડતાં જોઇ હતી તે વાત જો કે તેણે લુપોને વટીક આજ સુધી કહી નહીં હતી તોબી તે છુપી વાતને સબબે તેણે કાંઈક આનાકાની મનમાં વસાવી. લેકીન તેનુ મુરજાવાનું તુરત દુર થઈ ગયું, કેમજે લુપોએ બીજીજ પળે જે કહયું તેથી તે કાંઈક શાંતી પામ્યો.

"પેલા એડરીઅને કહેવડાવ્યુંછ કે કાલે સહવારના અલતમારાના અમીર પોતાના મ્હોંર-દાર અને બેટી સાથે દેવળમાં બંદગી કરવા જનાર છે, અને તે વખતે અમીરથી છુપાવીને તે તુંને કાંઇ કહેવા માંગેછ. તું જુરૂર જજે, પણ પેલાં ત્રણ ગુનહાગારોને મઉતની સજા મલી તથા ફ્લોરેલોએ તેમની સામે ઝબાની આપી તે વાત તેની આમલ તું કરતોજ ના. તુંને આપણા સીપાહ બચ્ચાઓમાંના બે જણા અમીરના મકાનમાં લઈ જશે, તેઓ તુંને અમીરનાં મકાનની અંદર મહારા હુકમથી દાખલ કરી શકશે."

લુપોને લાગયું કે એડરીઅનની તે વાતમાં કોઇ મોટો ભરમ હતો, અને તેથી ખાસ વેલેનતીનોને તેમ તે મોકલવા માટે ખુશી થયો.

અને, પછી, બીજે દીવસે જયારે અમીર પોતાની મહોરદાર અને બેટી સાથે દેવ-લમાં ગયો તે પછી એક કલાક બાદ વેલેનતીનો સ્પીનોલા એડરીઅન ત્રેસપેલોની રૂબરૂમાં જઇને ઉભો.

"માહરા અઝીઝ વાલી, તહમારા હુકમ મુજબ હું તહમારી આગળ આવ્યો છું." ત્યાંની એક કુરસીમાં બેસ્તાં બેસ્તાં વેલેનતીનો બોલ્યો.

"વેલેનતીનો સ્પીનોલા" જાણે તે નામપર વઝન મુકીને એડરીઅન બોલ્યો "છેલ્લા કેટ-લાક દીવસોથી મહને બીલકુલ ચયનો કરાર નથી, મહને ઉંઘબી થોડીજ છે, અને મ્હને મહારા પાપની ગોયા સજા મલતી હોય તેમ મહને લાગે છે. હું કેટલાક પાપોને માટે ગુન્હાગાર છું

બેટા, અને તેથી મહને જે દીલગીરી પયદા થયા કરે છે તે દીલગીરીમાં હું ધારૂંછ કે મ્હને પાપી ધારીને ધીક્કારી દઈ તું વધારો કરશે નહીંજ."

"ત્હમે ગમે તેવા હોય, પણ હું તમને ધીક્કારતોજ નથી" વેલેનતીનો બોલ્યો.

"શાબાસ, બેટા" એડરીઅન વેલેનતીનોની પીઠપર હાથ મુકીને બોલ્યો "હવે મહારે તુને જણાવી દેવું જોઇએ કે તહારા જનમથી જે ભરમ છુપાવાનો મહને હતો તે આજે હવે હું છુપાવી શકતો નથી. મહને કોઇ એવી બેચયની દીલમાં થાય છે જે મને જાણે ચેતવણી આપે છે કે આ દુનીઆમાં હવે હું થોડાજ વખતનો મુસાફીર છું. તેથી—તેથીજ, હું તાહરો ભેદ તુને કહી દેવા તઇયાર થયો છું, અને તારરા માબાપ કોણ છે તે વાત તુને જણાવી દેવા આતુર છું."

"માહરો ભેદ!—માહારા માબાપ!" વેલેનતીનો અજાયબી સાથે બોલ્યો "શું, મારા માબાપ જીવતાં છે? શું તેઓને હું મલી શકીશ? શું મહારે માટે ખુશી જેવું કાંઈ છે કે?"

અને જીજ્ઞાસાથી ધડકતી છાતી સાથ તે જવાન તીકી તીકીને આંખો અજાયબી ભરેલી ખુશાલીથી ચમકાવી એડરીઅનને જોવા લાગ્યો.

"અઝીઝ બચ્ચા, અલતમારાના અમીરની બેટી લુસીઆ માટેના તહારા પ્યારને વાસ્તે મેં સાંભલ્યુ છે—અને તહારો તે ભરમ હવે મહારેથી છુપો રહી શકયો નથી. શરમા ના, તું શું કરે? માણુસનું દીલ પ્યારને માટે એવું થઇ જાય છે કે ઘણીવાર તે દીલ તેના કાબુમાં રહી શકતુંજ નથી."

"હા, હું અલતમારાના અમીરની બેટી લુસીઆને ચાહું છું." વેલેનતીનો બોલ્યો.

"પણ—"

"પણ, શું?" વેલે ીનો અતી મોટી આતુરતાથી એડરીઅનના પણ પર તેને અટકાવીને વચ્ચે બોલ્યો "બોલો, પણ, શું?

"પણ, અઝીઝ વેલેનતીનો, એ લુસીઆંને તું પરણી શકનાર નથી." અને જાણે વેલેનતીનોને સતાવવાની મકસુદ હોય તેમ એડરીઅન બોલી રહીને વેલેનતીનોની આંખોમાં જોવા લાગ્યો.

"કાંય? હું વહાલી લુસીઆને કાંય પરણી શકું નહીં?" એડરીઅનનો હાથ પકડી લઇ વેલેનતીનો પુછવા પડયો "બોલો—બોલો, હું લુસીઆને કેમ પરણી શકું નહીં?"

"કેમજે, અલતમારાના અમીરની બેટી લુસીઆ તહારી પોતાની બહેન છે." એડરીઅને કહી દીધું.

"મહારી બ્હેન! લુસીઆ મહારી બ્હેન!" અજાયબીની એક આહ સાથ તે જવાન પુકારી પડયો "એ તહમે શું બોલોછ?"

"હું જે બોલુંછ તે સાચુંજ બોલુંછ." એડરીઅને કહયું "વેલેનતીનો સ્પીનોલા, લુસીઆ તહારી પોતાની બહેન થાય, અને મારકવીસ અને મારશીઓનેસ ઓવ અલત-

મારા તહારાં પોતાનાં માબાપ થાય."

"ઓ! પાક ખુદાની મહેરબાની." વેલેનતીનો ખુશીની એક ચીખ સાથે બોલ્યો "હું તો સમહજતો હતો કે હું મહારાં માબાપને કદાપી ઓળખી શકીશ નહીં–મહારે માટે દુન્યામાં હવે ખુશીની એકબી નીશાની મહને કેથેબી મલી શકશે નહી–અને આજે જે વાત મેં તહમારે મોંઢેથી સાંભળી છે તેથી હવે મહને આશા, ખુશીની આશા,કાંઇ દીલમાં લાગે છે, પાક ખુદાની મ્હેરબાની છે કે હું આવા તવંગર અને રહમદીલ માબાપનું બચ્ચું છું, પાક પરવરદેગારની મહેરબાની છે કે હું લુસીઆ જેવી સુક્રના સીતારા સમાન બ્હેનનો ભાઇ છું. હવેજ હું મ્હારી ગરદનપર લટકતી એક યાકુતવાલી સાંકલીનો ભેદ જાણી શકયો છું. હવે હવે તો મહારા શરીરપરના કોઢના ખરાબ ડાઘો માટે ફકત હું દીલગીર રહીશ, નહીં તો દુન્યા મહારે માટે હવે બીહીશત છે–જનનત છે."

"બેટા, તહારા તકદીરની તકલીફ એ હતી કે કોઢ સાથ તું જનમયો, અને તેજ દરદો ડાઘથી ધીકકારીને તુને તારા બાપે પોતાથી દુર કીધો. તહારો જનમ થતાંને વાર તુને મહારા ભાઇ મારફતે મહને સોંપી દીધો." એડરીઅને આગલ ચલાવ્યું "તું અને તહારી બ્હેન લુસીઆ, તહમે બે જોડયા ભાઇ બ્હેન થાઓ." અને તે પછી વેલેનતીનો આગલ તેના જન્મનો ભરમ એડરીઅને કહયો, જે વીગત આપણે તો જાણીએ છીએ.

"ત્યારે મહારાં માદર મહને જોઇને કેટલાં બધાં ખુશી થશે!" વેલેનતીનો ખુશીનો ગોયા દીવાનો થઇને બોલ્યો.

"હા, માદર તો ઘણાજ ખુશી થશે, પણ તહારા પીદર બહુજ દીલગીર થશે." એડરીઅને કહયું "તહારા પીદર તો મેં તહારી આગલ આજે એ વાત કીધી છે તે માટેબી મહારી સાથ ઘણા ગુસ્સે થઈ જશે."

"નહી–નહી, હું તેવણુને સમજાવી લેવશ, હું તેવણુના પગોપર પડી જવશ, અને મહારે ખાતીર મહારા પીતાજીની માફી હું માંગી લેવશ." વેલેનતીનો ખુશી સાથેજ આગલ બોલ્યો.

"તહારી અને લુસીઆની છેલ્લી મુલાકાત થઇ હતી તે વાત આવીને લુસીઆએ ઘરમાં કહી અને સાંકળીનો શું ભરમ છે તે જાણવા માંગ્યો" એડરીઅને કહયું "પણ તહારા માદર તો તે નવી વાત સાંભલીને અજાયબ થયા, કાંઇ ખુલાસો તે પછી સાંકળી માટે તેવણ આપીજ નહી શકયા, અને તહારાં માદર બ્હેન એ બન્નેને જુદી જુદી બનાવટોથી તહારા પીદરે બહેકાવ્યા. પણ, હવે આજે તું હીંયાજ થોભી જા વેલેનતીનો, અને તહારા માત પીતાને ભેટ."

"હું કેહે જનાર નથી." વેલેનતીનો બોલ્યો "મેં આજ સુધી મહારા દરદો દાગને લીધે ગમગીન રહી રહીને આંસુનો ગોયા એક દરીઆબ બનાવ્યો અને હવે આજે જ્યારે મેં જાણ્યું કે એજ કમબખત દરદો ડાઘને માટે મહને મહારા પીતાજીએ દુર કીધો હતો, મહને તજી દીધો હતો, ત્યારેજ હવે હું મહારી તકલીફની નાવડીને મહારા આંસુના દરીઆબને કીનારે પહોંચેલી માનુંછ. કેમજે મહને આજે મહારાં માબાપ મલ્યાં, કેવી ખુશી! કેવી ખુશી! પાક ખુદાનો ઉપકાર."

પણ, ખુશીનો તે દીવાનો જવાન તેમ બોલીને એકદમ અટકી રહયો, અને દીલગીર

બની ગયો.

"કેમ તહારો ચહેરો પડી ગયો?—તહારૂં મોંહ ઉતરી ગયું?" એડરીઅને પુછ્યું.

"એટલા વાસ્તે કે મ્હારી ખુશીમાં હું તહમને ખુશી અને સુખી જોઇ શકતો નથી." વેલેનતીનો ખરા દીલથી દુખી થઇને બોલ્યો "તહમે જનમથી મહને પાલી પોશી મોટો કીધો—"

"તહારા બાપની દવલતથી, અલતમારાના અમીરના પઇસાથી." એડરીઅન વચ્ચે બોલી પડયો.

"પઇસા પીતાજીના, પણ મહેનત તો તહમારી ખરીની!—મહેનતબી નઉકરોએ મ્હારી પાછળ કીધી હોય તો કાલજી ખરીની!" વેલેનતીનો બોલ્યો "તહમે ગમે તે પણ મ્હારા વાલી, મારા મુરબ્બી, અને હું જાણીને બહુ દીલગીર છું કે તહમે મહેલમાં રહેનારા આજે નહાસતા ભાગતા થઈ ગયા છો."

"પણ, મહને કોઇએ નહી ને તહારા પીતાએ છુપાવ્યો, મહને હીંયા રાખ્યો, એબી તહારેજ લીધે મહને મહેરબાનીનો ટેકો મલ્યો." એડરીઅન બોલ્યો "ગમ ન કર, તું ગમ ન કર, મહને પાપીને સજાબી મલે તો લાયક છે, કેમજે મ્હારા ગુન્હાઓનો બોજ હવે મ્હારા માથાપર ચઢીને મહને દબાવે છે અને મ્હારા બાકીના દીવસોમાં મ્હને એવી બેચયની આપે છે કે—"

પણ, તેટલાં નઉકરોએ ગડબડ સડબડ કરી મુકી, અને તે સાંભલીને એડરીઅન પોતાનો વાકય છોડી દઇને બોલી પડયો "હું ધારૂંછ કે તહારા માબાપ અને ભાઇબ્હેન આવી લાગ્યા. એ લોક આએજ તરફ આવતા હોય તેમ લાગેછ, હું ધારૂં છું કે એ લોકની ગયરહાઝરીમાં કોઇ અંદર આવ્યું છે એવી ખબર બહારના માણસોએ આપી હશે અને તેથી તેઓ હીંયા આવતા હશે. આવવા દે, અઓરબી બહેતર. હા, ત્રણે જણા સાથેજ આવેછ."

અને, ખરેખર, અલતમારાનો અમીર પોતાની મહોરદાર અને બેટી લુસીઆ સાથે એડરીઅન ત્રેસપેલોને જ્યાં રાખ્યો હતો તેજ ઓરડા તરફ આવ્યો, અને વેલેનતીનોને ત્યાં જોઇને લુસીઆએ એક ચીખ પાડી દીધી!

* * * *

* * * *

તે પછી બધો ભેદ ખુલાસાથી કહી દીધા વગર અમીરને ચાલ્યુંજ નહી, અને વેલેનતીનોને પોતાના પાંસામાં લઇ લઇને દબાવતાં અલતમારાના અમીરે પોતાની મહોરદારની માફી માંગતા તેને કદીબી નહી જોયલો તેનો તે બેટો આપ્યો, જે બેટાને તે માદરે બોસાઓના એક મોટા વરસાદથી ગોયા વધાવી લીધો. આહહા! તે માદરનો મધુરો પવિત્ર પ્યાર.

પોતાના માબાપને અને બહેનને મલી ભેટીને વેલેનતીનો હવે તે ખુશી ભરેલી ખબર પોતાના મીત્ર મુરબ્બી લુપોને કહેવા માટે જતો હતો, પણ તે પોતાના નવા આલીશાન મકાનની બહાર પગબી મુકે તેટલાં એક પીરમરદ તે તરફ આવ્યો, જે અલતમારાના અમીરને પુછતો હતો.

# પ્રકરણ ૬૩ મું.

## પીરમરદ પોતાને ઘર આવે છે.

"આપ કોણ છો ?—ત્હમારૂં નામ ?" તે પીરમરદ અલતમારાના અમીરને જોઇને પુછવા પડયો.

"હું જુલીયન મારકવીસ ઓવ અલતમારા છું" અમીરે કહ્યું "આએ મ્હારાં મ્હોરદાર છે, આએ મ્હારો બેટો વેલેનતીનો છે, અને આએ મ્હારી બેટી લુસીઆ છે."

"ઓ, ખુશી ! ખુશી !" લાંબી સુફેદ દાઢી સાથનો તે પીરમરદ, વીસ વરસના એક નવ જવાનની માફક કુદીને અલતમારાના અમીરના બનને હાથો પકડી તે ઉપર બોસાઓ લઈ તે બાદ વેલેનતીનોના હાથો પકડીને ખુબ ચુમી ચુમીને બોલ્યો "મ્હારા બચ્ચાંઓ, હું લુડોવીકો ડ અલતમારા છું, અલતમારાના અમીર જુલીયન હું તહારો બપાવો છું."

અને તે ઝઈફ મરદ પોતાના પઉત્ર અને તેના બેટાના હાથોમાં અતી મોટી ખુશાલી સાથે પડી પડીને તે પાક ખુદાના શુકરાના કરવા લાગ્યો.

"પાક ખુદાની શાન" અલતમારાનો અમીર બોલ્યો "શું તે પાક પરવરદેગારની પવીત્ર કુદરત છે કે આજેજ મ્હારા બેટાને હું મલ્યો, અને આજેજ હું મ્હારા પીદરના પીતાજીનેબી મલ્યો."

અને અંદર લઇ જઇને બાહીફાઝત બેસાડીને તે પીરમરદ આગલ અલતમારાના અમીરે પોતાના બેટાને કેમ તજી દીધો હતો, અને શું થયું હતું તે બધી બીના ટુંકમાં કહી દીધી, અને લંબાણથી તે સઘળી કેફીયત કોઇ બીજા મઉકાને માટે રહેવા દીધી.

તે પીરમરદે પેલી વાત સાંભળી લઇને વેલેનતીનોને પોતાના પાસામાં દબાવી દઇને કહ્યું "બેટા, ફીકર મા કર. પાક પરવરદેગારની મ્હેરબાની ઘણી છે. મેં નેપલ્સ તજીને એકાંત ટાપુમાં વરસો સુધી જે એકચીત બંદગી કીધી, તેથી તે પાક દાદારે વંશપરંપરા પડેલો તે આપણા પરનો શ્રાપ દુર કીધો છે."

અને તે પછી તે પીરમરદેબી પોતાની કહાણીનો લાંબો લચ ખુલાસો બીજી તકે કરી દેવાનું કહીને ટુંકમાં પેલા એકાંત ટાપુની વાત કહી અને તે ટાપુને છોડીને એક તરાપા મારફતે તે પોતાને વતન અને મકાન કેમ આવી લાગ્યો હતો તેનું વરણન કરીને તે વધારે બોલવા ગયો, તેટલાં વેલેનતીનોએ કહ્યું "આપ થાકી ગયલા છો, ઘણો વખ્ત બેસી રહો તે ઠીક નહીં. આપ બીછાનાપર આરામ કરો તો સારૂ. આપની વાત થોડીક અમે જાણી છે, વધારે આપ આરામ લઇને પછી બોલશો તો ઠીક."

અને બધાંએ જ્યારે બહોંસ કરી ત્યારે બુઢાજીએ નાશતો પાણી કરી લઇ બીછાનું પકડયું મગર બીછાનામાં લેટી રહીને પોતાની વાત પુરી કરવાનો તેવણે ઇરાદો જણાવ્યો.

અલતમારાના અમીરે તેટલાં વેલેનતીનોને કહ્યું "અઝીઝ બેટા, મ્હારો વીચાર છે કે"

આપણે દાદાજીની વાત સાંભલી લઇને હીયાંથી તુરત નામદાર રીજનટ પાસે બધાં જઇએ, તે નામવરે ત્હારી તરફ જે લાયકી બતાવી છે અને તહારે માટે તેવણુને જે પ્યાર છે તેને ખાતીર હું તહારા માતા, તહારી બહેન, અને તું, આપણે મ્હારે જણાં નામદાર રીજનટને મલવા જઇએ, દાદાજીની પધરામણીની ખુશાલીમાં આપણે ઘરે તેવણુને આપણી સાથમાં લઈ આવીએ અને આજે મોટી ખુશાલીનુ ખાણુ એક કરીએ."

"ઘણોજ નેક વીચાર છે." વેલેનતીનો બોલ્યો "મ્હને હીંયા ઘણુ મોડું થઈ ગયું છે, અને તેથી નામવર લુપો મોટી ચીંતામાં પડયા હશે. તેવણુને મ્હારે માટે ઘણું માન અને ઘણો પ્યાર છે, અને અત્યાર સુધીમાં જો કે તેવણે મ્હારે માટે પોતાના માણસો મારફતે પુછપરછ મ્હારના સીપાહોથી કરીબી હશે, છતાંબી તેવણુ મ્હારે માટે ફીકરમાં પડયા હશે. દાદાજીની વાતની જીજ્ઞાસામાં તહમોએ, માતાજીએ અને પ્યારી બ્હેને કપડાં બદલી લીધાં નથી. એટલે હું ધારૂંછ કે દાદાજીની વાત સાંભળી લઇ આપણે બધાં તે પછી નામવર લુપોને હીયાં લાવવા માટે તેડું કરવા જઇએ" અને વેલેનતીનોએ પેલા બીછાણે લેટેલા પીરમરદ તરફ ફરીને હસીને કહયું "દાદાજી, તહમારી વાત થોડાજ વખત માટે મુલતવી ન રાખો ?"

"ઠીક છે, પણ બેટા લાંબી કહાણી તો હું એક આખો દીવસ તહમારો રોકીને બીજી વખતે કહીશ. "બેટા, તે એકાંત ટાપુની તકલીફ તો શ્રાપ મલેલી પેલી તકદીરની તકલીફને દુર કરવા માટે મેં ખાસ ઉઠાવી, અને પાક ખુદાની એકચીત બંદગીમાં વરસોના વરસોની તે તકલીફ એટલી આસાન દરરોઝ મહારે મન બનતી ગઇ કે હું તે તકલીફને તકલીફ તો સહમજતોજ ન હતો. વધારે સાંભલો" તે ઝઇફે ચલાવ્યુ "પેલા તરાપામાંથી મારો માલ સામાન મંગાવી લો, જેમાં એક એવી તો અગત્યની ચીઝ છે કે જે બેટા વેલેનતીનોને બહુ કામ લાગશે. મહારા શરીરના અંદરના તમામ ભાગોપર શ્રાપથી જે દરદો ડાઘ હતા તે તદ્દન એક પ્રવાહીથી હું નાબુદ કરી શકયોછ. અને તે પ્રવાહી હું મહારી સાથમાં કામ લાગે કરીને લાવ્યોછ. પાક ખુદાની રહમથી હું ધારૂંછ કે તે પ્રવાહીના લગાડવાથી બેટા વેલેનતીનોના શરીરપરના કોઢના ડાઘોબી નીસ્તો નાબુદ થશે."

"ઓ ખુશાલી !" વેલેનતીનો ખુશીની એક ચીખ સાથે બોલ્યો, અને તેણે પોતાના બાપના તે ઝઇફ બપાવાના ખભાંપર હળવેથી હાથો મુકયા અને એક મીઠી ચુમી તે પીરમરદના કપાળપર તેણે લીધી.

તે પછી હટી જઇને વેલેનતીનો પોતાની બ્હેન આગલ ઉભો, અને ઝઇફ બુડોવીકોએ પોતાની વાત આગલ ચલાવી "પાક ખુદાની એકચીત બંદગીથી મહારા શરીરના દરદનું ઝોર તો નાબુદ થયું, મગર કોઢનો ડાઘ જે હજુણુ નાબુદ નહીં થયો હતો તે માટે હું ચીંતામાં થોડેક દુર બેઠેલો હતો તેટલાં મહારી નઝરે એક અજાયબ દેખાવ પડયો. હું જ્યાં બેઠેલો હતો ત્યાંથી દશ બાર કદમ દુર એક ઝાડ પર એક જાનવર દોડી આવીને ચઢયું, અને તેણે ઉપર ચઢીને ઝાડના ઉપલા ભાગપરથી નખે નખે ઝાડની થોડીક છાંલ ઓખવીનાંખી, અને ઝાડના તે ઓખવેલા ભાગપર પોતાના શરીરનો એક ભાગ તે જાનવરે ઘસડયો ! શરીરનો જે ભાગ તે જાનવર પેલા ઝાડના ચીકાસ સાથ ઘસડતું હતું તે ભાગપર મેં જોયું તો કોઇ સુફેદ ઢાબુ હતું ! મહને તુરત એક વીચાર આવ્યો અને એવી અકકલ તે દેખાવથી મહારા મગઝમાં

પયદા થઈ કે પેલું જાનવરભી કોઈ જેવા કોઈ દરદથી પીડાતું હોય અને તે તે દરદથી રીહા થવા તે ઝાડના રસથી સારૂં થવા માટે પોતાના શરીરે રસ લગાડતું હોય! પેલા જાનવરના ઉતરી જવા પછી મેં તે ઝાડમાંથી રસ થોડોક કાઢી લીધો અને મ્હારી ઝુંપડીમાં જઇ મેં તે રસ મ્હારા પગપર ખુબ મસળ્યો. તે રાત્રે સુઇ ઉઠવા પછી સ્હવારે મે મ્હારી મોટી અજાયબીમાં જોયુ કે મ્હારા પગ ઉપરથી ડાઘ નાબુદ થયો હતો! તે દીવસે ફરીથી પેલા ઝાડ આગલ જઇને મેં વધારે રસ તે ઝાડમાંથી કાઢી લીધો, અને ઝુંપડીમાં જઇ મેં મ્હારી ગરદન પર, ખભાં પર, હાથો પર, અને તમામ શરીર પર તે રસ લગાડયો, અને કપડાં પેહેરી લઇ તે દીવસ આખો તથા તે દીવસ પછીની રાત મેં કાઢી નાંખી, અને બીજે દીવસે સહવારનો હું મોટી આશા સાથે ઉઠયો. મેં શું જોયું? મ્હારા તમામ શરીર પરથી ડાઘ તમામ નાબુદગી પામ્યો હતો! મેં પાક પરવરદેગારની બંદગી કીધી, જે એકચીત સાફ દીલની બંદગીએજ મારી દાદ લીધી હતી. મહને મહારી જવાનીથીજ બશારત મલી હતી અને તે બશારત પ્રમાણે હું ઘર છોડીને સ્વદેશ તજીને ચાલી ગયો, તુફાનથી ઘસડાઈને મહારૂં જહાજ નાશ પામ્યું, અને જ્યારે હું તે એકાંત ટાપુમાં જઇ પહોંચ્યો ત્યારે મેં ત્યાંજ મુકામ કીધું, અને વરસો ટક ત્યાં રહીને આજે હું તહમો વચ્ચે આપના નશ સાથ મહારે અસલી ઘરે ખુશી ભરેલા ચહેરાએ આવી લાગ્યો છું."

તે પીરમરદ બીછાનામાં લેટીને તે વાત ધીમે ધીમે કહેતો હતો, તેનો પવિત્ર અલતમારાનો અમીર જુલીયન પોતાની મહેરદાર સાથ તેના સીધા હાથપર બીછાના આગળ બેઠેલો હતો અને અલતમારાના અમીરના તે બે બચ્ચાં વેલેનતીનો અને લુસીઆ–તે ઝઇફના પગ તરફ બીછાણા આગળ ઉભાં હતાં. તેવામાં એકાએક ત્યાંનો અલગો દરવાઝો ખુલ્યો અને હળવેથી ચાલી આવીને નેપલ્સનો રીજંટ નેકદીલ લુપો પોતે આવીને અલતમારાના અમીરની પાછળ ઉભો રહયો, પીરમરદની વાત તરફ પેલાં બ્હારે એવાં તો ગુંટાયલા હતા કે તેમનું ધ્યાન લુપો તરફ પહેલાં ગયું નહી.

પણ, જ્યારે વેલેનતીનોનું ધ્યાન ગયું ત્યારે તે "મહારા મુરબ્બી" બોલીને દોડી ગયો, અને બધાંઓએ ઉઠીને નામવર લુપોને મોટી ઇઝઝત આપી.

"બચ્ચાંઓ પોતે તહમારી તરફ આવનાર હતાં." ઝઇફ લુડવીકો બીછાનેથી ઉઠીને લુપોને માન આપીને બોલ્યો "આપ નામવર લુપો છો, અને આ રાજ્યના રીજનટ છો એ જાણીને હું ઘણો ખુશી થયો છું. પાક ખુદા નેકોની સાથ નેકીના ભરેલાઓનીજ દોસ્તી કરાવે છે. આપ બેસો."

~~~
~~~



તકદીરની તકલીફવાલા બુઢાની આસપાસ તેનું કુટુંબ સુખમાં એકઠું થયું.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

# પ્રકરણ ૬૪ મું.

---

## પાપી એડરીઅનનો નાશ.

નામવર લુપોની તાઝીમતવાઝો સાથે હીફાઝત કરયા બાદ ટુંકમાં બુઢ્ઢા લુડવીકોએ પોતાની કહાણી કહી, અને તે બાદ ખુશકારક બીજી વાતોપર ઉતરીને લુપોએ ચાહયું કે તે એડરીઅન ત્રેસપેલોના ઓરડામાં જાય.

લુપોની ઇચ્છા જાણીને વેલેનતીનોએ લુપોને કરગરીને કહયું, "મુરબ્બી, તહમોને મ્હારે માટે કેટલી બધી કાલજી છે તેનો પુરાવો એક વધુ તાઝા દાખલાથી આપે આપ્યો છે. મહને તહમારી તરફ આવતાં મોડું થયું તો તહમે કેટલાક કામકાજોને મુકી દઇનેબી જાતે મહને શોધના આવ્યા."

"બાર બાર એ કાલજી અને ફાલજીની યાદ તું આપે, અઝીઝ લડકા, તે મહને પસંદ નથી." લુપોએ ઘણા પ્યારથી વેલેનતીનોના માથાપર હાથ ફેરવીને કહયું "પવીત્ર કુદરતે તહરે માટે મહારા દીલમાં કાંઇ એવો ચાહ મુકી દીધો છે કે જેની કોઈ હદ હું બતાવી શકતો નથી."

"મગર, પ્યારા મુરબ્બી," વેલેનતીનો લુપોની આંખોમાં આંખો નાંખીને બોલ્યો "હું એ તાઝા દાખલાની યાદ આપીને આપને એજ કહેવા માંગુંછ કે આપ એડરીઅન આગલ સીધારો તો તેવણને કોઈ રીતે દુખી નહી કરતા."

"અઝીઝ લડકા, પવીત્ર કુદરત પોતાનું ઇનસાફી કામ પોતેજ કરેછ, તો મહને કોઈને દુખી કરવાથી શો લાભ? આપણ માણસ ઝાતના દુખ દીધાથી કાંઇ વળતું નથી, એ તો પવીત્ર કુદરત પોતાના ઇનસાફને અમલમાં મુકેછ ત્યારેજ કાંઈ થાયછ: જે કોઇ જેવું કરેછ તેવુજ તેને મલેછ. હવે હું એડરીઅન પાસે જાઉં છું."

"મહને આપ સાથે લઈ જાઓ તો કેમ!" વેલેનતીનો કાંઇક અટકીને બોલ્યો.

"નહીં બચ્ચા, મહને અકેલોજ જવા દે." લુપો સમજાવીને બોલ્યો. "મેં કહયું છે કે હું તેને કાંઇ દુખ દેનાર નથી, તો તેની તું ખાત્રી રાખ, મહને અકેલો તેની પાસે થોડાક ખુલાસા માટે જવા દે, તું તહારા માતપીતા, બહેન અને દાદા પાસે સીધાર, હું એડરીઅન પાસેથી થોડાજ વખતમાં તહમારા લોક આગલ આવીશ."

"ત્યારે, સીધારો." વેલેનતીનો નઝર નીચી નમાવીને બોલ્યો.

તે પછી, લુપો એડરીઅન આગલ જઇ ઉભો.—અને, તે વખતે, ઉલટાસુલટી હાલતના તે બે આદમીઓની છાતીમાં વીજળી વેગના વીચારો પસાર થઇ ગયા.

એક લુપોના મગઝમાં તે વીચાર દાખલ થયો કે જે ગુઝર પામેલા નીરદોશ વખતનો હતો. આહહા, શું તે ઝમાનો હતો. તે ઝમાનામાં તે એક મુફલીસ માછીમાર તરીકે દરીઆમાં પોતાની નહાની એક નાવડી સાથ નીકલતો; અને ઘરે પાછો ફરતો ત્યારે નેપલ્સની સુફેદ

મોતી સમાન ખુબસુરતીઓમાંના એક અનમોલને તે જઇને નીર્દોશ મધુરા પ્યારથી અજબ વહાલ સાથ બગલગીર થઇ પ્યારા બોસાઓથી તે નરગીઝને વધાવી લેતો!

બદમાશ એડરીઅનના મગઝમાં તે વીચાર દાખલ થયો કે જે ગુઝર પામેલા બુરાઇના વખતનો હતો: હયફ, હયફ, તે ઝમાના ઉપર, જે ઝમાનામાં તે બદમાશ મુઝી કંગાલે એક મુફલીસના ઘરના ચીરાગને લુટયો હતો! તે ચીરાગને ચોરીને પોતાના ઘરમાં ઉજાળો કરવા પર તે બદીના ભરેલા જહન્નમી પલીદે કોશીશ કીધી, મગર ન થેઇ શકયો ઉજાળો ત્યાં કદીથી, સીરફ જે થયું તે પાપ પર પાપનો અઉરબી ઝીઆદા બોઝોજ વધી શકયો, અને તે બોજા તળે દબાયલા ચીરાગે રઓશની આપવાને બદલે આગ આગ લગાડી મુકી!!

અહખચ! કેવા એ ઉલટા સુલટી આદમીઓ! બદી અને નેકીના કેવા સુંદર આકષણુ કરતાશ આ બે દેખાવો!

એડરીઅન તો લુપોને જોઇને અને જોતો રહીને સરબસર ધરૂજયો: પાપ, પાપ, અને પલીદ પાપથી હવે તે ધરૂજરો બની ગયો હતો અને જેમ જેમ તે લુપોને જોતો હતો તેમ તેમ તેના ચહેરા ઉપરથી લહુનું ટીપે ટીપું ઉડી જતું માલમ પડતું.

આખીર, લુપો બોલ્યો:

"સીનોર," લુપો પોતાની નેકદીલી પ્રમાણે પોતાના દુશમન સાથેબી લાયકીથીજ બોલ્યો "સીનોર ત્રેસપેલો, લગભગ ઓગણીસ વરસો થઈ ગયા છે કે જ્યારે આપણે બે એક બીજાને પહેલવહેલા ઓળખતા થયા હતા, તે વખતે સીનોર, તે વખતે હું તહમને એક મહેરબાન, મુરબ્બી, એક નેકદીલ, એક ઉમરાવી ખવાસના આદમી તરીકે પયચાણતો હતો, મગર અફસોસ, કે મ્હને નહી ખબર હતી કે સુફેદ કાંચલીની અંદર તહમે એક ઝહેરીલા સાંપ હતા!" અને એડરીઅનના ચહેરાપર થતા ફેરફારો જોતો લુપો થોડોક દમ ખાતો થોભ્યો "મહારી ગયરહાઝરીમાં મહારી ગુરદારને ફરેબ આપી તેં શયતાને તેની સાથ ઝીનાકારી કીધી" હવે લુપો પોતાના દીલને ન થામી શકવાથી તુંતાંની ગરમી ઉપર આવ્યો "તે બાદ થયલા બચ્ચાને, તું તે મહારી પીતરતી મહોરદારના સહમજાવવાથી, તહારે પોતાને ઘર લઇ જઈ રાખવા ખુશી થયો, અને તે વીચારને અમલમાં મુકતાં તે જહન્નમી અઉરતે મહને મોમ બનાવ્યો, અને તે તે પરમારથના સાહયામાં તહારી મતલબ કાઢી લીધી! એક ભોલા ભલા માછીમારને તહમે બે બદમાશોએ બનાવ્યો.

"અને, પછી" થોડીક થોભ બાદ દાંત કચકચાવીને હાથપર હાથ ઠોકીને લુપો બોલ્યો "અને પછી, મહારા ઘરનો ખઝાનો લુટવા સારૂ તેં મહને દુર કરવાની એક તક હાથમાં લીધી! બદમાશ, મુઝી, બીરાદરકુશ હયવાન, તેં તેં તહારા ભાઇને તેનો વારીસ જલદીથી બની જવા માટે મારી નાંખ્યો, અને, તહારા ભાઇનુ ખુન તેં મહારે મથે ઓળગીને મહને જલ્લાદના કુહાડા નીચે મારી નાખવા માટે તઇયાર કીધો!" અને તેના વાકયના છેલ્લા શબ્દોપર ગુસ્સાની એક ચીખ તે નેકદીલ લુપોના જીગરથી ઉઠી રહી.

"બોલ, બોલ, ઓ ચાંડાળ" લુપો ગુસ્સાથી આગલ બોલ્યો "તહારા ભાઇ ભલા ડોક્ટર ત્રેસપેલોના જે ખુન માટે મહને પકડવામાં આવ્યો હતો તે ખુન શું તેં નથી કીધું? બોલ."

"હા મેં કીધું" ધ્રુજતો થથરતો એડરીઅન બોલ્યો "મ્હારા ભાઇની દઉલત જલદીથી મેલવવા માટે મ્હારા ભાઇનું મેં ખુન કીધું. હું કબુલ કરૂં છ, અને તે વખતે બનેલો એક બનાવબી હું કહી દઉંછ. તહમારા ઘરથી ઉઠાવી લાવેલું પેલું બચ્ચું જ્યારે મરી ગયું ત્યારે મ્હારી નઉકરડી મારફતે મ્હારા ભાઇએ જાણી લીધું કે મ્હારા ઘરમાંનું બચ્ચું મરણ પામ્યું છે, અને મ્હારા ભાઇએ તે વાત જાણી એમ સાંભલીને હું ગુંચવાઇ ગયો કેમજે મ્હારા ભાઇને તે વખતે મ્હારા ઘરમાં આવેલાં બીજા બચ્ચાંની તો કાંઇબી ખબરજ નહી હતી, અને તે તો એમ સહમજ્યો હતો કે અલતમારાના અમીરનુ બચ્ચું જે તેણે મહને સોંપ્યું હતું! તે મરી ગયું. આ ઘોંટાલાથી મેંબી મ્હારા ઘરમાંના એ બચ્ચાના ભેદ નહી ખોલતાં મ્હારા ભાઇને અલતમારાના અમીરના બચ્ચાના મરણ પામવાનીજ બનાવતી વાત કહી! પણ, તેજ વખતે મહને વીચાર આવ્યો કે આ થયલા ઘોંટાલાને સબબે જે મોટી દઉલત અલતમારાના અમીરથી મહને મલનાર હતી તે મલતી બંધ થઇ જશે! મેં મ્હારા ભાઇથી જાણ્યું હતું કે તે મ્હારે ઘરથી નીકળેલો સીધો અલતમારાના અમીરને ઘેરે જઇને તેના બાળબેટાના મરણની ખબર કહેનાર હતો, અને તેથી મેં તેજ મઉકાપર એક ફટકાથી બે પક્ષી મારવાનો વીચાર કરતાંજ હા, મેંજ મ્હારા ભાઇનું ખુન કીધું."

"તેં તેનું ખુન કીધું, અને મ્હારી પર તે ખુનનું તહોમત આવતાંજ તેં અને મ્હારી ફીરતી ભારજાએ મહને ખુની ઠેરવ્યોબી અને માન્યોબી! કેટલી મોટી દગલબાઝી! અને વલી દુઃખપર ડહામ! તે ફીતરતી ભારજાએ પોતે મને ખુની માન્યો તો માન્યો પણ મ્હારા બેટાનેબી શીખવ્યું કે તેણે પોતાના બાપને ખુની માનવો!! એડરીઅન, એડરીઅન, સારૂંજ થયું કે મ્હારે ઘરથી તું જે બચ્ચાને લઇ ગયો હતો તે જલદીથી મરી ગયું, અને બહુજ સારૂં થયું કે તેં મહેલના વાતાવરણમાં વેલેનતીનોને દાખલ નહી કીધો. એડરીઅન ત્રેસપેલો, તેં પાપીએ ફકત એકજ સારૂં કામ જે કીધું હોય તે એજ છે કે તેં વેલેનતીનો જેવા એક ભલા છોકરાને મહેલના પાપીઓ સાથે બેલાઇને બુરો થવા દીધો નથી, પણ તે ભલાઇબી તેં પઇસાના જીવપર કીધી, અલતમારાના અમીરે તુને ગોયા એક નહાની દઉલત એ છોકરાને પાળવા માટે આપી દીધેલી છે જેની મહને હમણાં ખબર થઇછ!" અને પાછો એક દમ થોભી લુપો બોલ્યો "આથી બહેતર થતે અગર જો તું દગાઇથી પઇસાજ મેળવતે, પણ પઇસા અને હરામ પ્યારને મેલવવા તે ખુનો કીધાં, ના સહમજતો તું, કે તેં ફકત તાહરા ભાઇનુંજ ખુન કીધુંછ, પણ તાહરા પાપી પ્યારને લીધે તેં બીજા બે ખુન કીધાંછ, તેં મ્હારી અઉરતને ફીતરતી ભારજા બનાવીને ખુન કરવા શીખવ્યું, અને તે ખુનથી તે કંગાલ અઉરત જલ્લાદના કુહાડા હેઠળ કતલ થઈને કંગાલમાં કંગાલ અંજામે મરી ગઇ, અને રોબર્ટનોબી તેજ અંજામ થયો."

"શું ફીલીપા મરી ગઈ!" ફાટેલે ડોળે એડરીઅને પુછ્યું.

"તો શું એક ખુન કર્યા પછી તે જીવશે? પવીત્ર કુદરત પોતાના રાસ્ત ઇનસાફને અમલમાં નહી મુકશે?"

"મુકશે, મુકશે." કપાલ પર હાથ મારીને એડરીઅન બોલ્યો "અફસોસ, મેં એક ફુલને ફાંસમાં ફસાવી, તેને બબ્બે ખુન માટે ખુની બનાવી—"

અને હજુતો એડરીઅન વધારે બોલે તેટલાંજ લુપો પુકારી ઉઠયો "બે ખુન! બે

ખુન કોણના? એક મરહુમ શાહઝાદા એનદરીઆનું, અને બીજું—"

"મરહુમ રાજા રોબરટનું." એડરીઅને પોતાનો ગુન્હો કબુલ્યો, અને સર જુકાવ્યું.

"શયતાન! નમકહરામ! જેના મહેલમાં જઇને વસ્યા તેનાજ લોહુના તહમે તરસ્યા બન્યા?" લુપો મોટા ગુસ્સામાં દાંત કચકચાવીને બોલ્યો.

"હા." એક નીસાસો નાંખીને તે પલીદ પાપી ગુન્હાગાર હવે આખીરી વખત નઝદીક હોય તેમ ગુન્હાનો તમામ ઇકરાર કરવાના ઇરાદાથી બોલ્યો "રાજા રોબરટનું ખુન થયું, અને અને તે ખુન મેં અને ફીલીપાએ કીધું." અને જે બીના આપણે જાણીએ છીએ તે બીના વીગતવાર એડરીઅને કહી દેતાં આગલ ચલાવ્યું "તેમ રાજાનું ખુન કરીને અમોએ ડયુક ઓવ ડુરા સામે લડત ચલાવીને જોનાને રાજ્ય ગાદી આપી,—

"જે જોનાનેબી તહમો પાપીઓએ ફીતરતી બારજા બનાવી, અને તેને પરીણામે આખીર તે હરામ પ્યારના બે પુટલાંઓ નાશ પામ્યાં!" એડરીઅનના બોલવાની વચ્ચે જુનુનથી લુપો બોલી પડયો "મ્હારો બેટો ગયો, આ રાજ્યની રાણી ગઇ, અને એક ભોલા ભલા શાહઝાદાનેબી તહમોએ નાશ કીધો."

"અફસોસ! અફસોસ! ખરેખરજ એક ભોલો ભલો તે શાહઝાદો હતો, અને તેનું ખુન ... આજે, હું ઘણોજ પસ્તાઉંછ" એડરીઅન કપાલ પર હાથ મારીને બોલ્યો "કેટલો ભોલો તે બીચારો હતો કે તેણે જો રાણી પોતાની સાથના લગનના છુટા છેડા કરાવે તો બીજી મ્હોરદાર કરવા માટે એક ગરીબની છોકરી સાથ લગનની વાત કીધી હતી, અને તે વાત મેં જાણેલી હોવાથી એક રાતના જ્યારે જવાન રોબરટ અને રાણી જોનાને સાથે જોઇને એનદરીઆ ફીલીપાના ઓરડામાં દોડી આવ્યો હતો અને રોબરટ સાથ શમશીરથી લડવા તઇયાર થયો હતો ત્યારે મેં તેના કાનમાં ફક્ત તે વાત કહી, અને તેટલી તે નાચીઝ વાતથી તે ભોલો શાહઝાદો ગભરાઇ ગયો હતો અને શમશીર મ્યાન કરીને પોતાના કમરામાં ચાલી ગયો હતો! કેટલો ભોલો અને કેટલો ભલો! અને તેવા એક ગાય જેવા અસીલ શાહઝાદાનું ખુન અમે કીધું!! અરે અરે, હું મરહુમ રાજા રોબરટના ખુનને માટે જેટલો પસ્તાતો નથી તેટલો બધો હું ભોલા શાહઝાદા એનદરીઆના ખુન માટે આજે પસ્તાઉંછ! અરે, તે બીચારાની મ્હોરદાર રાણી જોના ફીતરતી બારજા થઇને તેને ઉડાવી બનાવીને જવાન રોબરટ સાથ હરામ પ્યાર કરતી હતી છતાંબી તે બીચારો એક ઉફબી નહી કરતો હતો, અને તેવા એક ભોલા ભલા કોઇને ઇજા નહી કરનારને અમે કેમ માર્યો! કેમ માર્યો!" અને માથું દીવાર સાથ અફાળી દઇને તે ગુન્હાગાર, હવે એક દરદે દીલના પુકારથી, રડયો!

"રડ! રડ! ઓ પલીદ ઝીંદગીની તું સીહા તસવીર, રડ! ખુબ રડી લે, કેમકે વખ્ત હવે ત્હારે માટે થોડોજ બાકી છે." લુપો બોલ્યો "જેમ ફીલીપા, કેરોલીના, બરત્રાન્ડ, અને રોબરટ જલ્લાદના કુહાડા તલે પડીને મોત પામ્યા, તેમ હવે થોડાજ વખ્તમાં તુંબી તુંબી નાશ પામશે."

"શું મ્હનેબી મારી નાંખવામાં આવશે?" એડરીઅન બોલ્યો.

"હમણાંજ હું તને ફીલાથી કેદખાને મોકલાઉંછ, રાજ્યના રીજનટ તરીકે અને તેથી

સખ્ત ફરજ છે, અને તેમ કઇદઆને મોકલીને આવતી કાલે ત્હને ગરદન મારવામાં આવશે." લુપો બોલ્યો.

"મ્હને ગરદન મારવામાં નહીં આવે તેથી મેં આજે તઇયાર રાખ્યું છે." ગોળી જેવી કોઇ ચીજ બાજુની મેઝના ખાનામાંની એક બાંટલીમાંથી કાઢી લઇ તે તુરત ગળી જઇને એડરીઅન બોલ્યો "હવે થોડીક મીનીટમાં મેં ખાધેલા ઝહરથી હું મરીશ, માટે, લુપો, હું મરતાં મરતાં તહમારી માફી માંગુછ, અને ઇચ્છુંછ કે તહમે વેલેનતીનોને હીંયા બોલાવીને મ્હારા આખીરી વખતમાં મ્હને તે જવાન સાથ મુલાકાત કરવા દેશો."

લુપો ગયો, અને તેણે વેલેનતીનો ઉપરાંત અલતમારા કુટુંબને તે મરતા માણસ આગલ મોકલ્યુ, અને પોતેબી ગયો.

એડરીઅન પોતે એક પ્રબીણ તબીબ હતો. અને તેણે તેથી જે ઝહર બનાવી ખાધું હતું તે તેનો દમ જલદીથી આખર કરે તેમ હતું, છતાંબી તે પાપી પલીદ બદમાશને મરતી વખતે જે જે વીચારો આવ્યા અને જે જે દુખ થયું તે સઘલા દુખને જોઇને પાસે ઉભેલા. બીજાઓનેબી ખ્યાલ આવે કે પાપીનો કેવો બુરો અંજામ હોય છે તે જાણે પવિત્ર કુદરત બતાવવા માંગતી હતી. એડરીઅન જલ્લાદના કુહાડા તળે મરતે તો તેને તેટલી વેદના નહીં થતે, પણ આ વેદના કાંઇ અજબ રીતની થઇ, અને તે એટલી તો દુખકારક હતી કે ન વરણવી શકાય!

આખીર તે મુઓ.

તે બદમાશ પોતાની આખીરી પળો વખતે એવો રીબી રીબીને મુઓ કે નેક દીલ વેલેનતીનો અને તેની બ્હેન લુસીઆ અને તેમની માદર તે જગપેથી હટી ગયાં હતાં, અને તે મકતનો દેખાવ જોઇ શકયાં ન હતાં!

ખતમ! પલીદ પાપીઓમાંનો બચેલો તે બદમાશબી પોતાના કંગાલ અંજામથી તબાહ થઇને નાશ પામ્યો! બુરાંઓનું કદીબી ભલું થતુજ નથી.

---

## પ્રકરણ ૬૫ મું.

---

### નેક અંજામ.

આપની સખતી મેલવેલો, તકદીરની તકલીફ ખમેલો બુઢ્ઢો લુડવીકો વીપતી સહયા પછી સુખમાં પોતાના કુટુંબ વચ્ચે વસ્તો હતો. તેજ તકલીફમાં રહેલો વેલેનતીનોબી હવે સખતી પછી સુખ જોતો હતો.

પીરમરદ લુડવીકો એકાંત ટાપુમાં પાક ખુદાની બંદગી કરીને શ્રાપ દુર કરી શકયો હતો—જવાન વેલેનતીનો પારકાને ઘર, માબાપને વરસો સુધી પચ્યાણ્યા વગર, આજે દરેક ડાઘની નાબુદગી સાથે દુઃખથી તમામ નીરાલો થયો હતો.

નેક વેલેનતીનો અને તેની નેક બહેન લુસીઆ–જોડાએ ભાઈ બહેન–પવીત્ર કુદરતના તુર તરીકે ભાઇબહેનના ન તુટે તેવા અથાક પ્યારથી હરહમેશ સુખી અને તમામ સુખી હતાં, અને તેમના માબાપ તે બેઉને જોઇને પોતે સુખી રહેતાં હતાં.

પીરમરદ લુડવીકોબી પોતાના ભલા કુટુંબ સાથે બીજાં થોડા વરસો સુધી જીવ્યો. અને તે સુખી કુટુંબમાં વેલેનતીનોના ખાસ આગ્રહથી નેપલ્સનો રીજનટ નામવર લુપો અલતમારાના અમીરના આલીશાન મકાનમાંજ રહેવા લાગ્યો.

નામવર રીજનટે શાદી કરવી એવી બહોંસ અલતમારા કુટુંબ તરફથી ચાલુ થયા કરવાને સબબે આખીર ફરીથી સંસારમાં પડવા માટે લુપો કબુલ થયો, અને અલતમારાના અમીરની એક વીધવા બહેન જે નેપલ્સથી પંદર માઇલપરના એક નહાના પણ આલીશાન મકાનમાં રહેતી હતી તેની સાથે લુપો પરણ્યો. આ બીજા લગનથી લુપો ઘણોજ સુખી થયો, કેમજે આ તેની મહોરદાર નીતી અને નેકીનો એક ઉત્તમ હીરો ગોયા નીકલી. આ લગનથી લુપો વેલેનતીનોનો ફુઓ થયો, અને તે લગન પછીને બે વરસે જે બચ્ચું લુપોને ત્યાં પયદા થયું તે પોતાના ફુઇના છોકરાને લઇને વેલેનતીનો અને લુસીઆ ખુબ રમતાં અને ફરતાં.–લુપોનો આ બેટો તેના પહેલા બેટા રોબરટ જેવો નહીં નીકલ્યો, એ તો પોતાના નેક માબાપ જેવોજ નેક નીકલ્યો.

લુપોએ પોતાનો ડાકુ પેશો તો બેશક અત્યાર અગાઉનો છોડયો હતો, અને તેથી તેણે પોતાના તમામ ડાકુઓને નેપલ્સના લશ્કરમાં શામીલ કીધા હતા. લુપોએ હવે બુરા તવંગરોના પૈસાની લુટથી ભલા મુફલીસોને મદદ આપવાને બદલે ખઝાનામાંથી ખરી સખાવત કરવા માંડી હતી.

અને હવે, અઝીઝ વાંચનાર, પાછાં મલીએ તેટલાં ખુદા હાફીઝ.




**પાક ખુદા આપણા શાહનશાહ જ્યોર્જને સલામત રાખે.**